# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૦ મું.] જાન્યુઆરી ૧૯૧૭. [અંક ૧ લો


## કુબ્જું જ હું સેવા વિષે.

—+++—

માતૃભૂમિ ઓ માહરી! આપું શું હું આજે તને?
લાયક તો કાંઇ છે નહિ, તુજ માટ રે મારી કને.
જો હોય કાયા ભીમની, નહિ પૂરતી તુજ સેવમાં;
નિર્બળ આ કાયા થકી, કઇ વિધ કરૂં હું સેવના?

હજાર કે કાંઇ લાખ પણ, તુજ સેવમાં ઓછા પડે;
તેથી અરે આ કાર્યમાં, ધન હીનતા મુજ બહુ નડે.
લાલચ વળી બહુ સ્વાર્થની, મુજ મનને ડગાવતી;
સેવા તણા શુભ મતને, કંઈ કંઇ રીતે ભુલાવતી.

લાલચ ભલે બહુ આવતી, સઘાંય છો સમલવતાં,
ડગું નહિં કંઇ લેશને, નવ દેઉં કોઇને ફાવવા.
નિર્બળ ભલે રહી કાય આ, છોને રહી ધન હીનતા;
નિશ્ચય ધરૂં મન સાથ હું, કરવા કંઇ કંઇ સેવના.

ફકીરી કપરી આદરૂં, મુજ દેશ સેવા માટ તો;
કદીય કંટાળું નહિ, જાણું નહિ કાંઇ થાક તો.
આપીજ શક્તિ ઈશ્વરે, આપ્યાંજ એણે સાધનો;
ઉપયોગ તે સોનો કરૂં, ને લક્ષ્ય તો પરમાર્થનો.

આ દેશ મારો, લોક મારા, દુઃખિયાં બહુ બહુ દિસે;
કંઇ કંઇ પ્રયત્નો આદરી, કુબ્જું જ હું સેવા વિષે.

સેવા ધર્મી.

# ધર્મ અને સમાજ સેવા.

( રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ બી. એ., એલએલ. બી. )

' Do all the good you can,
" By all the means you can,
" In all the ways you can,
" In all the places you can,
" To all the people you can,
" As long as ever you can.

તેઓએ એક મહાત્માને પ્રશ્ન કર્યો ઇષ્ટ પ્રાપ્તિના કેટલા માર્ગ છે. સૃષ્ટિમાં જેટલા અણુઓ તેટલા માર્ગ છે. પણ સેવા એ સર્વોત્તમ અને ટુંકામાં ટુંકો માર્ગ છે.

આપણા ધર્મમાં પરમાપ્ત પ્રાપ્તિના ત્રણ માર્ગ દર્શાવેલા છે ભક્તિમાર્ગ, જ્ઞાન માર્ગ અને કર્મ માર્ગ કર્મ માર્ગમાં આપણા કર્તવ્યનું પાલન કરવાનુંજ મુખ્યત્વે કહેલું છે. અને ભગવદ્‌ગીતામાં તો એટલે સુધી જણાવ્યું છે કે, ફળનો કે પરિણામનો પણ વિચાર કર્યા વિના, જે ર્ક્તવ્ય હોય તે યથાસ્થિત બજાવે જવું, તેજ આપણો ધર્મ છે, વળી કર્મ રહિત થવું-કર્મ કરવુંજ નહિ-તેને અધર્મ કહો છે આ ઉપરથી જોઇ શકશો કે કર્તવ્ય કર્મ કરવું તે દરેક જણનો ધર્મ છેજ

સમાજ સેવાનો સમાવેશ આપણા કર્તવ્ય કર્મમાં થઇ જાય છે. તે શી રીતે તે અત્રે બતાવીશ આપણે માથે કાંઈ દેવું હોય તો તે પાછું વાળવાનું આપણુ કર્તવ્ય છે, તે તો સર્વ કોઇ કહી શકશે. આપણા ધર્મમાં પણ તે વિષે ઉલ્લેખ છે. અને આપણે માથે દેવઋણ, પિતૃઋણ, લોકઋણ વગેરે છે, અને તે વાળવા માટે આપણા ધર્મમાં દરેકને માથે જુદી જુદી ફરજો નાખેલી છે. આમાની કેટલીએક આપણે નિત્ય જીવનમા કર્યા કરીએ છીયે, પણ આ ફરજોનો મુળ હેતુ કમનસીબે ભુલી જવાયો છે, એટલુંજ નહિ પણ વખતના વહેવા સાથે, જમાનો બદલાવાથી નવીન સુધારાના પ્રસારથી, જે નવાં ઋણ આપણે માથે આવ્યાં તે તે આપણે સમજ્યા નથી. અને પરિણામે તેના બદલા તરીકે કરવાના કર્તવ્યથી આપણે વિમુખ રહીએ છીએ.

આ નવાં ઉભાં થયેલાં ઋણમાંનું એક તે સમાજ ઋણ છે આપણે જે સમાજમાં જન્મ્યા છીયે તે સમાજના આપણા ઉપર ઘણા ઉપકાર હોય છે. આ ઉપકારો તે આપણો સામાજીક વારસો છે. એટલે કે જે કાંઇ સુખ આપણે હાલમાં ભોગવીએ છીયે, તે માટે કોઇએ તો પ્રયત્ન કર્યાજ હશે. અને તે પ્રયત્નોનું ફળ જે સુખ તે આપણને આ સમાજમાં જન્મ ધારણ થવાથીજ

મળે છે. આ રીતે આ આપણો સામાજીક વારસો છે. જમાનાની પ્રગતિની, વિચારોના વ્હેણની, એવી અનેક છાપો આપણા મન ઉપર પડે છે, તે સહેલાઇથી જોઇ શકાય તેમ પણ નથી. જો આપણે એક સુધરેલા માબાપના છોકરાને જન્મથીજ જંગલી લોકો પાસે મુકી દઇયે તો આપણને ખબર પડે કે માબાપ તરફથી મળેલા ઉત્તમ વારસા છતાંયે, તે બાલક લગભગ જંગલી જેવુંજ થવાનું. આવો ક્રુર બનાવ આ જમાનામાં તો બનેલો ધ્યાનમાં નથી. પણ તેથી ઉલટો બનાવ બનેલો છે. જંગલી આફ્રિકન માબાપના એક બાલકને અમેરિકા લઇ જવામાં આવ્યું હતું. ત્યાંની ઉત્તમ પાઠશાળામાં તેને ભણાવીને કેળવ્યું હતું. અભ્યાસ પુરો કર્યો પછી તેણે પોતાના લોકોનો ઉદ્ધાર કરવા ઘણી મહેનત કરી હતી. એને એની પોતાની કેલવણી, એના સંસ્કારી વિચાર, અને એની સેવા બુદ્ધિ, એ બધું પશ્ચિમના સમાજ તરફથી મળ્યું અને એ સમાજનો તે માટે તે ઋણી થયો. વળી આખી હબસી જાતનો જે પચાસજ વર્ષમાં ઉત્કર્ષ થયો છે, તે પણ તેમણે અમેરિકાની સમાજના સંસર્ગમાં રહેવાથી મેળવ્યો છે. આનું નામ તે સામાજીક વારસો, અને આ તેમનું સમાજ-ઋણ.

આ પ્રકારનું ઋણ સમજ્યા પછી આપણે આપણો પોતાનો વિચાર કરીયે. આપણા સમાજની રાજકીય-સાંસારિક અને બીજી અનેક રીતે પ્રગતિ થયેલી જોવામાં આવે છે. આ પ્રગતિને માટે દરેક કેળવાયલા હિંદપુત્રે તેના વડવાઓની મહેનતનો, દેશના આગેવાનોના કામનો, અને સોથી વધારે સામાજીક વારસાનો ઉપકાર માનવો ઘટે છે. રાજકીય હક્ક, પ્રજા તરીકેની ગણના, વિદ્યા પ્રાપ્તિની-સગવડો,-વ્યાપારનો વધારો, સ્થાનિક સ્વરાજ્યની પ્રાપ્તિ, ગામડામાં થતા સુધારા, નહેરોમાં થતા વધારા, વગેરે દરેક જાતના લાભ માટે આપણે સમાજના ઋણી છીયે. આપણે માથે સમાજનું તે બધું દેવું છે. આ ઋણ, આ દેવું, આ કરજ, પાછું વાળવું તે આપણું મુખ્ય કર્તવ્ય હોવુંજ જોઇએ. પણ આ કર્તવ્ય બજાવવું શી રીતે? આ દેવું પાછું શી રીતે વળાય? તે પ્રશ્ન સર્વના મનમાં ઉભો થશે. આ "સામાજીક વારસા" નું "ઋણ" અદા કરવાનો ફક્ત એક મુખ્ય રસ્તો સમાજ સેવા કરવાનો છે. સ્વાર્થનો ત્યાગ કરી, ફક્ત ધર્મ-વૃત્તિથી સમાજની સેવા કરવાથીજ આ ઋણ આપણે પાછું વાળી શકીયે તેમ છે. માટે દરેક કેળવાયલા અને સમજુ હિંદિયે સમાજ સેવા કરવા સદા તત્પર રહેવું જોઇયે. કોઇ માણસના આપણે ફક્ત થોડાકજ રૂપિયા ઉછીના લઇયે છીયે, તો આપણું મન એ દેવાના ભારને લીધે કેટલું

ચિંતામાં રહે છે? અને તે પાછું વાળવાને આપણે કેટલા આતુર રહીયે છીયે? તો આપણા સમાજનું આપણા ઉપરનું આ મહાન ઋણ વાળવાને આપણે આતુર અને ચિંતાતુર કેમ ન રહેવું જોઇયે?

સામાજીક વારસા ઉપરાંત આપણા જીવનમાં પણ આપણે સમાજનું કેવી રીતે દેવું કરિયે છીયે તેનો એક દાખલો અત્રે વિચારીશું. હિંદી સરકારના કેલવણીના ૧૯૦૭ થી ૧૯૧૨ના રિપોર્ટમાં જણાવ્યું છે કે આર્ટ કોલેજમાં સરેરાશ એક વિદ્યાર્થી દીઠ દર વર્ષે રૂ ૧૭૫ ખર્ચ થાય છે. આમાંથી વિદ્યાર્થી ફી તરિકે રૂ ૬૮-૩ ભરે છે એટલે દરેક વિદ્યાર્થી કાલેજમાં ભણે છે ત્યાંસુધી દર વર્ષે રૂ ૧૦૬-૭ કોઈનો દેવાદાર બને છે. આ દેવાની રકમ સરકારી કરોમાથી ભરવામાં આવે છે આ કર ભરનાર મુખ્યત્વે કરીને ખેડુત અથવા ખેતીની ઉપજનો વ્હેપાર કરનાર છે આ પ્રમાણે કોલેજમાં ભણતો દરેક વિદ્યાર્થી, દર વર્ષે આ ગરીબ લોકની ખરા પરસેવાથી પેદા કરેલી રકમમાંથી માથા દિઠ રૂ ૧૦૬-૭ પોતાના ભણતર માટે લે છે. આ પ્રમાણે હાઇસ્કુલની અંદર માથા દિઠ રૂ ૨૬ ખર્ચ આવે છે તેમાથી વિદ્યાર્થી રૂ ૧૪ આપે છે અને રૂ ૧૨ ઉપર પ્રમાણે વેરામાથી પુરા કરવામાં આવે છે. તેજ પ્રમાણે પ્રાથમિક શાળામા પણ વિદ્યાર્થી દીઠ ખર્ચ રૂ ૪-૨ નુ છે અને આવક રૂ ૦-૧૪-૬ છે. અને બાકીના રૂ. ૩-૩-૬ ઉપર મુજબ વેરામાંથી લેવાય છે. આ ઉપરથી જોઇ શકાશે કે આપણા ભણેલા ગણેલા વિદ્વાનો અને ગ્રેજ્યુએટો પણ કેળવણીની બાબતમા દેવાદાર છે-ઋણી છે અને તેમનો લેણદાર સદાયે અંદકીમાં રહેતો, અર્ધનગ્ન સ્થિતિમાં ફરતો, સદા ભુખમરો વેઠતો, કંગાલ ખેડુત કે મજુરીયો છે. આ ઋણ ભણેલા માણસોએ અનેક પ્રકારે પાછું વાળવુ જોઇએ.

આતો કેલવણીની વાત કરી, પણ તે ઉપરાંત બીજી પણ અનેક રીતે આપણે માથે ચાલુ સમયમાં પણ ઋણ ચઢયા કરે છે. આખા દિવસનું કામ કાજ કર્યા પછી સાંજરે મનને તાજું કરવા કોઇ જાહેર બગીચામા આપણે જઇએ, ત્યારે વિચારવું જોઇએ કે આ બગીચો કમાથી થયો? કોના પૈસાથી થયો છે? અને શી રીતે નિભાવાય છે? આ માટે આપણે કોઇના તો ઋણી થઇએ જ છીએ કાંઇ નહિ તો સમાજ સમસ્તના પણ ઋણી થઇએ છીએ. તેજ પ્રમાણે મુસાફરીમાં કોઇ ધર્મશાળામાં ઉતરીએ છીએ, અથવા જાહેર પુસ્તકાલયમાં જઇ પુસ્તક કે છાપું વાચીએ છીએ, કે ઇસ્પિતાલ કે આરોગ્યગૃહનો લાભ લઇએ છીએ, ત્યારે કોઇના પણ ઋણી થઇએ જ છીએ કારણ કે આ

બધી સંસ્થાનું મૂળ તપાસીશું તો જણાઈ આવશે કે અમુક ગૃહસ્થે "ધર્માદા" ખાતર અમુક રકમ કાઢી હતી, અને તેમાંથી આ ઇસ્પિતાલ કે લાયબ્રેરી કે વગેરે બનાવવામાં આવ્યાં હતાં. એટલે એ બધાંનો ઉપયોગ કરતી વખતે ધ્યાનમાં રાખવાનું કે આપણે કોઇ "ધર્માદા સંસ્થાનો લાભ લઇએ છીએ. આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એમ નથી, કે એ સંસ્થાઓનો ઉપયોગ જ ન કરવો. એટલી બધી અક્કડાઈ ચાલી શકે નહિ. કલાપી કહે છે તેમઃ—

"બ્રહ્માંડ આતો ગૃઢ તાતનું છે, આધાર સૌને સૌનો રહ્યો છે;
"લે છે સહુ કૈં, સહુને દઇ કૈં; આભાર સૌનો સૌ ઉપરે છે."

પરંતુ તે બધાનો ઉપયોગ કરતી વખતે, આધાર લેતી વખતે, આપણે કોઇના ઋણમાં આવીએ છીએ તે વાત વિસરવી નહિ અને કોઇપણ વખતે, કોઇ પણ રીતે, યથાશક્તિ આ ઋણ સમાજને પાછું વાળી આપવા તત્પર રહેવું, અને તે પાછું વાળવાનો રસ્તો તે "સમાજ સેવા" કરવી તેજ છે.

આ સમાજ સેવા કરતી વખતે, કોઇકવાર કરનારને ઘણી અડચણો પડે છે, અને લોક તરફથી ધિક્કારાય પણ છે. આવી વખતે કેટલાએક હિંમત હારી જાય છે, અને કોઇ તો અકળાઈ પણ જાય છે. આમ કરવું તે યોગ્ય નથી. આવે પ્રસંગે શાંતિ ધારણ કરવી જોઇએ. સ્વસ્થ મનથી, શુદ્ધ આશયથી, નિસ્સ્વાર્થ વૃત્તિથી, આપણી બુદ્ધિ પ્રમાણે આપણે કર્તવ્ય કરતા હોઇએ, તેમાં આવા વિક્ષેપ આવે તેથી નિરાશ ન થવું. આપણે સમાજ ઉપર ઉપકાર કરવા નિકળ્યા છીએ તેવું અભિમાન મનમાંથી કાઢી નાખવું અને એમજ જાણવું કે આગળના જમાનાના નેતાઓ અને દેશ સેવકો જે ઉપકાર સમાજ ઉપર કરી ગયા છે, તેનું સમાજના એક અંગ તરીકે, ઋણ પાછું વાળવાનું મ્હારૂં કર્તવ્ય જ છે. ધાર્મિક, સાંસારિક કે રાજકીય સુધારા જે આપણે અનુભવીએ છીએ, તે માટે કેટલાએ લોકોએ દુઃખ વેઠયા હશે! તેઓ જો અકળાયા હોત તો આપણે કેવી સ્થિતિમાં હોત, તેનો વિચાર કરવો પણ મુશ્કેલ છે. માટે કોઇપણ પ્રસંગે નિરાશ ન થતાં આપણું ઋણ પાછું વાળવા સતત્ સમાજ સેવાનો પ્રયત્ન કર્યા જ કરવો.

પરંતુ આ ઋણ પાછું વાળતી વખતે ધ્યાનમાં રાખવાનું છે કે આ કાંઇ ગમે તેવું દેવું નથી, અને તે પાછું વાળવા ગમે તેમ વેઠ કાઢવાની નથી. આપણા મંદવાડમાં આપણી માતા ચાકરી કરે છે, તેનો બદલો આપણે કોઇ નર્સને પગાર આપીએ તે રીતે વાળતા નથી પણ પ્રેમ અને વાત્સલ્યથી તે

પાછા વાળીયે છીયે. તેજ પ્રમાણે આ ઋણ પણ પ્રેમ અને વાત્સલ્યથી પાછુ વાળવાનુ છે

છેવટે ફરીથી દરેક જણને આ બાબતો ઉપર ગંભિરાઇથી વિચાર કરવા આગ્રહપૂર્વક વિનંતિ છે આપણે આર્યભૂમિમા વસનારા આર્ય સંતાન છીયે દેવા વિષે આપણી લાગણી તીવ્ર છે પેઢીધરનુ દેવું, પુત્રો, પૌત્રો, અને પ્રપૌત્રો પણ મુદતનો જશ કે બાધ આવ્યા શીવાય આપવા બંધાયલા છે, એવી આપણા ધર્મપુસ્તકોની ભાવના છે તો સમાજનુ આ દેવુ આપણે શી રીતે વિસારે પાડી શકીએ ? આ સમાજઋણ પાછું વાળવા આપણામાના દરેક જણે, સમાજ સેવાનો કોઇપણ માર્ગ, નિરસ્વાર્થે અંગીકાર કરવો જ જોઇએ, વળી આપણે કાઇ લોક સેવાનું કાર્ય કરતા હોઇએ ત્યારે " અમે પરોપકાર કરીએ છીએ " એવુ અભિમાન મનમા આણવુ નહિ, પરંતુ જે વૃત્તિથી એક ઓશીંગણ દેવાદાર પોતાનુ દેવુ ચુકવે છે, તેવી વૃત્તિથી લોકસેવા કરવી, અને પ્રભુનો ઉપકાર માનવો કે ઋણ મુક્ત થવાનો અવસર એણે આપણને આપ્યો

સમાજસેવા કરવી તે આ પ્રમાણે દરેક જણનુ કર્તવ્ય જ છે, અને પોતાનુ કર્તવ્ય યથાસ્થિત બજાવે જવુ તે ધર્મ છે અને તેજ કર્મયોગ છે, અને આ કર્મયોગ તે પરમાત્મ પ્રાપ્તિનો એક માર્ગ છે આ રીતે ફક્ત ધર્મ દૃષ્ટિથી જોઇએ તો પણ સમાજ સેવા કરવાથી પરમાત્મ પ્રાપ્તિનો પણ યોગ છે, અને સમાજ સેવા કરવી તે ધર્મ પણ છે

———0———

## યૂનાઇટેડ સ્ટેટ્સમાં સ્ત્રીઓ.*

( સૌ૦ શારદા મહેતા, બી. એ )

એક ફ્રેન્ચ ગ્રન્થકર્તા કહે છે કે " યુનાઇટેડ સ્ટેટસમા પુરૂષો સ્ત્રીઓના વખાણ કરતા ભાગ્યે જ જણાય છે પણ તેઓ તેમને પુષ્કળ માન આપે છે તે હમેશ માલુમ પડે છે. પત્નીની બુદ્ધિ માટે તેમને સંપૂર્ણ શ્રદ્ધા હોય છે, અને તેમની સ્વતંત્રતા માટે અત્યંત માનવૃત્તિ હોય છે "

પ્રથમ જ્યારે આ સ્ત્રીઓ પોતાનો દેશ છોડીને, અમેરિકામા ગઇ તે વખતે તેમને હરહમેશ ત્યાના મૂળ વતનીઓની બીક રહેતી હતી કારણ કે એ લોકો

* " સન્નારીઓને બે બોલ " માનો એક ભાગ.

બ્હુજ ઝનુની હતા. અને ગમે તે વખતે તેમને મારી નાંખતા; ઘણીવાર દિવસોના દિવસો સુધી તેમને ભૂખે ટેકાવવું પડતું. પુરૂષોને બ્હાર જવું પડે તેથી એકલે હાથે ભૂખ, માંદગી, હુંટફાટ, વગેરે સામે બાથ ભીડવી પડતી. કોઇવાર બંદુક લઇને પણ સામા થવું પડતું. આવા પ્રસંગોને લીધે તેમનામાં તેમજ તેમની સંતતીમાં સ્વાશ્રયની તીવ્ર બુદ્ધિ જાગૃત થઇ. આવે વખતે તેમની સ્વતંત્રતાની આડે આવવાની પુરૂષોને ઇચ્છા જ ના રહે. કારણ કે તેમની પાસેજ રહીને, અને તેમનાં પોતાનાંજ બાળકોના રક્ષણ માટેજ તેઓ પ્રયાસ કરતાં. આ જ સ્ત્રીઓ જંગલની ઝુંપડીઓમાં આનંદ અને રસિકતા રેડતાં, અને પુરૂષોને તેને લીધે ઘણી શાન્તિ વળતી તે જ પ્રમાણે સંકટને પ્રસંગે દ્દઢતા અને ધૈર્ય તેઓ દેખાડતાં, તેની પણ ઘણીજ કદર થતી. અઢળક ધન છોડીને માત્ર ધર્મનું રક્ષણ કરનાર પુરૂષોની સાથે સ્ત્રીઓ રાજગાદી જેવી સ્થિતિ છોડીને, આનંદ ભોગવવાને નહિ, પણ માત્ર પોતાના પુરૂષોનાં ઘર માંડવાને; તેમને મદદરૂપ થવાને તેમણે દેશ છોડયો હતો. અનેક આપદાઓ તેમને વેઠવી પડી હતી. શરૂઆતમાં નોકર ચાકરનું સઘળું કામ પોતાની મેળે કરી લેવું પડતું. ઝુંપડાં બાંધવાનાં પણ મેળેજ. ખેતરમાં હળ ફેરવવાનું, બી રોપવાનું, સઘળું મજુરીનું કામ પણ તેમને કરવું પડતું, તે ભાગના મૂળ વત્નીઓ સામે રક્ષણ કરવા માટે બંદુક ફોડતાં તેમજ બીજાં સર્વ હથીઆર વાપરતાં શીખવાની જરૂર પડતી. ગમે તેવે કસોટીને પ્રસંગે પણ તેમણે ધીરજ છોડી નહોતી. આમાંની કેટલીએક સ્ત્રીઓ તો છેક અનાથ થઇ ગએલી હતી. તેથી પેટનું પુરૂં કરવાને પણ તેમને મહેનત કરવી પડતી. પરંતુ તેથી પણ તેઓ ડગતી નહિ. આ પ્રમાણે પુરૂષોની સાથે રહીને તેમના સુખદુઃખમાં ભાગ લેવાથી સ્વાભાવિક રીતે પુરૂષોને તેમને માટે અત્યંત પ્રેમ અને માનની વૃત્તિ થઈ. તેમના ઉપર તેમનો વિશ્વાસ પણ ઘણો વધ્યો, અને પુરૂષની ખરેખરી સહચરી ગણાવવા લાગી. આટલી સખત જીંદગી ગાળ્યા છતાં એમના જીવનમાં કાંઇ ઉણપ પડી નહોતી. તેમનું ખરૂં લક્ષ તો ઘર, પતિ અને છોકરાં તરફજ હતું. તેમને જ માટે તે મહેનત કરતી, અને સ્વાર્થનો ભોગ આપતી. ગૃહજીવનને વધારે સુખમય બનાવવું એજ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો.

આનો ખરો પુરાવો તો ત્યાર પછી જે ઇગ્લંડ સાથે મોટો વિગ્રહ થયો. જેને The War of American Independence કહે છે તે પ્રસંગે મળી આવે છે. આ વિગ્રહનું કારણ એ હતું કે અમેરિકા ઇગ્લંડને પૈસાની મદદ કરતું હતું, કર ભરતું હતું, પણ રાજ્ય વહીવટમાં અમેરિકાનો જરા પણ

હિસ્સો નહોતો તેથી તે હકને માટે તકરાર પડી રાઉઆતમાજ જ્યારે આ તોફાનની વાત અમેરિકાની સ્ત્રીઓને કાને પડી ત્યારથીજ તેમણે પોતાના ભાઈ, બાપ, ધણીને ઘણુ જ શૂર ચઢાવવા માંડયુ પોતાના દેશના હક્કનું રક્ષણ કરવુ, સ્વમાન જાળવવું એ પ્રથમ કર્તવ્ય છે એ તેમને દ્દઢતાથી શીખવ્યુ ઇગ્લંડથી કાઇ પણ માલ દેશમા લાવવો નહિ એ બાબત પણ તેમનો જ સખત આગ્રહ હતો. દેશના લોકની ઈચ્છા વિરૂદ્ધ કાયદા દાખલ કરવાથી કેટલુ નુકશાન થાય છે, ઇગ્લીશ પ્રજાને સિદ્ધ કરી આપવા માટે એ પ્રયત્ન હતો દરેક પ્રાન્તમા બૈરા તથા છોકરીઓએ પોતાની મેળે વણવા, કાતવાનો ઉદ્યમ હાથમા લીધો, અને ગમે તેટલી અગવડ પડે તે વેઠીને પણ બહારનો માલ વાપરવો નહિ એવો નિશ્ચય એકત્ર મડળ થઇને કર્યો ગમે એવા પાદડા ચ્હાને બદલે ઉકાળીને પીવા માંડયા, અને તેનુ નામ 'લિબર્ટી ટી' (સ્વતંત્રતાની ચ્હા) પાડયુ જ્યા સુધી ઇગ્લંડ અમેરિકન સંસ્થાનો સાથે અન્યાય અને દબાણ કરીને ઘાતકી વર્તણુક રાખે ત્યા સુધી અમેરિકા સાથે ઇગ્લંડે કાંઈ પણ વેપારની આશા રાખવી નહિ એ સિદ્ધ કરવાના ત્યાના પુરૂષોના પ્રયત્નોમા મદદ કરવાને અમેરિકન સ્ત્રીઓએ જરા પણ પાછી પાની કરી નહિ ગમે તેટલુ સંકટ પડે, ગમે તેટલી અગવડ પડે, પણ તે સર્વ ઘણા ઉત્સાહથી સહન કરતી અને છેવટ વેપારને નુકશાન આપવા છતાએ ઇગ્લંડ ક્યારે પોતાનો મમત જારી રાખીને અમેરિકન લોકોને ઠેકાણે આણવાને લશ્કર મોકલ્યું ત્યારે પણ ત્યાની સ્ત્રીઓએ મરણ પર્યંત લડાઇ કરવાનો આગ્રહ કર્યો અંતે જ્યારે ઘર આગળ લડાઇ શરૂ થઇ ત્યારે પુરૂષોને હથીઆર, કપડા, વગેરે સઘળી સામગ્રીથી સજ્જ કરીને અંતઃકરણના ઉમળકા અને આવેશથી રણસંગ્રામમા મોકલ્યા રડતી, નિરાશ થએલી પત્ની, બ્હેન, માતાને ઘેર મૂકીને નથી આવ્યા પણ ખરા વીર પુરૂષની માફક અમારા કર્તવ્ય બજાવીશુ એવી ઇચ્છાવાળી સ્ત્રીઓના આશીર્વાદ અને એના વિચારે તેમનામા વધારે બળ પ્રેર્યું અને તેમના પ્રયાસનો યોગ્ય બદલો તેમને છેવટ મળ્યો પણ ખરો સત્યનો જય એ સિદ્ધાન્ત આગળ અંતે તે પ્રસંગનો એક સ્ત્રીનો પત્ર દ્દષ્ટાંત લેવા જોગ છે

"મ્હે શુ કર્યું છે તે હુ તમને કહીશ અંતઃકરણની પ્રાર્થના, અને આશીર્વાદ સહિત મ્હારા એના એક ભાઇને રણ સંગ્રામમા મોકલ્યો છે, મ્હારી લાજ એ રાખશે એવી હુ આશા રાખું છુ જો મારે વીસ છોકરા અને ભાઇઓ હોત તો તે બધાને હુ મોકલત મ્હારા રસોડા ખર્ચમા અને ઘર ખર્ચમા ઘણો જ

મટાડો કર્યો છે. જરૂર વગરની એક પાઇ પણ હું ખર્ચતી નથી, ગઇ ક્રિસ્ટમસ પછી ચ્હા તો મ્હેં પીધીજ નથી; અને એક નવી ટોપી કે ઝભો વેચાતો લીધો નથી. અને મ્હેં પહેલાં કદી કર્યું ન્હોતું તેવું કામ કરવા હવે માંડયું છે. ગુંથતાં શીખી છું; અને મ્હારા નોકરોને માટે અમેરિકન ઊનનાં મોજાં હું પોતે ગુંથું છું. અને આ પ્રમાણે જનસમાજના હિતાર્થે મ્હારો હિસ્સો આપવા પ્રયત્ન કરૂં છું. હું જાણું છું કે સ્વતંત્ર થઇને એક વખત મરવું તો છેજ, પણ ગુલામ તરીકે તો જીંદગી જીવવા યોગ્યજ નથી. મ્હારી સઘળી અમેરિકન બ્હેનોની અત્યારે તો એવીજ લાગણી છે. પાર્ટીઓ, ઉજાણીઓ, કીમતી કપડાં પહેરવાનું સર્વ દેશ દાઝ માટે છોડી દીધું છે, જો સ્ત્રીઓનો ભાવ આવો છે તો આપણા પતિ, ભાઈઓ અને પુત્રોના અંતઃકરણમાં કેટલો જુસ્સો ઉભરાતો હોવો જોઇએ ? મરવું કે સ્વતંત્ર થવું એજ તેમનો નિશ્ચય છે.”

આજ પ્રમાણે દરેક પંક્તિની સ્ત્રીઓ એક સંપ કરીને મહેનત કરતી હતી. મોટા વૉશિંગ્ટનની પત્ની સ્હવારે વહેલી ઉઠીને ને રાત્રે મોડે લગી જાગીને ઘવાએલા સિપાઇઓ માટે મોજાં ગુંથતી. એક પ્રસંગે મિસિસ ટ્રોપ નામની કોઇ સામાન્ય સ્થિતિની બૈરી લખે છેઃ—

“એક વખતે અમે કેટલાંએક મળીને લેડી વૉશિંગ્ટનને મળવા જવાનું નક્કી કર્યું. અને એવડી મોટી બૈરીને મળવા જવું એટલે અમે તો અમારા સારામાં સારાં લુગડાં પહેરીને ગયાં. ત્યાં ગયાં ત્યારે એમણે તો સાદાં છીંટનાં લુગડાં પહેરેલાં હતાં અને બેઠાં બેઠાં મોજાં ગુંથતાં હતાં. અમને બહુજ સારી રીતે આવકાર આપ્યો, અને થોડી વાતચીત પછી એ તો પાછાં ગુંથવા મંડયાં. અમારા હાથમાં તો કાંઈ ગુંથવાનું નહોતું અને આ મોટા પ્રેસિડન્ટની પત્નીને જોઇને અમે તો વીલાં પડી ગયાં; વળી પાછળથી ઘણીજ મીઠાશ અને ધીમાશથી અમને જરા પણ માઠું ન લાગે એવી રીતે એમણે અમને કહ્યું કે આ વખતે આપણે અમેરિકન સ્ત્રીઓએ બહુજ ઉદ્યમી થવાની જરૂર છે, કારણ કે ઇંગ્લંડ સાથેનો વેપાર બંધ થવાથી ઘણી જરૂરની વસ્તુઓ આવી શકતી નથી. આપણે પોતે *પરદેશી ન લઈએ તેવી વસ્તુઓ વગર ચલાવી લેવાની ટેવ આપણે પાડવી* જોઇએ. આપણાં પતિ અને ભાઈઓ જ્યારે દેશભક્તિના આદર્શ રૂપ થાય છે ત્યારે આપણે ઉદ્યમી થઇ દ્રષ્ટાન્ત બેસાડવું જોઇએ.”

આ પ્રમાણે અમેરિકામાં શરૂઆતથીજ સ્ત્રીઓમાં રાષ્ટ્રીય ભાવના જાગૃત થઇ હતી અને ધીમે ધીમે તેમાં વૃદ્ધિ થઈ હતી. તે સમયના રાષ્ટ્રીય જીવનની

સઘળી માહિતી સ્ત્રીઓને હતી, અને તે જ પ્રમાણે તેમનું વર્તન હતું. ગુલામગીરી નાબુદ કરવામાં પણ સ્ત્રીઓએ ઘણોજ આગળ પડતો ભાગ લીધો હતો. આ પ્રમાણે દેશની દરેક હીલચાલમાં તેઓ આગળ પડતો ભાગ લેતી, અને સ્ત્રીઓ કરી શકે એવા સઘળાં કામ ઘણે ભાગે તો ઇશ્વર પ્રિત્યર્થે અને દેશસેવા બજાવવા ખાતર ઉપાડી લેતી, અને તેથી પુરૂષોના કાર્યમાં ઘણીજ મદદ મળતી અને તેમનો ભાર ઓછો થતો.

જે સ્થિતિ તે વખતે યુનાઇટેડ સ્ટેટ્સની હતી તે જ સ્થિતિ અત્યારે આપણા દેશની છે. આપણા પુરૂષો દેશની સાંસારિક અને રાજકીય ઉન્નતિ માટે તન તોડીને શ્રમ કરે છે, જીવન અર્પણ કરે છે, મ્યુનિસિપાલીટી, લેજીસ્લેટિવ કાઉન્સિલો, વગેરેમાં વ્યાજબી હક્ક મેળવવા માટે, સ્વમાન સાચવવાને કમર કસીને બાથ ભીડે છે, કોંગ્રેસો, કોન્ફરન્સો મેળવીને દેશની સેવા બજાવે છે, સ્વદેશી અને સ્વરાજ્યની ચળવળ ચલાવે છે ત્યારે આપણે શું કરીએ છીએ? આપણે તો સ્હવારથી સાંજ સુધી પેટની પૂજા કરવામાં, આડોશી પાડોશીની જૂઠી કુથલી કરવામાં, સારાં સારાં તદ્દન નવી ફેશનનાં કપડાં ઘરેણાં પહેરવામાં, બહુ બહુ તો ઠઠેરો કરીને મેળાવડામાં જવામાં કે ગાડી ઘોડે મહાલીને સહેલ કરવામાંજ આપણા દિવસો પુરા કરીએ છીએ. જરા વાંચતાં આવડતું હશે તો ઉપર ટપકે ન્યુસપેપરો વાંચીશું કે નોવેલોના તરજુમા વાંચીશું, આ ઉપરાંત આગળ કાંઇ નહિ પણ બ્હેનો એમાં આપણું કાંઇ વળવાનું નથી. આપણે જો આપણા ભાઇઓને મદદ નહિ કરીએ તો એમનું કાર્ય સફળ થવાનું નથી. અને તેટલા માટે આપણે કાંઈ મ્યુનિસિપાલીટીમાં જઇને કે કાઉન્સિલોમાં કે કોન્ફરન્સોમાં જઇને લાંબાલાંબા હાથ કરીને ભાષણો આપવાની જરૂર નથી, એવું મ્હારૂં કહેવું છેજ નહિ પરંતુ એક તો આપણે એ સઘળી બાબતો બરોબર સમજવાનો પ્રયત્ન કરવાનો છે. મ્યુનિસિપલ ગવર્નમેન્ટ એટલે શું? તેનો વહીવટ કેમ ચાલે છે. કોન્ગ્રેસ એટલે શું, આપણા દેશના મહાન પુરૂષોએ અત્યાર સુધી શું શું કર્યું છે, આપણા દેશનો રાજ્ય વહીવટ કેવો છે, ડીમોક્રસી, ઓટોક્રસી, બ્યુરોક્રસી, હોમરૂલ એ શબ્દો એટલે શું, એ બરોબર સમજીને, આપણે પુરૂષોને બતાવવું જોઇએ કે તેમના કાર્યમાં અમે પણ રસ લઇએ છીએ અને તેમને ધીરજ દઇને કામમાં ઉશ્કેરવા અને મદદ કરવી તે કેવી રીતે? દ્રષ્ટાન્ત તરીકે સ્વદેશીનો વિષય લઇએ, સ્ત્રીઓને હસ્તક એટલો વહેવાર ચાલે છે કે જો આપણે દ્રઢ પ્રતિજ્ઞા લઇશું તો ઘણી વસ્તુઓ આપણા ઘરોમાં દેશી વપરાતી થશે. ખાસ કરીને સ્ત્રીઓના કપડાં લીવરપુલ, મેન્ચેસ્ટર, ફ્રાન્સ, આસ્ટ્રીઆ વગેરે ભાગમાંથી આવતા કપડાને ઠ઼ેકાણે

આપણા લાખો-વણકરો ભુખે મરતા થયા છે. એ વાતની કોઇથી ના કહી શકાશે નહિ. હવે આપણે જો થોડો વખત હાલ ચાલતી ફુલફટાક ફેશનોને પડતી મુકીશું અને અહીં બનતાંજ રેશમી, સુતરાઉ, કસુબી સાડીઓ, કબજા, ચોળીઓ પહેરીશું, લેસ લટકણીઆં, બુટ મોજાં મુકીને, આપણો સાદો સુંદર પોષાક પહેરીશું તો ઘણો ફાયદો થશે. એક તો આપણી શોભા વધશે કારણ કે આપણી સ્ત્રીઓનો પોષાક ઘણોજ મનોહર છે. તેમાં પારકાનું અનુકરણ કરવા જેવું કાંઇ છેજ નહિ. બીજું એમ કર્યાથી આપણા દેશના લાખો વેપારીઓ, મજુરોને આશ્રય આપી શકીશું, અને ત્રીજું પુરૂષોનો દેશસેવાનો માર્ગ સરળ કરી આપીશું. ચોથું આપણી એક નિષ્ઠાવાળી દેશ ભક્તિ જોયાથી આડોશી પાડોશી તે પ્રમાણે કરશે, અને સહુથી વધારે, મહત્વનું આપણાં બાળકોનાં કુમળાં મગજ ઉપર દેશભક્તિ–દેશને માટે પ્રેમ એ ભાવ સચોટ ઉત્પન્ન થશે અને આગળ ઉપર એ ભાવની વૃદ્ધિ થઇને ખરા દેશ હિતેચ્છુ સ્ત્રીપુરૂષોનો સમૂહ વધશે.

સાંસારિક રીતરીવાજોમાં પણ તે જ પ્રમાણે છે. અત્યારે તો આપણે ઘણે ભાગે સાંભળીએ છીએ કે પુરૂષો સામાજિક સુધારણામાં આપણો દોષ કહાડે છે, અને ઘણે ભાગે તે ખરો છે. જો આપણે એમ નિશ્ચય કરીશું કે છોકરીઓને સોળ વર્ષ પહેલાં પરણાવવી નથી તો મગદુર છે કે પુરૂષો તે પહેલાં પરણાવવાનો આગ્રહ કરશે? લગ્નમરણના નકામાં ખર્ચ માટે જો આપણે જ જીદ પકડીશું કે, ના, અમુક ખર્ચ તો નથીજ કરવો, જુઠા લ્હાવા માટે રૂઢીને વળગી રહેવા ખાતર ખરા પરસેવાનો પૈસો, ન્યાતવરોમાં ઉડાડી નાખવાની જો આપણે ના કહીશું તો શું ત્હમે ધારો છો કે પુરૂષો કરજનો બોજો જન્મારા સુધી ઝીલવાને માટે એવાં ખર્ચ ઉપાડશે?

છોકરી દશ અગીઆર વર્ષની થઇ કે નિશાળેથી ઉઠાડી લઇએ છીએ. કેમકે આપણને કામની આપદા પડે છે. અથવા ન્યાતનાં બૈરાં આપણી મશ્કરી કરે છે. જો આપણે સમજીશું કે છોકરીઓને ભણાવવામાંજ એની જીંદગીનું હિત સમાએલું છે તો માત્ર આપણને ઘડી આરામ મળે, કે દેવ દર્શને, રોવા કુટવા જવા માટે છુટકી શકાય તે ખાતર એના જીવનનું હિત ખરાબ નહિ કરવાનો પ્રયત્ન કરીશું. આ પ્રમાણે સ્ત્રીકેળવણીની પ્રગતિ કરીશું.

આપણે એક નિષ્ઠાવાળાં, દઢ આગ્રહવાળા, અને ધૈર્યવાન થઇશું તો હરેક રીતે પુરૂષોને મદદ કરી શકીશું. આપણાં ઘર ઉપર, બાળકો ઉપર કાંઇ આફતો આવે તે વખતે 'હિસ્ટેરિકલ' ન થઇ જતાં સમયસુચકતા વાપરીને યોગ્ય ઉપાયો

હેતાં થઇશું તો પુરૂષોને આપણામાં વિશ્વાસ બેસશે અને આપણી ગએલી પ્રતિષ્ઠા પાછી મેળવી શકીશું અત્યાર સુધી પુરૂષોએ એકલે હાથે પ્રયત્ન કર્યા છે. આપણે જોઇએ છીએ કે ક્યાં સુધી એ લોકોનો પ્રયાસ સફળ થયો છે. જો આપણી સહાનુભૂતિ, સહાય આપીશું, તો તેમનામાં હજાર ગણું બળ વધશે, અને જે કાર્ય આ અર્ધ સૈકાથી નથી થયું તે પાંચ વર્ષની અંદર કરી શકાશે. આપણામાં જાદુઈ શક્તિ કેટલી છે તે તો બધાં જાણોજ છો. જગત્માં વ્યાપી રહેલી શક્તિને સ્ત્રી સ્વરૂપ આપવામાં આવે છે. મહાન પરમાત્માને પણ વધારે શક્તિમાન બતાવવા માટે જગજ્જનની એમ કહેવામાં આવે છે તો આપણે તો ખરેખરી જનનીજ છીએ તો આપણે સંશય લાવવાનું કારણ નથી

આ ઉપરથી આપણને જણાશે કે આ બદલાયલા જમાનામાં આપણાં કર્તવ્ય શાં છે સારી સંતતિ ઉત્પન્ન કરવી, તેમને યોગ્ય કેળવણી આપવી અને ઉત્તમ ગૃહ બનાવવાં; આમાં ત્રણે પ્રકારની સેવા આવી ગઈ. બાળક પ્રત્યેની, પતિ પ્રત્યેની અને જનસમાજ પ્રત્યેની; આપણો કર્તવ્ય પ્રદેશ, દૃષ્ટિબિન્દુ વિશાળ કરવાનો છે સારી ગૃહિણી ઉત્તમ એટલે નાગરિક એ ઉદ્દેશ રાખવાનો છે, જો આપણે આપણાં પોતાનાં ઘર અને તેની આસપાસની જગ્યા સાફ રાખીશું, પાડોશી પાસે રખાવીશું તો મ્યુનિસિપાલીટીનું કામ ઘણું ઓછું થશે

———:o:———

## આપણી ન્યાત.

—++++—

( રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઈ, બી એ )

૧.

ન્યાતનું મૂળ રૂઢિ, કાળબળ, ચમત્કાર કે ગમે તે હોય તોપણ ત્હેનું અસ્તીત્વ હાલ લગ્નને આધારે જ ટકેલું છે જે દિવસે આપણી ન્યાતના સ્ત્રી-પુરૂષોને પારકી ન્યાતમાં લગ્ન કરવાની જરૂર જણાઇ તે દિવસે આપણી ન્યાત તુટી એમ સમજવું. બીજી ન્યાતોના જુલમ સ્હામે જેવી રીતે ઘણા સુધારકોને બંડ ઉઠાવવાં પડયાં છે ત્હેવી રીતે આપણી ન્યાતના કાયદા ફરજીઆત નહિ હોવાથી ન્યાતમાંથી દૂર રહેવાની કોઇને જરૂર નથી કોઇને ફક્ત ન્યાતો તોડવાની ખાતરજ ન્યાત તોડવાનો વિચાર થાય તો એવા માણસો જઇને ક્યાં ઉભા રહેશે તે વિચારવા જેવું છે ત્હેમની જોડે સંબંધ રાખવા કોણ તૈયાર છે ? જે લોકોને બીજી કોઈ ન્યાત નહિ સંઘરતી હોય એનો સમાજનો કચરો

અને કેટલાક કહેવાતા સંસાર સુધારકો. જો કે સંસાર સુધારકો પણ એકદમ તેમને સંઘરે એમ લાગતું નથી. એવા લોકોની સંખ્યા કેટલી થશે? આપણી ન્યાતથી ઓછી કે વધારે? જવાબ આપતાં પહેલાં આર્યન બ્રધરહુડના જમણને યાદ કરવું. જો ઓછી થાય તો મ્હોટી ન્યાતમાંથી નીકળી ન્હાની ન્યાતમાં જવાથી શું ફળ? અને આટલી ન્યાતોમાં એકનો ઉમેરો શા માટે કરવો? જો મ્હોટી થાય તો સમાજના કચરા જોડે તેઓ ભળવા રાજી છે? આર્યન બ્રધરહુડવાળા જ એક બીજા જોડે કન્યાની લેવડદેવડ કરવા તૈયાર છે? તકરારની ખાતર ધારો કે આપણે કબુલ કરીએ કે તેઓમાં કેટલાક સારા માણસ હશે ત્હેમની જોડે તેઓ ભળશે તોપણ હાલ જેવું આપણી ન્યાતમાં વિચારોનું સામ્ય છે, ઐક્યની ભાવના છે, નિખાલસપણાના અને જાહેર હિંમતના ગુણ છે ત્હેવા આવશે. જો એવું સામ્ય અને ઐક્ય નહિ આવે તો સામ્ય વગરનાં લગ્ન સુખરૂપ થશે? અને ઐક્ય વગરનો સમાજ સારૂં કામ કરી શકશે? બદમાસો અને લુચ્ચા માણસોએ ભોળા માણસોને ફસાવ્યાના ઘણા દાખલા જે પાશ્ચાત્ય દેશોમાં બને છે તે અટકાવવાને નવી સંસ્થામાં કયા પ્રતિબંધ છે.

આપણા યુવકને બીજી ન્યાતમાંથી આપણી ન્યાતના જેટલી પણ કેળવાએલી, ન્યાતને તેમજ કુટુંબને માટે અભિમાન રાખતી, અને સમસ્ત ન્યાતિસમાજના હિતમાં ઉમંગથી રસ લેતી કન્યાઓ મળશે? તેમજ આપણી કન્યાઓને માટે બીજી ન્યાતમાંથી આપણી ન્યાતના જેવા નીતિવાળા, વ્યસન વગરના, જાહેર હીલચાલોમાં મોખરે ઉભા રહેનારા નીડર વરો મળશે? તકરારની ખાતર એ પણ કબુલ કરીએ તોપણ આપણી ન્હાની સરખી મુઠ્ઠીભર ન્યાતના સ્ત્રીપુરૂષો ગુજરાતી જનસમાજને ધીમે ધીમે પણ મક્કમપણે ઐક્ય અને સહકારથી સુધારવાનો ભગીરથ પ્રયત્ન કરે છે, તે છુટા યત્નોથી થઇ શકશે? આ ભગીરથ યત્નની ખાતરી ન થતી હોય તો આપણી ન્યાતે ગુજરાતને આપેલો ફાળો તપાસીએ.

દિ. બા. અંબાલાલની કેળવણીની શરૂઆત, સ્વ. માધવલાલ હરિલાલની કેળવણીની સેવા, ઓ. ચીમનલાલ સેતલવાડની યુનિવર્સિટીની સેવા, પ્રૉ. બલવંતરાય ઠાકોરની સાહિત્ય પરિષદ્‌ની સેવા, ડૉ. નીલકંઠરાયની અંધશાળા, રા. પ્રાણશંકરની બ્હેરા મુંગાની શાળા, બ્હેન સુલોચનાનું વનિતા વિશ્રામ, સ્વ. મજરામ સાકરલાલની ન્યુ ઇંગ્લીશ સ્કુલ, સ્વ. નરસિંહલાલ માધવલાલની નેટીવ સ્કુલ, રા. જીવણલાલ દીવાન તથા બલ્લુભાઇની પ્રોપ્રાયટરી હાઇસ્કુલ, રા ઇશ્વરલાલ હીરાલાલનો રાત્રીશાળાનો વહીવટ, રા. હરિપ્રસાદનું યુવક

મંડળ વગેરે કેળવણીના કામો તેમજ રા. ચીમનલાલ હરદેરામની ખેતીવાડી મંડળની સેવા, રા. નરહરી કુરણારામનો ભરૂચ સેનીટરી એસોસીએશનનો વહીવટ વગેરે કોઇપણ જ્ઞાતિબંધુને મગરૂર કરવા બસ છે. રાજકીય બાબતમાં પણ દિ. બા. અંબાલાલ અને ઓ. ચીમનલાલની સેવા જાણીતી છે. રા. જીવણલાલ બેરિસ્ટરની સરદારી હેઠળ કેટલાક જુવાન જ્ઞાતિબંધુઓ અને બીજા યુવકોની મદદથી ચાલતા સ્વદેશી મિત્રમંડળ, દાદાભાઇ લાયબ્રેરી, સમસ્ત ગુજરાત પૈસા ફંડ, ગોખલે સોસાયટી, પાર્લામેન્ટ વગેરે તેમજ રા. સા. અંબાશંકર મલજીની ભરૂચની ડીસ્ટ્રીક્ટ એસોસીએશનની, સહકારી સોસાયટીઓ વગેરેની સેવાઓ ઓછી નથી. આ બધી વ્યક્તિઓની મહત્તા ઓછી કરવાનો મારો હેતુ નથી પણ એટલુ તો કહેવુ અયોગ્ય નથી કે તેઓને થોડે ઘણે અંશે ન્યાતના ઐક્ય અને સહાનુભૂતિને લીધે ફત્તેહ મળી છે.

સંસાર સુધારામાં પણ પરદેશ ગમનના સવાલનો ફડચો કાંઇ પણ કટાશ વગર આપણેજ આણ્યો છે. બાળલગ્ન આપણેજ દૂર કર્યાં છે. રૂઢી અને ધર્મનાં ધતિંગો આપણને બંધનરૂપ નથી. સ્ત્રીકેળવણીમાં પણ આપણે છેલ્લાં આઠ વર્ષથી નવો જુસ્સો આણ્યો છે. પ્રીતિભોજનનો સવાલ આપણને નડતો નથી. સ્ત્રીઓનો દરજ્જો આપણે ત્યાં હલકો નથી. આમ સંસાર સુધારકો જે કાર્ય જનસમાજમાં થોડા માણસો પાસે પણ ઘણાં બાપડોથી અને એકદમ સુધારો કરવાની ઇચ્છાથી ન કરાવી શક્યા તે સુધારો આપણી ન્યાતના આગેવાનો થોડી મહેનતે ન્યાતના દરેક ઘરમાં કરાવી શક્યા તે ન્યાતમાં રહેવાનો આપણને ફાયદો.

આપણી ન્યાતમાં સ્વાતંત્ર્ય, સામ્ય અને ભ્રાતૃભાવ ( liberty, equality and fraternity ) તે બેવા બીજા દેશોની કોઇકજ સમાજમાં હશે તે વાત ધ્યાનમાં રાખવા જેવી છે. ન્યાત મોટી કરતાં પહેલાં વંશ ( heredity ) અને શુદ્ધ લોહીનો સવાલ પણ વિચારવો જોઇએ.

અપૂર્ણ.

---

## " મિત્ર-વધૂને "

ભાગી પધારે અમ ગૃહે, આનન્દ બહુ ઉભરાય છે,
ઉત્સાહ ને ઉલ્લાસથી મન પ્રફુલ્લિત ખુબ થાય છે;
(શો) કુમકુમ આ મંગળ કીને, વ્યાપી રહે આમ સૌ પરે!
આજે અમારે આંગણે શુભ સાથીઆ પુરાય છે (૧)

જે ભાઇની ગૃહ-જીવનની સુખ-નાવીકા બનશે, અને
જે નવીન જ્યોત્ પ્રજાળીને, અમ દીન સદન દીપાવશે;
એવાં અમારાં ભાભીને આનન્દ ભેર વધાવવા,
આજે અમારે આંગણે નવલાં ગીતો ગવાય છે. (૨)

જે પ્રેમ-ગંગા નીજ ગૃહે પુર જોશથી વ્હેવડાવશે,
જે હ્રદય-કુંજે પ્રીતિ-રસે સ્નેહ-બીજને ઉછેરશે;
નીતિ અને સ્વધર્મથી, ભક્તિ, દયા વળી પ્રણયથી,
અમ આત્મને ઉજાસીને, રસ-ઐકયતા રેલાવશે. (૩)

એવાં અમારાં ભાભીને આનન્દ ભેર વધાવવા,
ઉભાં અમારે આંગણે, શા હર્ષથી આજે અમે!
આનંદ કંઇ કંઇ અવનવા મનની મહિં ઉભરાય છે;
આજે અમારે આંગણે શુભ સાથીઆ પુરાય છે. (૪)

સતત જ્યોતિ.

---

## ડાકટરનું ગૃહ ચિત્ર.

( લેખક—રા. વી. )

( ૧ )

'ડાકટર, આવું તે કેટલા દિવસ લંબાશે? કાંઇ બીજો રસ્તો નથી સાહેબ કે, જલ્દી છુટકો થાય! આતો નથી સુટતું ને નથી મરાતું. થાકી હું તો તમારા આ ઇન્જેકશન્સ અને કૉડલીવરથી. ભાઇસાહેબ, બીજાં દુઃખો હોજો પણ આવો દુશ્મન જેવો ક્ષય તો કોઇનેયે ના હોજો; ને તેમાં પણ ખાસ કરીને બૈરાંઓને. અમારો તે અવતાર છે? જાણે સંસારી ગુલામ. વળી સાસરૂં સારૂં તો વીસામાનું ઠેકાણું ને પિયર સારૂં તો સુખનું ધામ. પણ બધાંને એમાંનું કાંઇ હોય? ડાકટર, આપણી નાતમાંજ તપાસોને તમે ઘરેઘરની સ્થિતિ'— દરદીએ પોતાની હકિકત કહેતાં ડાકટરને જણાવ્યું.

'એકલાં દવા અને ઇન્જેકશન્સથી બ્હેન તમને કદિ પણ ફાયદો થવાનો નથી. સાથે ચોકખી હવાનો લાભ મળે તોજ કાંઇકે ગુણ લાગે. તમારાં જેવાંને તો સુકી ને ખુલ્લી હવાજ મળવી જોઇએ. કાંતો તમે શહેર બ્હાર રહેવા જાવ ને નહીં તો હુમસ, હજીરા, દેવલાલી, માથેરાન કે આબુ જવાનું રાખો. દરેક

ઠેકાણે હિંદુ સેનેટોરીઅમ પણ છે. જવાનું તમે માથે લેતા હોવ તો હું તમને ત્યાં રહેવાની ગોઠવણ કરાવી આપું ધરમપોરનું બને તો ઘણું જ સારૂં, ને નહીં તો મેં કહ્યા તે. દરેક ઠેકાણે ડાક્ટરી મદદ તમને મળી શકશે. અમદાવાદ છોડીને જ્યાં સુધી તમે કોઈપણ ઠેકાણે નહીં જાવ ત્યાં સુધી તમને મટવાનું નથી નકામું જેમ જૂનું થશે તેમ વધારે હેરાન થશો ને નાહકના રીબાશો અહીં હશો ત્યાં સુધી તો નાતજાત સગાવહાલાં ને કુટુંબની જંજાળમાંથી તમે છુટવાના નથી નાતમાં મરણમાં ફરવા, અને ધાણીઆટા કે લગ્નસરાની નાતોમાંથી પરવારશો નહીં અને આડું અવળું કાંઇ ખાઇ તબિયત નહીં સંભાળો તો ઝપટાશો નકામા આપણી નાત છે, હરતાં ફરતાં દરેકને ખોટું લાગશે ને કોઇનું મ્હો છંડાશે નહીં + + + આ રોગમાં તો તમારે કુદરતની મદદ લેવાની છે.'

( ૨ )

'ડાક્ટર થયા કે, ઝખ મારી નાત જાતમાં મફત જવાનું ને તે ઉપરાંત જવા છતાંયે પાછળથી સાંભળવાનું જૂદું જરા ઉપર જુતિયાં બીજાઓ કરતાં તન દઇને કામ કર્યાની મહેનત પર સામું ફરી વળે પાણી—એ નફામાં

' શહેરમાંની ધર્માદા સંસ્થાઓએ ક્યાં ઓછી છે? પહેલાં તો પ્રેક્ટીસ ઓછી એટલે પ્રખ્યાતીમાં આવવા માટે મેં ધર્માદાનાં કામ કરવાની હા પાડી, પણ હવે છૂટાતું નથી + + + ખરે, ડાક્ટરો તો ફક્ત દરદની તહેનાતના વૈતરાજ છે અવતાર છે એ તો? સવાર બપોર ને સાંજના રખડયા કરવાનું ઢોરમાં ઢોર માફક નહીં ખાધાનું ને નહીં કર્યાનું ઠેકાણું.

'મેડિકલ કોલેજમાં હતો, ત્યારનો મારો ઉત્સાહ અને મારા વિચારો ક્યાં ને હાલના ક્યાં? લોકસેવા-દેશસેવા-માટે મન દોડતું, પણ અત્યારે બધું ઠંડુગાર મારી બધી સ્કીમો ફેઇલ થઈ કહે છે કે જેવી માં તેવાં તેનાં બાળક માના શરીરમાં ને તેના ધાવણમાં કસ હોય તો જ છોકરાં સારાં હોય ને? તેમ ગરીબ રાંક ગુજરાત માના ધાવણમાં કસ નહીં એટલે આપણો શો વાંક?

'એ બધુએ ખરૂં, પણ ઘરની લત ઓછી છે? નહીં બ્હારનું ને નહીં ઘરનું સુખ ક્યાંથી હું તો આ બધાથી'

( ૩ )

'સાંભળ્યું? મને રોજ સાંજના ધીકડું વારાય છે, માથું દુખે છે, થાક લાગે છે, હાડકાં દુખે છે ને ભુખ તરફ રૂચી રહેતી નથી લગભગ પંદરેક

દિવસ

દિવસથી આમ થાય છે. હવે તો ઉધરસ પણ છે ને કાઇકાઇ વાર ગળફા પણ પડે છે. મોટીબા (સાસુ) કહે છે કે, મચ્છરીઓ તાવ હરો-શહેરમાં વાવર છે તેથી એમના કહેવા પ્રમાણે મેં આઠ દહાડા તો કરીઆણાનો ઉકાળો પણ પી લેયો, પણ કાંઇ ગુણ લાગેલો જણાતો નથી. દહાડે દહાડે નબળાઇ આવતી જાય છે અને શરીરે ઘસાતી જાઉં છું. બા કહે છે કે, ક્ષયનું પાસું છે. મારી મોટીને આમ થયા કરતું હતું ને છેવટે ક્ષયમાં મરી પરવારી બિચારી. છુટી એ તો આ જગતમાંથી. એ ગરીબ તેથી ના લેવાઇ કશી સંભાળ કે દરકાર ને ના થઈ એની સેવાચાકરી. દવા દારૂનું તો નામજ શેનું? ઘરનું કામ બિચારીને માથે એટલે કર્યા સિવાય કાંઈ છુટકો? ને ના કરે તો જાય કયાં? એના વરનો પગાર આખો ત્રીસ રૂપિયા-તેમાં તેના આખા કુટુમ્બનું પૂરું કરવાનું.

'મારૂં સાંભળશો? તમને લગારે ફુરસદ કયાં છે? જંપીને ખાતા નથી ને નથી નિરાંતે ઘરમાં પગવાળીને બેસતા. સવારના ઇસ્પીતાલ, બપોરના ઈસ્પીતાલ ને સાંજના ઇસ્પીતાલ. જાણે ઇસ્પીતાલજ તમારો દેવ ને ઇસ્પીતાલજ તમારાં બૈરાંછોકરાં!-એમાંથી નવરા પડો કે, બીજા લફરાં ઉસાંજ છે. તમારી એ બધી એસોસિએશનો ને કલબોનો ઉદ્ધાર નહીં કરો તો નહીં ચાલે? બધું કામ ઉપાડી લેનારાઓ બીજા મરી પરવાર્યાં છે? ઘરની કલબોનો ઉદ્ધાર કરો -તમારી જાત સંભાળો ને ઘરનાંને સંભાળો; એ બધું પહેલું ને પછી એ-'

'આટઆટલી કાળજી છે ને તેમની તમે દરકાર કરો છો, ત્યારે ઘરનાં તરફ બેદરકાર કેમ છો? નથી જાણતા ને નથી જોતા કે, એમાંનું કોઇ મરે છે કે જીવે? નહીં નિરાંતે મારે તમારી સાથે મન મૂકીને વાત કરવાની ને નહીં તમારે તે સાંભળવાની. મને તપાસો-મારી દવા કરો-મારી હકીકત સાંભળો. તમને લગારે ફુરસદ નથી? એક પાંચ મીનીટ પણ મારી સાથે નિરાંતે ગાળો એટલે બસ. મારે બીજું નથી જોઇતું હું બધું ભૂલી જઇશ. આતો છતે ધણીએ-શું કહું? એની ફિકરમાંજ અરધી થઇ ગઇ છું દુનિયાનું સુખ તે આ?'

'અરે ગાંડી! આ બધું શેને માટે,! આવા ગાંડઈયા ન કાઢીએ. આવું આવું ના બોલીયે. ઇસ્પીતાલ વગર તો રળીયે શું? ત્યાં તો જવુંજ પડેને? એમ કાંઇ ધંધો છોડીને બેસી રહેવાય? તું હમણાં જરા સવાર કે સાંઝે ફરવા નીકળે તો સારૂં, તે તો તુંયે જાણે છે અને હુંયે જાણું છું. પણ આ વખત ખરાબ આવ્યો છે તે રસોઇઆયે કયાં ટકે છે. એક જાય છે ને બીજો આવે છે એટલે તારાથી છુટાતું નથી. અને મારો વખત બધો અનિયમિત રહે છે એટલે મારાથી તારી જોડે અવાય તેમ નથી, નહિ તો વળી તને ફરવા લઈ

જઇ શકાય જાણીયે તો છીએ કે ઘણીવાર દવા કરતાં હવા વધારે ફાયદો કરે છે પણ શું કરીયે. સંજોગોજ આવા ખરાબ આવી ગયા છે તે.'

(૪)

'આજે તમે ડૅા૦ ધનજીભાઇને કેમ બોલાવી લાવ્યા'તા ? શું તમને મારો મદવાડ વધારે લાગે છે ? ના ના, કહ્યા કરો છો ત્યારે એમનો કહ્યા પછી મો કેમ આમ બ્હાવરૂં થઈ ગયું છે ? શું એમને ક્ષયનો વ્હેમ પડે છે ? બળ્યું, દાકતરો તો સમજણુ ન પડે એટલે ક્ષય ઠોકી બેસાડે. દવાનું શું કહ્યુ ? શું બ્હારગામ વઇ જવાનું કહે છે ? હાય, હાય, ત્યાં મારાથી એકલા શી રીતે રહી શકાય ? મને તો ગમે નહિ તમે આવો તો વળી આવું. શું કહ્યુ ? ઇસ્પીતાલ છોડીને કેમ નિકળાય ? વળી આરોગ્ય સભાની મિટિંગમાં જરૂરી કામ થવાનું છે ત્યા તમારી હાજરીની જરૂર છે તો હુયે નથી જવાની. એમ શા ધા પડે છે ? આપણી અમદાવાદની હવા ખાસ્સી છે લોકો બધા ગામે ગામથી તો હવા ખાવા આવે છે બ્હારગામના તો ફાકાં છે'

(૫)

'કેમ તમે આજે દવા લીધી હતી કે ? શું નથી લીધી ? કેમ ? આજે કોંમ્પાઉડર આપી ગયો નથી ? હા, હા. હુ આરોગ્ય સભામાં ગયો એટલે દવા લખતાજ ભૂલી ગયો હતો એનો શો વાંક ? આજનો આખો દિવસ દવા વિનાનોજ ગયો. પણ ત્યારે આ શીશીમાં શુ પડયું છે. શું, કાલની દવા છે ? કાલે પણ નથી પીધી ? કેમ ? ભૂલ થઇ ગઇ. વાહ, આમ થાય કે ? અને આ તાસકમાં શુ પડયુ છે ? પત્રવેલીયા ? તે કેમ ? કાંઇ ખાવાનું ભાવતું નહોતું તેથી તારા મારી આપી ગયાં ? ઠીક અને તેં ખાધા પણ ખરાં શાબાશ. એક દહાડો હું દવા ભૂલી જઉં, એક દિવસ તુ ન પીયે. અને વળી ઉપરથી આવું આવુ ખાય ! આ કંઇ રોગ સારા થવાના લક્ષણ છે ? બસ, તમારે કોઇયે અમારૂં સાંભળવુંજ નહિ. ફાવે તે કર્યા કરવું ભોગ તમારા મારે શું ?'

(૬)

'તમે સાભળો છો ? તમે આટલી બધી દવા કરો છો પણ મને તો કાંઇ ફાયદો થતો નથી. વચમા ચાર દિવસ બ્રહ્મચારીની દવા પણ કરી જોઇ. તમે તો ના કહેતા તેથી છાનીમાની કરી'તી. પણ આજે તો એક લોહીનો ગળફો પડયો તેથી કહી દઉં છુ તમને કહું પણ કઇ વખતે. છેક મોડા એક વાગે આવો ત્યારે ઘડી ઝંપીને બેસવા ના દઉં. પછી તો તરત ચાલી જાવ તે મ્યુનિસિપાલટી, કલબ બધુ કરીને છેક રાત્રે નવ સાડા નવે આવો મને તો

હવે કાંઇ સારૂં લાગતું નથી. હવે હું લાંબા દહાડો નહિ કાઢું. તાવ વધારે આવે છે. ઉધરસ વધી છે, અશક્તિ લાગે છે, મુવા મરી જઇયે તો છુટીયે આ સંસારથી. અને તમારે ક્યાં મારી દવા કરવી છે, કે મારી તરફ ધ્યાન રાખવું?'

'આવું ગાંડુ ઘેલું ના બોલ. કોણે તને કહ્યું કે, તું મરવાની? એવા ખોટા વિચારો મનમાં ના આણ. તારી દવા નહીં કરૂં તો બીજા કોની કરવાનો? હવે કાંઇ બેદરકારી થાય? મારી ભૂલ કે, બીજાઓ તરફ જેટલું ધ્યાન અપાયું તેટલું તારા તરફ નથી અપાયું પણ, હજી ક્યાં વહી ગયું છે મારી જાતી દેખરેખ અને સંભાળ હેઠળ હમણાં તને સાજી કરી દઈશ. તું એકવાર સાજી થા ને પછી જોકે, મારી ભૂલ સુધરી છે કે, નહીં?—ને તારાં મન માન્યાં સુખો ભોગવાય છે કે નહીં?...'

'માથેરાન કે, બીજે કશે હમણાં મારાથી આવવાનું બની શકશે નહીં તેતો તું પણ જાણે છેસ્તો, પણ શાહીબાગના બંગલામાં તને રાખ્યાથી ઠીક ફાયદો જણાશે પછી ફેર પડતાં તને કોઇ ઠેકાણે મોકલી આપીશ...'

'ગાંડી એમ તે મરાતું હશે? એ કાંઇ રસ્તામાં પડયું છે? એવા ગાંડા વિચારજ શાને?...'

(૭)

'હાય મારૂં સુખ અહીંથી લુંટાયું અરેરે...મને ખબર નહીં કે, મને આમ રઝળતો મુકી તું જઇશરે...નહી જીવાય મારાથી તારા વગરરે. હાય, ઓરે ઉંઉંઉં કોને ખબર કે, તું આમ ચાલી જઇશરે. ઓ રામ. હાય, હાય હું કેમ ના મરી ગયો?...'

'...લોકોને હું શીખામણ દેતો હતો પણ મારી અક્કલ કેમ ફુટી ગઇતીરે...હાય, ઓરે-શું થશેરે...ગામમાં કારભારી થઇને ફર્યો, પણ ઘરમાં દવા લેવાય છે કે નહીં તે જ ન જોયું! અરેરે! આ પ્રાયશ્ચિત ક્યાં કરીશ! ગામમાં આરોગ્યશાસ્ત્ર શીખવવા વર્ગો કહાઢયાં પણ ઘરમાંજ તે શીખવી શકયો નહીં. દરદીઓને લઢી લઢીને બહારગામ મોકલ્યાં પણ હુંજ બહારગામ નહીં. આ પૈસા, આ રળ, આ આબરૂ, શેને માટે! સંસાર મારો ખારો થઇ ગયો!! થાય છે,-થશે, મેં મારૂં ગૃહ રત્ન ગુમાવ્યું. ઉત્તરાવસ્થામાં હું એકલો પડયો. હે પ્રભુ! હે પ્રિયા! મને માફ કરજો.

———o———

# "રહી ગયેલી ભૂલ."

(લેખક—રા જ્ઞાતિ સેવક)

જ્ઞાતીની અનેક જરૂરીઆતો છે ને અનેકમાની એક શારીરિક સુધારણા છે એ તો નિર્વિવાદ વાત છે ને સૌ કોઇ સમજે છે કે શરીર એ કીંમતી ખજાનો છે તે સાચવી રાખ્યાથી આપણી માનસીક ખીલવણી અત્યુત્તમ રીતે ખીલવી શકાય છે કાયરપણું, આળસ, બીની, વી નબળાઇ કે જે આપણા મનના વિકાસને મેરૂ વર્વતની પેઠે આડખીલી નડતર રૂપ છે, તે શારીરિક સંપતિથી તદ્દન નાબુદ થાય છે ને ઉલટા આપણામા નીડરતા, શુરાપણુ સાવધાન ઇ ગુણોના બીજ રોપવામા આવે છે આપણી જ્ઞાતિ કે જે મનની કેળવણી તરફ આખી જીંદગી કુરબાન કરવાને અત્યારે તતપર થયેલી છે તે, વસ્તુ સ્થિતિ તરફ જોતા એમ માલુમ પડે છે કે, શરીરની કેળવણી તરફ બીલકુલ બેદરકારી બતાવે છે જેમ જેમ આપણે કેળવણી લેતા જઇએ છીએ તેમ તેમ શારીરિક હીરો ગુમાવતા જઇએ છીએ, આ ઘણુ જ શોચનીય છે

આપણી જ્ઞાતીના વર્તમાન સ્થિતિ તપાસીએ તો આપણને માલુમ પડશે કે હાલમા આપણે શરીરને કસોટી આપવા લાયક રમત ગમતો તરફ અતીશય અભાવ દર્શાવીએ છીએ જેજે રમતોથી આપણા શરીર કસાય અને વધારેને વધારે સારી રીતે ખીલવવાનો અવકાશ મળે તે તે રમતો તરફ આપણે અત્યારે બેપરવાઇની નજરથી જોઇએ છીએ ને ફક્ત પા અથવા તો અર્ધો માઇલની મજલ કરી શરીરને બરોબર કસોટી મળી એમ માની સતોષીએ છીએ અમદાવાદમાં વિક્ટોરીઆ બાગમા, ભરૂચમા નર્મદા તીરે, સુરતમા બાગ યાતો પુલ ઉપર મુબઇમા ફક્ત ચૌપાટી ઉપર જવાથી પુરેપુરી રીતે આપણા અગને ખીલવવાનો વિકાસ મળતો નથી આતો બીજા કોઇ સારા રસ્તાના અભાવે માની લીધેલો રસ્તો છે કહેવત છે કે 'ન મામા કરતા કહેણા મામા સારા' એજ પ્રમાણે આપણે રમત ન હોવાને બદલે હરવા-ફરવા જવુ એ સારૂ એમ માન્યુ છે

પહેલા તો આપો દરેક ગામનીવાસીઓને સૌસાને અગે ચાલતી ક્રીકેટ અગર ટેનીસ ક્લબ વિ૦ જુદી જુદી રમતના સ્થાન હતા પણ હાલમા તો તેમાનુ કાઇ જણાતુ નથી આપણે જાણે કુભકરણની ઉઘમા ન પડ્યા હોઇએ એમ લાગે છે ને રમત ગમત તરફ અતીશય દુર્લક્ષ આપીએ છીએ ભરૂચ અને અમદાવાદની ક્રીકેટ ટીમો પોતાના શહેરની બાલમમા, અગાઉ જે જગ

હતી કારકીર્દી ભોગવતી હતી તેનો છાંયો-સરખો પણ હાલ દીસતો નથી. મ્હારે દીલગીરી સાથે જણાવવું પડે છે કે આવી બાબતોમાં જ્યારે દરેકે દરેક કોમ આગળ વધવાની વાતો કરે છે ત્યારે આપણે તો હતા ત્યાંના ત્યાં પણ નથી અને વધવાને બદલે ઉલટા નબળા બની પાછળ પડતાં જઇએ છીએ. છોકરાઓની સ્થિતિ આમ છે, તો છોકરીઓની તો વાતજ શી કરવી.

વાત આમ છે, તો આપણે આપણી ફરજ સમજવી જોઇએ ને ભુલ સુધારવાને કેટલાક વ્યવહારૂ ઉપાયો યોજવા જોઇએ. ચાંપતા ઉપાયો લીધાથી આપણને જરૂર લાભ થવાનો છે. વાસ્તે જે રમત ગમતના સાધનો આપણી બેદરકારીથી જીર્ણ થઇ ગયેલાં છે તેમને સચેત કરી આપવા હું દરેકે દરેક જ્ઞાતિ બીરાદરને વીનંતિ કરૂં છું ને આગ્રહ સાથે કહું છું કે તમે તમારાથી બનતો પ્રયાસ કરો ને આવી શારીરિક સુધારણાની સંસ્થાઓને જોઇતી મદદ આપો. મને આશા છે કે આપણી જ્ઞાતિના દરેકે દરેક ગામમાં જુવાનીઆઓ શારીરિક ખીલવણીની સંસ્થાઓને વાસ્તે ફંડ ઉઘરાવવાનું બીડું ઝડપશે ને ટુંક મુદતમાં બનતી ત્વરાથી ક્રીકેટ યા ટેનીસ કલબો તથા કસરતશાળાઓ ઉઘાડવાનું માન મેળવશે.

---

## " બચુભાઇનું લીલામ થયું કે શું?

( લેખક—રા. જ્ઞાતિબંધુ. )

૧.

આજે ૨૭મી ડીસેમ્બર છે એટલે ઇન્ટરનું પરિણામ પણ આજેજ બહાર પડવાનું. સઘળા ઉમેદવારો આતુર ચીત્તે જે દિવસની રાહ જોતા હતા તે દિવસ પણ આવી પહોંચ્યો. ત્રણ વાગ્યાની વાટ જોતાં ઘણાક ઉમેદવારને સમય પસાર થતો ન લાગ્યો. અંતે ત્રણના ટકોરા પણ થયા. જ્ઞાતિના બીજી પરીક્ષામાં બેઠેલા યા ન બેઠેલા જુવાનીઆઓ ઇન્ટરના ઉમેદવારોના નામ તાર ઓફીસમાંની પહેલા......ઉતાવળે લાવવા સાયકલપર અગર તો ચાલીને આમ તેમ ફરવા લાગ્યા.

કેશવભાઇનો બચુ ઉત્કંઠાથી પોતાનો તાર કયારે આવશે તેની રાહ જોઇ રહ્યો હતો. આવે પ્રસંગે ઉમેદવારોના હૃદયમાં શું થાય છે તેનો જેઓએ તે દશા......સ્થિતી અનુભવી હોય તેજ જાણે. બચુભાઇએ બારીએથી હીંચકે ને હીંચકેથી બારીએ ઝૂંટા ખાવા માંડયા.

અલ્પ સમયમા સાકરબાઇના ગુણવતને લેઇ તે બોલી ઉઠયો 'કેમ! ગુણવત, કોઇનો તાર હજી નથી આવ્યો કે શું ?'

'ના હજી તો એકજ તાર હમણા આવ્યો બલ્લુભાઇનો નાનુ પાસ થાય છે રીઝ ટ આજ લેઇટ હોય એમ લાગે છે એ તો ઠીક પણ તમારે કેમ છે ? તે તો કહો' ગુણવતે પૂછયુ

'શુ હોય! આ અમે પણ તારની રાહ જોઇએ છીએ' અચુભાઇ બોલ્યા

'કોઇને તાર મુકવાનુ કહ્યુ છે?' ગુણવતે ચિઢીત્સાથી કહ્યુ.

'ના પણ કનુ છે તે મુકશે' ગભરાતા બચુભાઇએ જવાબ આપ્યો

'હા, કનુ મુબાઇ જ છેને પણ જો તે નપાસ થશે તોપણ તે તાર મુકશે?' ગુણવતે વધારે પુછપરછ કરી

'હા તે જરૂર તાર મુકવાનુ કહેતો હતો તો ખરો'

ત્રીકમચાચાનો કનુ તેની સમાન વયના છોકરાઓમા કામચલાઉ રજીસ્ટ્રાર તરીકે ઓળખાતો, કારણ કે તે પાસ હોય યા નપાસ હોય તોપણ પોતાની સાથેના ઉમેદવારોના રીઝલ્ટ તે કોઇ કોઇની ખુશામત કરી વહેલો મેળવતો અને એકનુ રીઝલ્ટ બીજાને ને બીજાનુ રીઝલ્ટ ત્રીજાને એમ ખબર પહોચાડતો

ચાર વાગ્યા, પાચ વાગ્યા, ખાડીઆગેટપર ભરાએલા છોકરાઓના ટોળા પણ વીખરાવા લાગ્યા, પરતુ હજી બચુભાઇનો તાર આવ્યો ન હતો

સગા-કહેવાતા સગા ઘરની ચર્ચા જોવા, બે શબ્દ સભળાવવા, તમાસો જોવા દિલાસો દેવાને બહાને આવવા લાગ્યા, પરતુ બચુભાઇ હજી તદ્દન નિરાશ નહોતા તેઓ ધારતા હતા કે કદાચ કનુ ન પાસ થયો હોય તો તાર ના પણ મૂકે!

સાજના સાડાસાત થયા ખાડીઆ પાસેના ઓટલા ચીકાર ભરાવવા લાગ્યા આજના પરીણામપર વાતો .. ટીકાઓ પણ થવા માડી

'દોઢ ડાહ્યા' કનુભાઇ ને કહેવાતા રજીસ્ટ્રાર ના પાસ થાય છે એવા માઠા સમાચારનો તાર તેમના એક સગાપર આવ્યો સગાએ વાત છુપાવાના ઘણા પ્રયત્ન કર્યા પણ અતે વાત બહાર ફુટી તેથી ઉપરથી દિલગીરી દેખાડતા પણ અતરથી ખુશ થતા ઘણાક વિદ્યાર્થીઓ ત્યા ઉભા હતા

આ સમયે દુરથી તારવાળાની સાયકલ દેખાઇ ટોળુ જરાક શાત થઇ ગયુ તારવાળો ટોળા પાસે આવતા જ એક જણ બોલ્યો 'કોના તાર હશે?' "બચુભાઇ કેશવલાલ' જવાબ મળ્યો

બચુભાઈના બેએક હીતસ્વી ટોળામાંથી નીકળી બચુભાઈના ઘર તરફ તાર-વાળા સાથે જવા લાગ્યા.

* * * *

બચુભાઈ તારવાળાને સાદ સાંભળી ચાર ચાર પગથીએ નીચે ઉતર્યા, સહી કરી, તાર લીધો * * * ફોડી વાંચ્યો, વાંચતાં જ માથે હાથ દઈ નીચે બેસી ગયા, કંઇ બોલવાની હામ પણ રહી નહિ.

માત્ર તારમાં આટલાજ શબ્દ હતા:—

"Sorry! we all fail except Nanu" Kanu.

સાધારણ રીતે તારમાં આવા સમાચારની આશા રખાયજ નહિ; પરંતુ સઘળું જ વિપરીત બનતું હતું ત્યાં શું? પરગજુ કનુભાઈ ઉપર જણાવ્યા મુજબ નપાસ થતા હતા પણ બીજાના કાર્યમાં મગરૂબી લેતા હતા તેથી નપાસના સમાચાર પણ તાર મારફતે બચુભાઈ પર મોકલી આપ્યા!

બચુભાઈના માતુશ્રી લીલુબ્હેન આવે સમયે હિંમત ન હારવી, બહુ વિચાર ન કરવા વગેરે વગેરે શબ્દોથી શાંતિ આપવા પ્રયત્ન કરવા લાગ્યાં.

૨

બચુભાઈના પિતા કેશવભાઇએ રેવન્યુ ખાતામાં લાંબા સમય સુધી નોકરી કરી હતી ને પેન્શન લેતી વખતે મામલતદારના હોદ્દા પર હતા. બચુભાઇ એકના એક પુત્ર હોવાથી કેટલેક અંશે તે લાડમાં ઉછરેલા. કેશવભાઈ મૂળે પ્રમાણિક હોવાથી ડાબા ગજવાની કમાણી કરતા નહિ એટલે તે એકદમ પૈસાદાર ન હોતા. એકનો એક પુત્ર એટલે પોતે પણ રીટાયર થતાં સાધારણ રીતે હિન્દુ માબાપોના સંબંધમાં બને છે તેમ બચુભાઈના લગ્ન સંબંધી તેમણે વિચાર કર્યો.

વરવિક્રયના રીવાજે નાતમાં કન્યાઓની કેવી કફોડી સ્થિતિ કરી નાંખી છે તેનો અનુભવ કોને નથી થયો?

છોકરીઓના માબાપોએ વરવાળાને ત્યાં ફેરા ખાયા કરવા, કાલાવાલા કરવા ક્વચિત્ ઉછાંછળાં શબ્દો સાંભળવા ઇત્યાદિ ત્રાસની કોને ખબર નથી? આ ત્રાસ જાણે છે, અનુભવે છે, તેને સઘળા ધિક્કારતા હોય તેમ જણાય છે, છતાં એ લોકો પૈસા લેવાનો સમય આવતાંજ છાનાંમાનાં કોથલી લઈ પેટીમાં મુકે છે. આના કરતાં ભરૂચ સુરતનો ઉઘાડે છોગે રૂપીઆ લેવાનો રીવાજ થોડા ધિક્કારને પાત્ર છે, કારણ કે છોકરીઓવાળા ઉપર રોફ ગારવો કે રૂપીઆ નથી લીધા એમ કહેવું એટલુંજ નહિ પરંતુ સમય વખતે દંડીને ઠરાવ્યા ઉપરાંત અમુક રકમ લીધી [illegible] શું સામાન્ય નથી?

બચુભાઇનો વિવાહ એક સાધારણ સ્થિતિના કુટુમ્બમા કર્યો હતો, તેમજ કેશવભાઇ પૈસા લેવાની બાબતમા વિરૂદ્ધ મતના હતા તેને લીધે ફક્ત જ્ઞાતિની રીતજ લેવાની ઠરાવી હતી

બે ત્રણ વર્ષ આ પ્રમાણે લગ્ન થતા પહેલા વિવાહ રહ્યો, અને તે દરમ્યાન વિવાહિત થએલા પતિપત્નીનુ સ્નેહ બધન ગાઢ થતુ ગયુ પ્રેમગ્રથીથી તેઓ જોડાયા

કેશવભાઇએ રીટાયર થતા વાર જ લગ્ન લેવા વિચાર કર્યો પરતુ કેટલાક અનિવાર્ય પ્રસગોને અનુસરીને લગ્ન આગળ ઠેલવુ પડ્યુ.

મદનના માતાપિતાની સ્થિતિ કફોડી થઇ, તેમને લાગ્યુ કે કેશવભાઇનુ ઘરમા કાતો ચવણ નથી, અગર તો તેમને ચુક છે ને અજમો નહિ ફકાય તો તોડે આવેથી છોકરીનો વિવાહ ફેક કરશે, તો તેને નાખીશું કયા ? પણ અજમો લાવવો ક્યાથી ? આવી ગડભાજ ચાલતી હતી તેવામા કેશવભાઇને જ્વરનો દુષ્ટ વ્યાધી લાગુ પડ્યો, બચુભાઇ ગભરાય, કોલેજના ટર્મ્સ પણ પિતાની સારવારમા રહેવાને લીધે પુરા ભરાઇ શકશે કે નહિ તેની ફીકર થવા માડી

કેશવભાઇનો મદવાડ લાબો ચાલ્યો, ને બચુભાઇ પિતાની સારવારમા રોકાવાને લીધે આ વર્ષે પ્રિવીયસમા નપાસ થયા, પરતુ હિંમત ન હારતા ફરીને કોલેજમા દાખલ થયા, તે જ અરસામા કેશવભાઇનો દેહાત થયો આવા સયોગો વચ્ચે બચુમદનનુ લગ્ન ખેચાતુ જતુ હતુ કેશવભાઇ પૈસા ન લેવાના હિમાયતી ગયા એટલે લીલુબ્હેનને પેટમા પૈસાની ચુક આવવા લાગી......પણ બચુભાઇ હજુ પૈસા ન લેવાના નિશ્ચયમા દૃઢ હતા ગત પિતાના વચનને ભગ કરવુ તે તેમના કહેવા પ્રમાણે ન બની શકે તેવુ હતુ અને તેથી તેઓ પોતાની ભવિષ્યની પત્ની સાથે પત્ર વ્યવહારમા તેમજ જ્યારે પરસ્પર મળતા ત્યારે આશ્વાસન આપતા, તેમજ તેમનો વિચાર પિતાના બાર મહીના પછી લગ્ન કરવાનો હતો, તેમ તેઓ જેને મળતા તેને કહેતા ફરતા

કેશવભાઇના પત્ની લીલુબ્હેનને પૈસાની કઇંક ચુક આવતી હતી પણ હવે મદનના માતાપિતાને નિરાત હતી, કારણ કે બચુભાઇ દૃઢ હતા

૩

મદનની મા મચગળબ્હેન કઇક જુના ને કઇક નવા વિચારની સ્ત્રી હતી. અને કઇક સ્વતત્ર મિજાજની અને દૃઢ મનની હતી, ને તેને લીધે મદનના વિવાહ ઘરમા કઇ નિપજતુ નહીં, વળી ચચળબ્હેન ...ઈ રીતે અજરામત

હતાં તેથી જમાઇઓ ઉપર સામ્રાજ્ય ભોગવતાં. પોતાની આ સામ્રાજ્ય ભોગવવાની શક્તિને લીધે પણ ચંચળબ્હેન કાંઇક મગરૂર હતાં, કારણ કે તેઓ ધારતાં હતાં કે બચુભાઇ એક વખત તેઓના હાથમાં આવશે તો પછી છટકી શકશે નહીં.

આવી વસ્તુસ્થિતિ ચાલતી હતી તે અરસામાં બચુભાઈ પ્રિવિયસની પરીક્ષામાં પાસ થયા. પરંતુ બચુભાઈની પોતાની પણ પૈસા લેવાની દાઢ સળગી હતી એટલે વાંધો આવ્યો.

અમુક સમય વિતી ગયો ત્યારે એકાદ બે જણ વચ્ચે પડયાં, રીતનાં રૂા. ૮૦૦) ચંચલ બ્હેને આપવા એમ ઠર્યું લગ્નનો દિવસ નક્કી થયો.

* * * *

ખોળાભેળાને દિવસે રૂા. ૩૦૦) બચુભાઇને ગમ્યા ને લગ્નને દિવસે રૂા. ૨૦૦) પણ મળ્યા બાકીના રૂા. ૩૦૦) ચંચલબ્હેને આપવા સાફ નાપાડી. હવે ચકમક ઝરવા માંડી. તેમજ ચંચલબ્હેનને પોતાનું પાણી બતાવવાનો વખત આવ્યો એમ તેને લાગ્યું.

મદન ઉપર નકામા મેંણાટુણાનો વર્ષાદ વર્ષશે તેમ ધારી તેમણે મદનને સાસરે મોકલવી બંધ કરી એટલુંજ નહિ પણ બચુભાઇ તથા તેમના કુટુમ્બ ઉપર ગાળાભિધાનનો અભિષેક શરૂ કર્યો.

આ પ્રમાણે છ એક માસ વહી ગયા. લોકો ગમે તેમ વાતો કરવા લાગ્યા આજ અરસામાં ઇન્ટરનું પરિણામ જણાયું ને બચુભાઇ નપાસ થયા. તેમની માતાએ તેમને તે દિવસે તો દિલાસો આપ્યો પણ પછી તેઓ બચુભાઇને રોજ સારવા લાગ્યાં.

લીલુબ્હેનને લોકોની ગપોમાં કંઈક સત્ય લાગ્યું. બચુભાઇ વહુને કંઇક કહી શકતા નથી ને તેમની સાસુ મરજી માફક બોલે છે ઇત્યાદિ બોલો દરરોજ બચુભાઇના કર્ણપર પડવા લાગ્યા

હમેશાં આ પ્રમાણે સાંભળવાથી બચુભાઇને પણ આ ટકટકારામાં સત્ય ભાસવા માંડયું. તેમના મનમાં વિચાર આવવા માંડયા કે એક વખત ગમે તેમ કરી ઝેરીને ઘરમાં લાવી બેસાડવી ને પછી તેને તેના બાપને ત્યાં મોકલવી નહિ. તેમના મિત્રો પણ આ વાતને ઉત્તેજન આપતા, ઉશ્કેરતા; આખરે સંગતિ વંઘ્યા ન રહી.

એક દિવસે સુવારના દસેક વાગે બચુભાઇએ શ્વસુર ગૃહ તરફ પ્રયાણ કર્યું.

મદનના પિતા ઘેર નહોતા પરંતુ ચંચળબ્હેને જમાઇનો સત્કાર કર્યો, આગમન કારણ પુછ્યુ પણ જમાઈનુ મુખ જોતાજ તે ચેતી ગઇ હતી કે આજે મિજાજ ઠેકાણે નથી

સાસુએ જમાઇને ચ્હા પીવાનુ કહ્યુ પણ બચુભાઇ ઉત્તર ન આપતા એકાએક તડુકી ઉઠયા "તમારી છોકરીને એકદમ મારે ત્યા મોકલી દો નહિ તો તમારી ફજેતી થશે" ચંચળબ્હેને ક્ષણ માત્ર ગભરાઇ જવાબ દીધો "હમણા તમો જાઓ થોડી વારમા મદનને હુ મોકલુ છુ"

આ શબ્દ સાભળતાજ બચુભાઇનો મિજાજ જતો રહ્યો મદનનું કાંડુ પકડી તેને ઘસડવા લાગ્યા.

મા દિકરી પ્રથમ તો જરા ગભરાયા, ને ગભરાટમાં અને ખેંચતાણમા " મદનની બંગડી નંગી ગઇ

થોડી વારે મદનની માતા સાવધ થઇ બચુભાઇના ગૃહ તરફ બચુભાઇ તથા તેમની માતા પર ગાળોનો વરસાદ વરસાવતી જવા લાગી તેના શબ્દો સાભળી નાતના તથા પરનાતના લોકો તમાસો જોવાને દોડી આવ્યા

બચુભાઈના ઘર આગળ મોટી મેદની ભરાઇ ઓટલે ઉભા રહેલા બચુભાઇ બારણા આગળ ગાળો દેતી તેમની સાસુ ને વચ્ચે વચ્ચે ઉત્તરો આપતી, બારણા આગળ રડતી બેઠેલી મદન અને લોકોને ઉદ્દેશીને પોતાનો બચાવ કરતા લીલુબ્હેનના શબ્દો સાભળીને લોકોનો જમાવ વધુ ને વધુ થયા જતો હતો

આખરે જાજરમાન સાસુ આગળ બચુભાઇને નમતુ મુકવુ પડયુ આ ફેડફજેતી અટકાવવાનુ તેમને મન થયુ સાસુ તેમની આ નરમાશનો લાભ લેવાનુ ચુકે તેમ નહતુ, તરતજ તેમણે મદનનો હાથ પકડી પોતાના ઘર તરફ ચાલવા લાગ્યુ

બચુભાઇ મદનને જતી જોઇ રહ્યા શરમથી તેમને મોઢે શેરડા પડયા આટલી ફજેતી ન કરી હોત તો ઠીક વાત એમ તેમને ભાસવા લાગ્યુ મદન પર તેમનો મિજાજ ગયેલો પરતુ તે કઇ કરી શકે તેમ ન હતુ, તેમનુ જોર નિરસત્વ હતુ

આ બનાવે તેમને વધુ નરમ બનાવ્યા, બ્હાર ફરવાનુ પણ ભૂલી જવા લાગ્યા નાતના લોકો મોઢેને ગોઠે ન કહેવાય તેવા શબ્દો ઘરમા આવીને કહેવા લાગ્યા આવા કજીઆથી તેમનુ મન નબળુ પડી ગયુ તેથી કહો અથવા બ્હાર જવાના તેમના આળસે કહો, પણ આ વર્ષે કોલેજ તેમણે જોઇન કરી નથી

———— ० ————

# નિરોગી અને સુખી જીવન ગાળવાની કળા.

(લેખકઃ—ડા. કાન્તિલાલ બી. દેસાઈ.)

૧ સુખી થવાની કળા દરેક જણે કેળવવી જોઈએ, હમેશાં આનન્દની ભાવનાનું સેવન કરવું. તમે કદી કોઇ ઉપર ગુસ્સે થાઓ તો તરતજ હસવું. નવાઇ લાગશે કે હસવું વિના પ્રયત્ને શી રીતે આવે; પરંતુ હસવાની કળા છે, અને તેને દરેક માણસે કેળવવી જોઇએ. જેઓ ખુશ મીજાજમાં રહે છે તેઓ બહુધા સુદૃઢ બાંધાના અને નિરોગી હોય છે હસવાની કળા કેળવવા માટે ભૂતકાળમાં હસવા લાયક કંઈ બનાવ બન્યો હોય તે યાદ કરીને હસવું.

૨. તમારા ખોરાકની સાથે મેવાનો ઉપયોગ છુટથી કરજો. લીલો મેવો ન મળી શકે તો સુકો મેવો—બદામ, કાજુ, અખરોટ અને છેવટે ભોયશીંગનો પણ ઉપયોગ કરવો. મગજનું કામ જેને બહુ પડે છે તેને સૂકો મેવો ઘણો ફાયદો કરે છે. ખોરાક બરોબર પાચન થાય અને લોહી થાય તેટલા માટે બરાબર ચાવીને જમવું; આપણા લોકો જમવામાં બહુજ ઉતાવળ કરે છે તે બીલકુલ પસંદ કરવા જેવી ટેવ નથી. જમતી વખતે નિરાંત જીવે કુટુંબીઓ સાથે વિનોદ અને આનંદની ભાવનાથી જમવા બેસવું. જમીને તરતજ થોડીક વિશ્રાંતી લેવી. જમવામાં શાક ભાજી અને હલકા પાચક ખોરાકનો વધુ ઉપયોગ કરવો. ભજીઆં પુરી અને મિષ્ટાન્નથી હોજરીને બહુ ભરી દેવી નહિ. હલકો ખોરાક આપણા આંતરડા સહેલાઇથી પચાવી શકે છે.

૩ કાંઇપણ બાબતમાં નકામી ચિંતા કરવી નહિ; કેટલાક લોકોમાં પારકી પીડાએ ફીકર કરવાની ટેવ પડી ગઇ હોય છે અને કહેવત પ્રમાણે "કાજી દુબળે ક્યું? કે સારે શહેરકી ફીકર" જેવુ વર્તન હોય છે તે જેમ બને તેમ તજવું.

૪. દરેક સ્ત્રી અને પુરૂષે નિયમિત કસરત કરવી જોઇએ ઘરનું કામ એ કસરત નથી. કેટલાક તરફથી ઘરકામમાં પડતી મહેનતને કસરત માનવામાં આવે છે. પરંતુ તે દલીલ બેવજુદ છે. કસરત હમેશાં ખુલ્લી હવામાં લેવી જોઇએ. ચાલવાની કસરત દરેક જણ સહેલાઇથી લઇ શકે તેવી છે અને તે દરેક જણે ફરજ તરીકે સગવડતા પ્રમાણે લેવી.

ધી ઓનરેબલ મિસિસ મોરીસ બ્રેટ કહે છે કેઃ—"દરેક ચીજ નિયમિત રીતે થવી જોઇએ. દરેક મનુષ્યે પોતાની રોજની જીંદગીના નિયમિત રીતે વિભાગો

પાડીને ગાળવા પ્રયત્ન કરવો કુદરતી રીતે લાંબું આયુષ્ય ભોગવવા, ખુબસુરતી અને શરીરસૌંદર્ય ટકાવવાની છુપી કુચી હમેશની નિયમિત રીતે જીવન ગાળવાની ટેવ છે.

૫ ઘરમા જે ભાગમા ખુલ્લી હવા આવતી હોય તે ભાગમાં રાત્રીએ સુવાનુ રાખવું ખુલ્લી હવાથી શરીરમાં કોઇપણ પ્રકારની વિકૃતિ થવાનો સંભવ નથી બારીબારણા બંધ કરીને સુવાની ટેવ જેને હોય તે તેણે તજી દેવી આશા છે કે "ત્રિમાસિક"ના વાચકો ઉપલા પાય નિયમોનું પાલન પોતાના જીવનવ્યવહારમા ઉતારી જીવન સુખમય ગાળવા પ્રયત્ન કરશે

---

## ફરજ.

( સૌ. વીરમતી મણીલાલ. )

જીવનનો હેતુ ઉદર ભરી શરીરનું ફક્ત પોષણ કરવાનો નથી, પરંતુ જગત્કર્તાએ મનુષ્ય જેવો અમૂલ્ય દેહ બક્ષ્યો છે તો તેમાં મનુષ્યે મુખ્ય ત્રણ ફરજ બજાવવાની છે

(૧) પોતા તરફની. (૨) અન્ય તરફની (૩) જગન્નિયંતા તરફની

### —પોતા તરફની ફરજો—

શરીરની જાળવણી, ઇંદ્રિય નિયમ, સત્યતા, પ્રમાણીકપણું, શુદ્ધબુદ્ધિ, નમ્રતા, સતોષ, દ્રઢ ઠરાવ, નિર્મળ વર્તણુક, કામકાજમાં ત્વરા અને કામના નિયમો, મહેનત, કરકસર, હિંમત, સુખ મેળવવાનું પ્રયત્ન, અને છેવટે ફાજલ પડતો વખત **સમાજસેવા** અને **દેશસેવામાં** નિર્ગમન કરવો

### —અન્ય તરફની ફરજો—

વડીલો તરફની તાબેદારી, દયા, મૈત્રી, ભલી લાગણી અન્યના વિચાર અને મતને માન આપવું, મોટું મન, ખરી ગૃહસ્થાઇ, કૌટુંબીક ફરજો, કૌટુબીક અસરો, દેશની દાઝ અને પ્રાણી માત્ર તરફ માયા

### —નિયંતા તરફની ફરજો—

સ્વધર્મ અને પરમેશ્વર વિષે સમજ, સૃષ્ટિની રચનામાં કર્તાનો હાથ ઓળખવો, પ્રભુની અકલલીલાની કદર બુજવી, તથા તેના તરફનું આપણું દેવું તણુ –આ લોક અને પરલોકના ખરા ધર્મ સમજવા, પ્રભુનો ઉપકાર માનવો, અમર પ્રાણીના કર્તવ્યમાં જેટલુ ઓછાપણુ રહી જાય છે, તેને માટે કર્તાની પાસે પ્રાર્થના કરી ક્ષમા ચાહવી અને તેનું નિરંતર સ્તવન કરવું

---

## " દેવબાળા " ( ન્હા ).

( મંદાક્રાંતા વૃત્ત ).

કહે છે " લોકો કળી સમયમાં દેવ દેવી ન માને "
હું માનું કે વગર સમજે નાસ્તિકો એમ બોલે;
કાંકે જુદા સમય કળીના દેવ ને દેવીઓ છે,
જાણે જે તે કદી નહિ વદે એજ મિથ્યા પ્રલાપ. ૧

દીપે જેના સ્થળ સ્થળ બધે મંદિરો રૂડલાં કૈં,
શોભા જેની અધિક અધિકી નીરખે ભાવિકો કૈં;
ટોળેટોળાં ભગતજનનાં જ્યાં જતાં તો જણાશે,
દેવી તેને નવ ગણવી તો દેવી કોને ગણાશે ? ૨

પૂજે જેને રવિ ઉદયના કાળથી અસ્ત સુધી,
ભક્તો જેના મળી મળી થશો ગાન બોલે મુખેથી;
ચૂકે જેનો સમય જરીના ચુકતાં કોપ થાશે,
દેવી તેને નવ ગણવી તો દેવી કોને ગણાશે ? ૩

( પરભાતીઉં ).

શયનને ત્યાગતાં દિનમણિ ભાળતાં નામ તારૂં અમે નિત્ય લઇએ,
ઉંઘીને ભુખના દુઃખની મોચની, 'દેવી હું, દેવી હું' એમ કહીએ;
દિન ઉગ્યો રૂડો, દીનને તારવા, દેવીના રૂપથી આજ આવો,
સુખાળી હુંફાળી કૃપાળી બની સર્વદા કિલ્વિષો દેહના સઘ કાપો. ૪

( અવતરણ ).

દેવી દેવો સમય કળીના નોખનોખા બન્યા છે,
તેથી તેના પુજન કરણી ચિત્ર વિચિત્રતા છે;
પ્હેલાં જાતે સરળ હૃદયો બોળવી બોળવીને,
ચૂસે તેનાં શરીર હીરને કેળવી કેળવીને. ૫

( અનુષ્ટુપ ).

પોકારે જાણવા વાળા, " ન્હામાં ઝેર રહ્યુંજ છે."
માનો યા ન માનો તોય રૂપેય તે કહ્યુંજ છે.

ધીરજલાલ ચીમનલાલ દેસાઇ.

# સ્મશાન લઇ જવાની રીત.

—— ० ——

( લાગણીવાળો )

આપણી નાતમા મડદુ સ્મશાને લઇ જવાની જે રીત છે તે સબધમા નાતભાઇઓનુ હુ ધ્યાન ખેચવા માગુ છુ તથા તે સબધી કાઇક સુચના કરવા માગુ છુ હાલમા ઠાઠડી બાધવાની જે રીત છે તે ઘણીજ કઢગી અને ક્રુર છે એમા મરનારના સગાવ્હાલાની લાગણીનો બિલકુલ વિચાર કરવામા આવતો જ નથી ફક્ત થોડી જ પળ ઉપર જે દરદીની ઘણીજ માયાળુ સારવાર કરવામા આવતી હોય નાજુકાઇથી જ તેને હાથ અડકાડવામા આવતો હોય૦ અત્યત કાળજી ભરી વર્તણુક જેની તરફ ચલાવવામા આવતી હોય તેના જ શરીરને ખપાટીઆ સાથે દોરડાથી તાણી બાધવાથી, સગા સબધીની લાગણી કેવી થતી હશે તેનો કોઇ ખ્યાલ કરે છે? ભલે એમા તત્વજ્ઞાન કે વૈરાગ્યની વાતો આપણને કહેવામા આવે પણ આપણે માણસ છીએ સસારી છીએ અને લાગણીવાળા છીએ માટે આ બાબતમા લાગણીથી વિચાર કરવામા આવે તો બહુ સારૂ આપણી હાલની રીતમા તો સુધારો થવાની જરૂર છે જ, સાભળ્યા પ્રમાણે સુરતમા એક નાતવાળાએ આ પ્રસગને માટે એક ambulance જેવી ગાડીની ગોઠવણ કરી છે આવી ગાડી જો આપણે પણ કરીએ તો ઘણુ સારૂ દેખાય પ્રથમ તો મડદાને ઠાઠડી સાથે જકડી બધવાની જરૂર રહે નહિ અને બીજુ જે સ્થળોએ સ્મશાન ઘણા દૂર છે ત્યા મડદાને લઇ જતા બહુ મહેનત પડે નહિ ઘણીવાર ઊચકનારની અછત હોય છે અને તે કારણને લીધે પૂરતી સખ્યામા ડાઘુ આવેલા હોતા નથી આવે પ્રસગે કાનો સ્મશાન લઇ જવાનુ ઘણુ મોડુ થાય છે અથવા તો જે થોડા લોકો આવેલા હોય છે તેમના ઉપર અસહ્ય બોજો પડે છે જો ગાડીની ગોઠવણ કરવામા આવે તો પછી મહેનતનો સવાલ દૂર થઇ જાય આ ગાડી ઠેલણગાડી જેવી હોય છે તેથી આભડછેટનો પણ સવાલ રહે તેમ નથી નાતના જ માણસો તે ધકેલીને લઇ જઇ શકે વળી પૈડાથી ચાલે એટલે ઓછી મહેનતમા તે લઇ જઇ શકાય વળી આ ગાડી લાકડાની જ હોવાથી તેનો ઉપયોગ કર્યા પછી પાછી બરોબર સ્વચ્છ પણ કરી શકાશે આ સઘળી વાતોનો વિચાર કરતા—લાગણી અને સગવડ ધ્યાનમા લેતા આ ગાડીની યોજના સ્વીકારતા આપણા જેવી આગળ વધેલી અને કેળવાયલી કોમને કાઇ વાધો નડશે નહિ એમ હુ આશા રાખુ છુ વળી આ ગાડીનુ ખર્ચ પણ જુજ થશે મારા ધારવા પ્રમાણે જો આ રીત દાખલ

કરી દેવી હોય તો કોઇ એકાદ જ ગૃહસ્થ નાતને આવી ગાડીની ભેટ આપશે તો જરૂર તેનો ઉપયોગ થવા માંડશે.

આ પ્રસંગે એક બીજી પણ વાત ધ્યાન આપવા જેવી છે. જ્યારે નાનું બાળક મરી જાય છે, ત્યારે એક જ માણસને તે ખાંધ ઉપર લઇ જવું પડે છે. કોઈવાર ચમે તેવો રોગ આ બાળકને હોય છે, તો ખાંધ ઉપર ઉપાડનારને ચીતરી ચડે તેવું થઇ જાય છે. બાળક ઉપર નાંખેલું કપડું એકલું બસ નથી થઇ પડતું માટે આ પ્રસંગ માટે પણ કાંઇક બીજી યોજના થવાની જરૂર છે.

આશા છે કે આ બન્ને વાતો ઉપર ઉતાવળે ધ્યાન અપાશે.

---

## પીંડદાન સંબંધી ખુલાસો.

---

(રા. જાદવરાય હકુમતરાય.)

૧. આપણી હિંદુ જ્ઞાતિઓમાં મનુષ્યના મરણ પછી તેર દિવસ સારવાની તથા તે પછી માસિક-વાર્ષિક-શ્રાદ્ધ કરવાની ક્રિયા કરવામાં આવે છે અને બ્રહ્મભોજન કરાવવામાં આવે છે. તે સિવાય બ્રાહ્મણ (ગોર) ને ખાટલો-ગોદડાં-વાસણ-કપડાં વગેરે પીંડદાન તરીકે આપવામાં આવે છે. તે સંબંધે નીચે પ્રમાણે ખુલાસો થવાની જરૂર છે માટે તે ખુલાસો અનુભવી-જ્ઞાનીઓ આપવાની કૃપા કરશે.

૧. પીંડદાન એટલે મરણ પામેલા સખસનો પીંડ એટલે દેહાધ્યાસ-દેહાભિમાન છોડી દેવા માટે દાન આપવું તેજ છે કે બીજી રીતે? સ્થુળ દેહ છુટી ગયા પછી દેહાધ્યાસ આપોઆપ છુટી જાય છે તો પછી એ દાન કેવા પ્રકારનું?

૨. ખાટલા-ગોદડાં વગેરે સુક્ષ્મ જીવના ઉપયોગ માટે આપવામાં આવે છે એમ કહેવામાં આવે તો તે જીવે આ દુનિયાનો ત્યાગ કર્યા પછી તરત આપવામાં આવતાં નથી, પણ કેટલીક મુદત પછી આપવામાં આવે છે. માટે વચલી મુદત દરમિયાન સુક્ષ્મ જીવ કેવી રીતે ચલાવી લે છે?

૩. બ્રાહ્મણને જે જે ચીજો આપવામાં આવે છે તેવી ચીજો તેને તેના બીજા યજમાનો તરફથી મળતી હોવાથી જરૂર પુરતી ચીજો રાખી-વધારાની ચીજો વેચી ખાય છે. બ્રાહ્મણના ઘરમાં તે ચીજો રહેતી હોય તો સુક્ષ્મ જીવ તેનો ઉપભોગ લેતો હશે એમ, એક ખરી અથવા ખોટી દલીલ

તરીકે માની લઇએ પરંતુ જુદા જુદા સખસોને તે વેચે છે, તો સુક્ષ્મ જીવને તેનો ઉપભોગ લેવા માટે તે તે સખસને ઘેર ભટકવું પડે છે કે કેમ અને તેમ હોય તો આપવાનો ઉપયોગ શો ?

૨ આપણામાં પુન્યદાન સબંધી કહેવાય છે કે "હાથે તે સાથે" અર્થાત્ હાથે કરેલું પુન્ય સાથે આવે છે તો મરણ પછી પુન્ય કરવાનો હેતુ શો ? મરણ પછી પુન્ય પહોંચતું હોય તો કહેવત ખોટી પડે છે.

૩. બ્રહ્મ જાણે તે બ્રાહ્મણ-અને ગુરૂપદ ધારણ કરે તે ગોર. હાલમાં તેવા બ્રાહ્મણ છેજ નહીં ગુરૂપદ ધારણ કરનારા બ્રાહ્મણ કોઇક હશે પરંતુ મોટો ભાગ-ગુરૂપદને બદલે-ધુન્દકાર (પ્રકાશ-જ્ઞાનમાં અંધકાર) ધારણ કરેલો માલમ પડે છે તો એવો ગોરોને દાન આપવાનો ઉપયોગ શો ? તેમને દાન આપવાથી સુક્ષ્મ જીવને કાંઇ લાભ થાય ખરો કે ?

૪ સદરહુ પ્રશ્નોના ઉત્તર આ પત્રદ્વારા કોઇ ગોર તરફથી મેળવી મોકલવામાં આવશે તો પણ હરકત નથી

———:o:———

## ક્ષય રોગ માટે સાવચેતીઓ.

૧ જ્યાં ત્યાં થુંકવાનું બંધ કર્યાથી એ રોગ ઓછો ફેલાશે

૨ એનાથી પીડાતા માણસો સાથે ભેગા ખાવા પીવા અને સુવાનો વ્યવહાર ન રાખવો

૩ એના જંતુઓ નાશ કરવા ઘરમાં ચોખી હવા અને તડકા આવવા દેવા બારી બારણાં ખુલ્લાં મુકવાં

૪ ખુલ્લી હવામાં ફરવું અને નીયમિત કસરત કરવી

૫ મ્હોડે માથે ઓઢીને સુવું નહીં

ભરૂચ સેનીટરી એસોશીએશન

———:o:———

# પ્રાસંગિક નોંધ.

——:o:——

અમને સાંભળીને અત્યંત આનંદ થાય છે કે બ્રહ્મક્ષત્રિય પરિષદની સાતમી બેઠક સુરતવાસીયો થોડાજ સમયમાં મેળવવા ધારે છે.

**આપણી પરિષદ.** પરિષદ મળે તે ઈષ્ટ છે કે નહિ તે સંબંધમાં કોઇક કોઇક ઠેકાણે મતભેદ હોય તેમ લાગે છે. એક પક્ષ એમ કહે છે કે દેશહિતમાં નાતની સંસ્થા એક આપત્તિ સમાન છે. આ સંસ્થા ઢીલી થવાની ઘણી આવશ્યકતા છે. પણ પરિષદ વગેરે નાતનીજ પ્રવૃત્તિઓ જો થશે તો આ સંસ્થા ઢીલી ન થતાં ઉલટી મજબૂત થશે. આ પ્રકારની દલીલ ઘણી આકર્ષક થઇ જાય છે; પરંતુ તેના ઉત્તરમાં કહેવાનું કે નાતને નાંખીજ મૂકવાંમાં આવે, તે સંબંધી કાંઇજ વિચાર કરવામાં ન આવે, તો તેથી કાંઇ નાતની સંસ્થા ઢીલી થવાની નથી; પણ આમ નાંખી મૂકવાથી તો જે સુધારા વ્યક્તિ, સમાજ કે દેશને પણ હિતકારી છે તે નાતોમાં કદિ કરી શકાશે નહિ; અને રૂઢીનું પ્રાબલ્ય તથા નેતાઓની બેદરકારી ચાલૂજ રહેશે, અને ઘણા હાનિકારક રિવાજો જે ચાલે છે તે ચાલ્યાજ કરશે આથી નાતને તેમજ સમાજને નુકશાનજ થવાનો સંભવ છે. પરંતુ જો પરિષદ મળશે, અને નાતના વિદ્વાનો તેમાં ભાગ લેશે તો તેઓ આખી નાતને સુમાર્ગે દોરી શકશે. વળી અનેક જણ નાતો સબંધી બાબતો વિષે વિચાર કરતા થશે, અને ઉન્નતિ માટે વ્હેવારૂ પગલા નાતની અંદર લઇ શકાશેં. સંસાર સુધારાના અગ્રણીયોએ પણ કબૂલ કર્યું છે કે કેળવણીના વધારા માટે નાતોએ ઘણી મદદ કરી છે. પરંતુ આ ઉપરાંત એમ પણ કહી શકાશે કે સમાજ સુધારાના બીજા ઘણાયે પ્રશ્નો નાતોની પરિષદોએ હાથ ધર્યા છે અને ઘણે ઠેકાણે તેનું ફળ સારૂંજ આવ્યું છે. મદ્યપાન, રોવાકુટવાનો રિવાજ, ખર્ચાળ વરા, વરઘોડાના રિવાજ, વિદ્યાર્થીઓના ચારિત્ર્ય સુધારણા માટેના પ્રયાસ, નાતના અનાથને મદદ, મરણ પાછળના હાનિકારક દુષ્ટ રિવાજો, વર અને કન્યા વિક્રયના પ્રશ્નો, એક ઉપર બીજી સ્ત્રી કરવાનો સવાલ, વગેરે સંસાર સુધારાનાજ કાર્યક્રમમાં આવતી બાબતોનો વિચાર જુદી જુદી નાતોની પરિષદોએ કર્યો છે. એટલુંજ નહિ પણ ઘણે ઠેકાણે તો તેમાં વ્હેવારૂ પગલા પણ ભરાયા છે, અને તેના ફળ પણ દેખાઇ આવે છે. વળી નાત સંસ્થા ઢીલી પડે તેવો હેતુ હોય તો તે પણ નાત છોડીને નાસી જવાથી કે નાતની બાબતોમાં આંખમીચામણાં કરવાથી પાર પડશે નહિ પરંતુ નાતની વ્યક્તિ માત્રને કેળવ[illegible] ઉન્નતિનો માર્ગ પ્રબોધવાથીજ તે હેતુ પાર

પડશે નાતે નાતની અંદર જુદા જુદા દુઃખો, અને જુદા જુદા પ્રશ્નો હોય છે. તે નાતનાતની હિલચાલ કરવાથીજ દૂર કરી શકવાનો સંભવ છે. આવી હિલચાલોથીજ જુદી જુદી નાતો સમાન ભૂમિકાએ આવશે અને પછી તેમને એક બીજાની છાપ જતી રહેશે, અને જુદાઇની લીટીયો ભૂસાવાનો સંભવ ઉભો થશે

**આપણામાં સુધા- શાનો અવકાશ છે?**

એક બીજો પક્ષ છે, તે તો તદ્દન બેદરકાર લોકોનોજ પંથ છે. એમને તો કોઇપણ બાબતમાં કાંઇપણ કરવું ગમતુંજ નથી તેમને તો આપણે પણ અવગણવાજ જોઇએ. પરંતુ એક ત્રીજો પક્ષ છે તે એમ કહે છે કે આપણી નાત તો બરોબર જોઇએ તેવીજ છે. આપણામાં સુધારાનો અવકાશજ નથી માટે આવા કોઈ પણ પ્રયત્નોની જરૂર નથી. આ પક્ષથી આપણે સાવધાન રહેવાની જરૂર છે. આ પ્રકારનું અભિમાન ધારણ કરવું તે તો અધોગતિનો સીધોજ રસ્તો લેવા જેવું છે, અને જે કોઇ એમ કહે તે અજ્ઞાની જ હોવો જોઈએ આપણે, આપણી નાત સંપૂર્ણ નથીજ તે તો જરાકજ વિચાર કરી જોતાં જણાઇ આવશે શું આપણી નાત ભણતરમાં પૂરી છે? શું તે પૂર્ણ જ્ઞાની છે? શું આપણે પૈસે ટકે પૂરા આબાદ છીએ? શું આપણામાં ખરાબ રિવાજો છેજ નહિ? શું આપણું આરોગ્ય ઉત્તમ છે? આપણામાં શું બાળ મરણ થતાંજ નથી? ટુંકાણમાં શું કેળવણી, આરોગ્ય, રીતરિવાજ, ચારિત્ર્ય, સંપત્તિ, વગેરે કોઇપણ બાબતમાં આપણે કશું કરવાનું નથી જ? જરાકજ વિચાર કરતાં જણાઇ આવશે કે આ દરેકે દરેક બાબતમાં આપણે હજી ઘણુંજ કરવાનું છે આપણી નાતમાં બાળકોનું મરણ પ્રમાણ જોઇયે તેટલું છે ફીકકા સુકેરાવાળી, દવાઓ ઉપરજ જીવતી, ઘણીયે સ્ત્રીઓ આપણી નાતમાં છે, ભૂખે મરતાં કુટુંબો પણ છે. પૈસાનેજ અભાવે શિક્ષણ મૂકી દેનારા યૂવકો પણ છે, લગભગ અશિક્ષિત જેવીજ બાળાઓ પણ છે, ચારિત્ર્યહીન વ્યક્તિઓ પણ છે, કાંઇ કાંઇ કુટુંબો વચ્ચે વેરભાવ પણ છે, સંભાળ લેવાયા વગરની કે હિસાબ આપાયા વગરની નાતની મિલ્કતો, અને ઉઘરાણીયો પણ છે તો આપણે સંપૂર્ણતાનો હક શી રીતે કરી શકીયે? આપણે હજી ઘણુજ કરવાનું છે નાતના આંતર સુધારા માટે, તેમ પાડોશી નાતો સાથેના સબંધ બાબત પણ ઘણું વિચારવાનું છે. અલબત્ત ફક્ત પરિષદ મેળવ્યાથીજ આ બધાનો નિકાલ થઇ જશે નહિ તોપણ પરિષદમાં આ બધી બાબતોનો વિચાર થોડો ઘણો તો કરી શકાશેજ, પરંતુ આ સાથે એક વાત આપણે ખાસ ધ્યાનમાં રાખવાની એ છે કે, દેશહિતની કોઇપણ બાબતમાં કાઇ પણ [illegible] જાય અથવા તો નાત

નાત વચ્ચે કડવાશ ઉત્પન્ન થાય તેવું તો આપણી પરિષદમાં કાંઇપણ થવું જોઇએ નહિજ, અને પરિષદની તારિખો પણ એવી રાખવી કે બીજી કોઇપણ બહોળી પરિષદમાં કોઇ જતું અટકે નહિ.

લગ્ન. આ અંક પ્રસિદ્ધ થશે ત્યારે આપણી નાતમાં ખરેખરો લગ્નગાળો ચાલતો હશે એમ ધારવામાં છે. આ પ્રસંગનો લાભ લઇ આપણા એકાદ બે સાક્ષરોએ તેમના ગ્રંથોમાં લગ્ન વિષે શું લખ્યું છે તે ઉતારી લેવાનું ઠીક થઈ પડશે. સરસ્વતીચંદ્ર ભાગ ૪માં લખેલું છે કેઃ—

" શાસ્ત્ર પ્રમાણે તો કન્યાદાનને કાળે. વર, કન્યાને કહે છે કેઃ—" હું સામ અને તું ઋક્, હું દ્યૌ અને તું પૃથ્વી, તે આપણે બે વિવહન કરીયે, ચાલ." વિશેષ વહન તે વિવહન–વિવાહ. સંસારમાં બે જણે એક કાર્યં–એક જીવન–થી તેનું વહન કરવું તે વિવાહ." × × × × " આદિ ઋષિઓ તો, + + કન્યા પાસે સપ્ત પદ ભરાવતાં વર પાસે કન્યાને ' સખા ' શબ્દથી સંબોધાવે છે, અને કન્યા પાસે વરને લગ્નકાળે પગલે પગલે કહેવડાવે છે કેઃ—

પ્રથમ પગલે કન્યાએ વરને કહેવું કે " સર્વ સુખ દુઃખનો તારી સાથે વિભાગ કરવામાં આવે છે. જ્યાં તું ત્યાં હું તેથીજ " બીજે પગલે કહેવું કે, " બાળકથી તે વૃદ્ધ સુધીનું આ કુટુંબનું રક્ષણ કરાવીશ, ને જે છે અને જે નથી તે જોઇશું." ત્રીજે પગલે કહેવું કે " ભર્તા ઉપર ભક્તિમાં નિત્ય રત થઇશ. સદાજ પ્રિય ભાનિણી થઇશ." ચોથે પગલે કહેવું કે " તું દુઃખી હોઇશ તો હું દુઃખી થઇશ સુખદુઃખની સમભાગિની થઇશ ને તારી આજ્ઞાને પાળીશ " પાંચમે પગલે કહેવું કે ઋતુકાળે શુચિસ્નાત થઇ તારી સાથે ક્રીડા કરીશ. હું બીજાને ગમન નહિં કરૂં. " છઠ્ઠે પગલે કહેવું કે " હવે અહિં વિષ્ણું આપણા સાક્ષી છે કે તેં મને છેતરી નથીજ, આપણી બેની પ્રીતિ બની ચુકી છે." સાતમે પગલે કહેવું કે ' હોમ યજ્ઞાદિ કાર્યોમાં તે ધર્માર્થ કામ કાર્યોમાં હું તારી સાહાયિની થઇશ."

" આ પછી વર વધૂના ખભા ઉપર હાથ મૂકી, તેના હૃદયનું "આલભન" કરે છે અને કન્યાને ઉદ્દેશીને કહે છે કે મારા મતમાં તારા આ હૃદયને મૂકુંછું તે મારા ચિત્ત જેવું તારૂં ચિત્ત હો. "

આ સઘળું સરસ્વતીચંદ્ર ભાગ ૪નું પ્રકરણ ૧૮મું ખાસ વાંચવા લાયક છે

મહાત્મા કેશવચંદ્ર સેન તેમના નવસંહિતા નામે પુસ્તકમા લગ્નસંસ્કાર પ્રકરણમા નીચે મુજબ ઉપદેશ વર કન્યાને આપે છે —

**વર કન્યાને ઉપદેશ**

"હે નવવિવાહિત દમ્પતિ! પરમ કૃપાળુ પ્રભુની કૃપાથી
"તેની સમક્ષ તમે બન્ને જણ લગ્ન સબધથી જોડાયા
"છો આજ સુધી તમે સ્વતત્ર હતા, પરતુ હવે તેમ
"નથી આજથી તમો બન્નેને એકબીજાની કાળજી રાખવાની છે. તમો બન્નેના
"શરીરો જો કે જુદા છે તોપણ તમારૂ મન તો એકજ હોવુ જોઇએ તમારા
"વચ્ચે કોઈપણ પ્રકારનુ જુદાપણું હોવુ જોઇએ નહિ. લગ્ન એ સસાર
"મદિરનો દરવાજો છે, તે ઓળગીને સસારમા આજ તમે પ્રવેશ કર્યો છે
"સસાર એ પરમાત્માનુ નિવાસ સ્થાન છે તેમા તમારા સઘળા આચાર
"વિચાર પવિત્ર રાખજો સગાજુ અને અનુભવી પુરૂષોએ આ સસારને ભયં-
"કર જગલની ઉપમા આપી છે, તે પણ યોગ્ય છે આ જગલનો માર્ગ ઘણો
"જ વિકટ છે તે માર્ગમા ચાલતી વખત ઘણજ સાવચેત રહેવું જોઇએ આ
"લોકના ક્ષણિક સુખસંપત્તિના મોહને વશ થઇને સઘળા સુખનો આપનાર
"જે પ્રભુ તેને વીસારશો નહિ તેના પ્રત્યેના ભક્તિભાવમા વધારો કરી તેની
"કૃપા સપાદન કરો એકબીજાના ઐહિક સુખને માટે જેમ રાત દિવસ જાગૃત
"રહો તેવીજ રીતે પારલૌકીક કલ્યાણ સાધવામા પણ જાગૃત રહો. સસાર
"સબધી નાનુ કે મોટુ કંઈપણ કાર્ય કરવુ પડે તે પ્રભુના નામથીજ કરજો.
"તેનુ સ્મરણ કર્યા વિના કોઇપણ કાર્ય હાથ ધરશો નહિ"

કયા આ ઉપદેશમાની ભાવના કયા શાસ્ત્રમા વર્ણવેલુ લગ્ન ગાભિર્ય અને કયા આપણી હાલની લગ્ન ક્રિયા!! ગડબડ ઘોટાળો, તકરાર, ફડકા માટે મારામારી, અને સૌથી ખરાબ તો પઠ્ઠણના રૂપિયા! શુ શાસ્ત્રનો ઉદાત્ત ભાવ, અને શું આપણુ

**આપણામાં લગ્ન**

તે વીષે અજ્ઞાન, અને વળી આપણો નીચ સ્વાર્થી અને કોઇની આતરડી કકળાવનાર સ્વભાવ! પરણનારના મનમા પવીત્ર સસ્કાર કે લગ્ન ગાભિર્ય આવે છે? પરસ્પરના પ્રતિજ્ઞાઓ પણ સમજે છે? અને સમજે તોપણ આખુયે તે સમયનું વાત વરણજ શુદ્ધ ન થાય ત્યા સુધી તેની આસર શી રીતે થાય? કન્યાના મનમા માબાપને પોતાને માટે કેટલા દામ દેવા પડયા તેજ હોય, એના કર્ણમા અફસોસ અને બળાપાનાજ શબ્દો સભળાઈ રહ્યા હોય, તે વખતે પતિ અને પતિના કુટુબ પ્રત્યેની તેની લાગણી કેવી થઇ ગઇ હોય? હવે તો આ પૈસાનુ દુખ, આખી નાતને માથે કલક [illegible] જ શોભા છે,

સુખ છે, અને સ્વાર્થ પણ છે. અને દૂર કરવું તે હવે તો પરણનારના પોતાનાજ હાથમાં છે. આશા રાખીયે છીયે કે આ લગ્નબાળામાં કોઇના પણ પૈસાની બૂમ સંભળાશે નહિ.

**આવડતની બલિહારી**

" એક અંગ્રેજી વાંચનમાળામાં પાઠ છે કે; એક રાજા આનંદની ખાતર ખીલા બનાવવાનો હુન્નર શીખ્યો. નસીબ સંજોગે પરદેશી રાજા તેના ઉપર ચઢી આવ્યો, અને તે હારીને નાશી ગયો. આ વખતે દૂર દેશાવરમાં ખીલા બનાવીને તે ગુજરાન કરી શકયો. તેને લાગ્યું કે જો ખીલા બનાવતાં ન શીખ્યો હોત તો તે ભૂખે મરી જાત. આ ઉપરથી કોઇપણ જાતનો હુન્નર શીખવાની કેટલી જરૂર છે તે જણાઇ આવે છે. વળી પોતાની ઉપર આફત ન આવે તોપણ કોઇ કલા કે હુન્નરની આવડત હોય તો કેટલો લાભ છે, તે આજે પણ **મીસ હીનુ બાસ્તાવાલાના** દાખલાથી આપણે જોઇ શકીયે છીયે. મીસ હીનુ ફક્ત તેર વર્ષની બાળા છે. તે માન્યવર હીનશા વાચ્છાની દોહિત્રી થાય છે. લડાઇની ખબરો ઉપરથી તેણે કેટલાંએક કારકુન (અર્થવાળા રમુજી ચિત્રો) ચીતર્યાં હતાં. અને લડાઇ ફંડને માટે મુંબાઇમાં મેળો ભર્યો તે વખતે આ ઉદાર કન્યાએ પોતાનાં લડાઇના ચિત્રો ચોપડીરૂપે છપાવી તેના નફાનો અરધો ભાગ લડાઇ ફંડમાં, અને બીજો અરધો ભાગ પારસી ધર્માદા ખાતાઓમાં આપવાનો ઇરાદો જાહેર કર્યો. ગવર્નરના બાનુ લેડીવીલીંગડને આ વિચાર પસંદ કર્યો, અને પરિણામે આ બાળકી, રૂપિયા બે હજારની મોટી રકમ લડાઇ ફંડમાં આપી શકી, તથા બીજા બે હજાર જુદાં જુદાં પાંચ પારસી ધર્મ ખાતાઓમાં પણ આપી શકી. આશા છે કે આ દાખલાથી ઉત્તેજીત થઇ, દરેક બાળક કે બાળકી, ગરીબ હોય કે તવંગર હોય તોપણ, ચીત્ર, ભરત, શીવણ કે તેવો જ કોઇ હુન્નર શીખવાનો નિશ્ચય કરશે.

---

## સાભાર સ્વીકાર.

નીચેના પત્રો, માસિકો અને ચોપાનીયાઓ અમને નીયમીત રીતે બદલામાં મળ્યા છે, જેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ

### અઠવાડિક પત્ર.

ગુજરાતી પંચઃ—રા સોમાલાલ મંગળદાસ શાહ અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂા ૨–૮–૦.

### સાર્વજનિક માસિકો.

નવજીવન અને સત્ય —તંત્રી અને પ્રકાશક રા. ઇંદુલાલ કનૈયાલાલ બી એ, એલએલ બી. ગીરગામ, મુંબઇ, વાર્ષિક લવાજમ રૂ ૨–૦–૦

સમાલોચકઃ—તંત્રી રા. અંબાલાલ બી. જાની બી. એ અને રા. ચંદ્રશંકર નમદાશંકર પંડ્યા બી એ, એલએલ બી. પ્રકાશક રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ગીરગામ મુંબઇ, વાર્ષિક લવાજમ રૂા. ૩–૦–૦

વિવેચક.—તંત્રી રા છગનલાલ નારાયણભાઈ મેત્રી પ્રકાશક રા હીરાભાઇ દાદાભાઇ દેસાઇ. લાછરસ, નાંદોદ, વાર્ષિક લવાજમ રૂા ૨–૧–૦

કેળવણીઃ—તંત્રી અને પ્રકાશક રા કલ્યાણરાય નથુભાઈ જોશી બી. એ, રાજ મહેલ રોડ, વડોદરા, વાર્ષિક લવાજમ રૂા. ૧–૪–૦,

બાલ શિક્ષક.—તંત્રી અને પ્રકાશક રા. ગહાશંકર લલ્લુભાઇ બટ્ટ વડોદરા વાર્ષિક લવાજમ રૂા ૧–૭–૦.

સુન્દરી સુબોધઃ—તંત્રી અને પ્રકાશક રા રામમોહનરાય જસવંતરાય અમદાવાદ, વાર્ષિક લવાજમ ન્હાનો અંક રૂા. ૧–૮–૦ અને મ્હોટા અંકનું રૂા. ૩ ૮–૦

વસન્તઃ—તંત્રી અને પ્રકાશક રા બા. રમણભાઇ મહિપતરામ નીલકંઠ બી એ, એલએલ. બી. અમદાવાદ વાર્ષિક લવાજમ રૂા. ૨–૦–૦

બુદ્ધિપ્રકાશઃ—પ્રકાશક રા હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ, આસીસ્ટંટ સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ વાર્ષિક લવાજમ રૂા ૧–૮–૦

વાર્સ-સૌંદર્યઃ—તંત્રી અને પ્રકાશક રા ચતુર્ભુજ ખીમચંદ કોઠારી, રણછોડ લાઇન, કરાચી. વાર્ષિક લવાજમ રૂા ૧–૦–૦.

## જ્ઞાતિપત્રો.

લોહાણા હિતેચ્છું:—(અઠવાડિક) તંત્રી રા. લાલજી નાગજી ગણાત્રા, રાજકોટ.

## માસિકો.

ઉનેવાળ અભ્યુદય:—તંત્રી રા. લલ્લુભાઇ શંકરભાઈ ભટ્ટ મુંબઇ નં. ૪.
નાગર ઉદય:— „ રા. ગજેન્દ્ર ભોળાનાથ દિવાનજી ૨૯ પનાલાલ ટેરેસીસ, ગ્રાંટરોડ મુંબઈ.
કપોળ મિત્ર અને કપોળ:—„ રા. પ્રભુદાસ લાધાભાઇ મોદી મુંબઇ નં. ૨.
ખડાયતા મિત્ર:— „ રા. ભાઇલાલ વંદ્રાવનદાસ કોઠારી બી. એ., એલએલ બી. ગ્રાંટરોડ, મુંબઇ.
દશા શ્રીમાળી:— „ રા. ગુણવંતરાય છોટાલાલ દેસાઇ મુંબઇ નં. ૪
જૈન હિતેચ્છુ:— „ રા. શંકરભાઇ મોતીલાલ શાહ ૨૫૩ નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ.
દશા સોરઠીયા:— „ રા. નારાણજી પુરૂષોતમ સંઘાણી ચીનાઇ બીલ્ડીંગ, ભીંડીબજાર, મુંબઇ.
મૌક્તિક:— „ રા. ઠાકોરલાલ છોટાલાલ મહેતા, ૧૧૪ કાલબાદેવી મુંબઈ.
કોળી સુબોધ:— „ રા. જીવનજી દુર્લભભાઇ પટેલ, જલાલપોર.
પટેલ બંધુ:— „ રા. કુંવરજી વીઠ્ઠલભાઇ મહેતા, પારસીશેરી, સુરત.
દશા લાડ પત્રિકા:—પ્રકાશક દશા લાડ યુવક મંડળ, ભરૂચ.
ખાજ ખેડાવાળ:— તંત્રી રા. હીમ્મતલાલ ડાહ્યાભાઇ દવે. ઉમરેઠ.
જ્ઞાતિબંધુ:— „ રા. જીવનલાલ એન. વકીલ રીચીરોડ અમદાવાદ
કડવા વિજય:— „ રા. પુરષોતમ લલ્લુભાઇ પરિખ, હાજા પટેલની પોળમાં ખારાકુવાની પોળ નં. ૧૪૪૭, અમદાવાદ.
ઉદિચ્ય હિતેચ્છું:— „ રા. હીરાલાલ બાપાલાલ મહેતા. „
ઉદિચ્ય જીવન:— „ રા. હરીશંકર વિદ્યાર્થી વીરમગામ.
શ્રીમાળી અભ્યુદય:—„ રા. જટાશંકર ઈશ્વરલાલ ત્રિવેદી, મહુવા.
દશા શ્રીમાળી હિતેચ્છુ:—„ રા. મોહનલાલ નાગજી ચીનાઇ, ધોરાજી.
સારસ્વત પ્રકાશ:— „ રા. ગંગાપ્રસાદ ગુપ્તા. સીદી, બનારસ.

## ત્રૈમાસિક.

નાગર ત્રૈમાસિક:— તંત્રી રા. માનશંકર પીતાંબરદાસ મહેતા, નીલકંઠ મહાદેવની શેરી ભાવનગર.
ભાર્ગવ ત્રૈમાસિક:— „ રા. કનૈયાલાલ એમ. મુનશી એડવોકેટ મુંબઇ નં ૪
વાલ્મિક કાયસ્થ:— „ રા. હીરાલાલ ઉમિયારામ મહેતા, ૨૨૨૪ દાદી શેઠ અગીયારી લેન મુંબઇ નં. ૨.
ગૌરી નારાયણ:— રા. કે. વી. જોશી કાવેલ મુંબઇ નં. ૨,



# જાહેર ખબર.

—:o:—



—

# લવાજમની પહોંચ.

## વર્ષ ૧૦મું.

| | | નકલ. |
|---|---|---|
| રા દેસાઈ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ | ભરૂચ | ૫ |
| રા રા ઇશ્વરલાલ કેશવલાલ દેસાઇ | મુંબઇ | ૨ |
| રા રા અંબાશંકર ઉત્તમરામ મલજી | ભરૂચ | ૨ |
| રા રા. કૃષ્ણલાલ નરસીંહલાલ દેસાઇ | અમદાવાદ | ૨ |

નીચેના ગૃહસ્થો તરફથી એક નકલનું લવાજમ મળ્યું છે.

મુંબઈ

ઓ મી ચીમનલાલ હરીલાલ સેતલવાડ
રા બ ચુનીલાલ હરીલાલ સેતલવાડ
રા રા જીવણલાલ ચીમનલાલ સેતલવાડ
,, કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ
,, ત્રંબકરાય જાદવરાય દેસાઇ
,, બાલમુકુન્દરામ અંબાલાલ દેસાઇ
,, વૈકુન્ઠરાય અંબાલાલ દેસાઇ
,, નટવરલાલ માધવલાલ દેસાઈ
,, ધનવંતરાય માણેકલાલ દેસાઇ
,, છગનલાલ નરસીલાલ કાનુગા
રા મદનલાલ ઉમેદરામ ઠાકોર
રા.રા. ધીરજલાલ કેશવલાલ ઠાકોર
,, કાન્તીલાલ દોલતરાય ઠાકોર
,, ચીમનલાલ આર દેસાઇ
,, ગોવિન્દલાલ નરભેરામ ઠાકોર
,, વૈકુંઠલાલ એસ. ઠાકોર
,, કેશવલાલ હરીલાલ સેતલવાડ
,, મણીભદ્ર નીલકંઠરાય છત્રપતિ
,, ઠાકોરલાલ ચંદુલાલ ઠાકોર
,, જયંતિલાલ માધવલાલ ઠાકોર

મુંબઇ.

,, રમણીકલાલ ત્રંબકલાલ ઠાકોર
,, વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર
,, પ્રીતમરાય વ્રજરાય દેસાઈ
રા.રા મુકુન્દરાય બલવંતરાય દેસાઇ, શાંતાક્રૂઝ
,, જીવણલાલ માધવલાલ ઠાકોર, મલાડ
,, મણીલાલ અજીતરાય ઠાકોર, થાણા
,, ગીરધરલાલ કેશવલાલ, ,,
,, ધીરજલાલ ચુનીલાલ દહેણું
,, કૃષ્ણલાલ કીરતારામ ઠાકોર પેન
,, મગનલાલ જયશંકરરામ, જલગામ
પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર પુના
,, નટવરલાલ ગોવિન્દલાલ અજ્જુકાર સોલાપુર
ડૉ. વૈકુંઠલાલ ગણીલાલ, અજમેર
રા ધીરજલાલ કેશવલાલ, સીવાણી
,, દં[illegible]લાલ ,,

રા. કાન્તીલાલ સાકરલાલ, દીલ્હી
" ત્રંબકલાલ ચંદ્રશંકર, પુના
" કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોર, નાગપુર
રાજા ગેણીલાલજી રૂઘનાથરાયજી, હૈદ્રાબાદ
રા. પ્રાણલાલ ન. દેસાઈ, "
" મનહરલાલ પ્રાણલાલ, દાવા
" બાઇલાલ વેણીલાલ, ચાલોડ
" મણીલાલ જાદવરાય, ચીખલી
" છગનલાલ આત્મારામ, વલસાડ
" મોતીલાલ ગોવિન્દલાલ, "

## સુરત.

રા. રતીલાલ માધવરામ
" છગનલાલ માણેકલાલ
" નરશીલાલ હરદેરામ
" માણેકલાલ પ્રાણશંકરરાય
" હરરાય અમુલખરાય
" મોતીલાલ ચંદ્રશંકર
" ચંદુલાલ કલ્યાણરામ
" છોટાલાલ નરસીંહરાય
" ભુપતરાય ગોવિન્દરાય
" શ્રીપતરાય હકુમતરાય
" ઠાકોરલાલ માણેકલાલ
" કનૈયાલાલ કુબેરરામ, ઓરપાડ
" કલ્યાણરાય કેશવલાલ, નાંદોદ
" બલવંતરાય નરભેરામ, અંકલેશ્વર

## ભરૂચ.

સરદાર રા. બ. મોતીલાલ ચુનીલાલ
રા. ચુનીલાલ હકુમતરાય દેસાઈ
" નગીનલાલ દે[illegible]
રા. ઇશ્વરલાલ ગીરધરલાલ
" ચીમનલાલ હરદેરામ
" સાકરલાલ ડાહ્યાભાઈ
" ઇશ્વરલાલ નરશીલાલ
" હીરાલાલ ડાહ્યાભાઈ
" ઠાકોરલાલ ઘેલાભાઈ
" જીવણલાલ હરરાય
" ચુનીલાલ ભોગીલાલ
" મુકુન્દરાય આત્મારામ
" ધીરજલાલ નરભેરામ
" ઠાકોરલાલ દ્વારકાદાસ મલજી
" ઠાકોરલાલ ચુનીલાલ
" છોટાલાલ માણેકલાલ
" મણીલાલ કેવલરામ
" નરહરીલાલ બલવંતરાય
રા સા. ગુણવંતરાય હીરાલાલ
રા. બલવંતરાય પ્રતાપરાય
" દીનકરરાવ નરભેરામ
" દીનકરરાવ પ્રાણલાલ
" ઠાકોરલાલ રતનરામ
" મોતીલાલ સાકરલાલ
" નગીનલાલ સાકરલાલ
" સચીન્દ્રલાલ ચંદુલાલ
" ઈશ્વરલાલ નરભેરામ
" ત્રીકમલાલ હરીનાથ
" હીરાલાલ કીરપારામ
" કલ્યાણરામ પ્રાણશંકરરાય
" સુરજરામ મહીપતરામ
" બલવંતરાય નરોતમદાસ
" ભોગીલાલ હરકીશનદાસ
" ત્રીકમલાલ બલવંતરાય
ડૉ. ચુનીલાલ નંદલાલ દેસાઈ

નોંધ—આ અંકના પહેલા આઠ પાના ૧૮૧ થી ૧૮૮ છપાયા છે તેને બદલે ૧ થી ૮ સુધારી વાચવુ

—:o:—

## નાતના ખબર અંતર.

### નિમણુકો ફેરબદલીઓ વગેરે

—રા ધનવંતરાય સાકરલાલ બી એ, એસ્પ્લેનેડ હાઇસ્કુલમા રૂા ૭૦)ના પગારથી નીમાયા છે

—રા કલ્યાણરાય વ્રજરાય દેસાઇનો મર્હુમ શેઠ ચીનુભાઇ માધવલાલની મીલમા એસીસ્ટંટ મેનેજર તરીકે રૂા ૪૫થી ૬૦નો પગાર નક્કી થયો છે

—રા બસંતરાય ચીમનલાલ દેસાઇને નેટીવ ઇન્સ્ટીટ્યુટમા રૂ. ૨૫)ના માસિક પગારથી આસીસ્ટંટ માસ્તરની જગા મળી છે

—રા ગુલાબરાય ભગવાનલાલ છત્રપતિને ટયુટોરીયલ હાઈસ્કુલમા માસિક રૂ ૩૦)ના પગારથી એસીસ્ટંટ માસ્તરની જગા મળી છે

—રા ગીરધરલાલ કેશવલાલ યાજ્ઞિક હેડ એકાઉન્ટ નીમાયા છે

—રા મંજુલાલ હીરાલાલ દેસાઇ બી એ ગોધરા ગવર્નમેન્ટ હાઈસ્કુલમા રૂા ૫૦)ના પગારથી આસીસ્ટંટ માસ્તરની કા ચ જગાપર નીમાયા છે

—રા છવનલાલ ચીમનલાલ લાખીયાને રૂા ૫)નુ પ્રમોશન જામનગર સર્વે ડીપાર્ટમેન્ટમા મળ્યુ છે

—રા પ્રાણલાલ હરીલાલ જોશીપા અવલ કારકુનની બદલી લાલપુર થઈ છે.

—રા કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ ગોધરા મ્યુનીસીપાલીટીના સેક્રેટરી રૂ. ૭૫)ના પગારથી નીમાયા છે.

—રા ઠાકોરલાલ લક્ષ્મીરામની બદલી વાગડ ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી ઇંસ્પેક્ટરની ઓફીસમા થઇ છે

—રા અર્જુનરાય ગટુલાલ ઠાકોર ડ્રેનેજ એન્જીનીયરની અમદાવાદ વૉટર વર્કસના એન્જીનીયર તરીકે ત્રણ માસ સારૂ નીમણુક થઇ છે.

—રા બાપાલાલ કાહાનદાસની નીમણુક જુનાગઢ હોસ્પીટલમા સબ એસીસ્ટંટ સર્જન તરીકે થઇ છે

## જાહેર સેવા વગેરે.

—ઑ. મી. ચીમનલાલ હરીલાલ સેતલવાડે ૩૧મી હિંદી પ્રજાકીય કોન્ગ્રેસમાં ૧૪મો ઠરાવ રજુ કર્યો હતો. કે "આ કોન્ગ્રેસ વડા પ્રધાને પોતાના સંદેશામાં હિંદી રાજાઓ તથા પ્રજા તરફ બતાવેલી લાગણીની નોંધ લે છે. અને વિજયવંત અંત સૂધી વિગ્રહ લડવાના નિશ્ચયોને પુરેપુરી રીતે વધાવી લે છે. હિંદના માનવ બળનો વિશેષ ઉપયોગ કરવામાં ન આવ્યો, તે માટે દીલગીરી દર્શાવે છે અને તે કામ માટે હિંદમાં હિંદી લશ્કરી અધીકારો ધરાવનાર અમલદારોની સરદારી હેઠળ શહેરી પ્રજામાંથી તત્કાળ એક લશ્કર ઉભું કરવાનો આગ્રહ કરે છે." આ ઠરાવ ઉપર તેમણે ઘટતું વિવેચન કર્યું હતું, તેમજ વિષય નિર્ણયક કમિટીમાં ઘણો આગળ પડતો ભાગ લીધો હતો.

—રા. જીવનલાલ વ્રજરાય દેસાઇ લખનૌ કૉન્ગ્રેસમાં સબજેકટસ કમિટીમાં ચુંટાયા હતા.

—રા. ત્રંબકરાય જાદવરાય દેસાઇ બાર-ઍટ-લૉ. એ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં અભિજ્ઞાનશાકુન્તલ નાટક વિષે વિવેચન કર્યું હતું.

—અમદાવાદ પ્રાન્તિક પરિષદ, સંસાર સુધારા પરિષદ તથા કેળવણી પરિષદમાં આપણી નાતના ઘણા સદ્‌ગૃહસ્થોએ તથા વિદ્યાર્થિઓએ બહુ આગળ પડતો ભાગ લીધો હતો.

—લખનૌ કોન્ગ્રેસમાં જ્ઞાતિના ઘણા સદ્‌ગૃહસ્થો ડેલીગેટ તરીકે ગયા હતા.

—અમદાવાદ પાર્લામેન્ટ નામની રાજદ્વારી અભ્યાસ તથા ચર્ચા માટે સ્થપાયલી એક સંસ્થામાં 'લીબરલ' પક્ષના વડા તરીકે રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇની ચુંટણી થઇ છે. અને ગોખલે સોસાઇટી તરફથી મી. કરટીસના "પ્રોબ્લેમ ઓફ ધી કોમન વેલ્થ" નામના પુસ્તકનું વાંચન દર અઠવાડીયે રા. કૃષ્ણલાલ કરે છે.

—નરોડા રાત્રીશાળા તરફથી પખવાડીક જાહેર સભાઓ થાય છે તેમાં રા. ઈશ્વરલાલ હીરાલાલ દેસાઇ બી. એ., એલએલ. બી. "કેળવણી" એ વિષયપર રવિવાર તા. ૧૭-૧૨-૧૬ ને રોજ જાહેર ભાષણ આપવા ગયા હતા અને "મુળ લક્ષણ શાસ્ત્ર" એ વિષે ગુજરાત સાહિત્ય સભામાં જાહેર ભાષણ થયેલું તે વખતે પ્રમુખ સ્થાનેથી સમયોચિત વિવેચન કર્યું હતું.

—રા. હરિપ્રસાદ ફીરપારામ ઠાકોર એલ સી ઇ બસરા તરફ લડાઇના એન્જીનીયરના કામપર ગયા છે તેમને અત્રે અભિનંદન આપીએ છીએ અને ફત્તેહ કરી જશ સાથે નિર્વિઘ્ને પાછા ફરે એવી દુવા ચાહિએ છીએ

—રા દેસાઇ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદે વડોદરા ઑલ ઇંડિયા ટેનીસ ટુર્નામેન્ટમા ભાગ લીધો હતો

—રા દેસાઈ ઠાકોરલાલ ચુનીલાલે વીલ્સન કૉલેજ ટેનીસ ટુર્નામેન્ટમાં ભાગ લીધો હતો અને ઇનામ મેળવ્યુ હતુ

—લડાઇ ફંડને મદદ કરવા માટે મુંબઇમાં ભરવામા આવેલા મેળામા સૌ. મંજાગૌરી ગેનલલાલ, મીસીસ રસીકમણી બાલમુકુંદરાય દેસાઇ, મીસીસ ઊર્મીમણી કાન્તિલાલે ઘણી મહેનત કરી હતી •

—રા. શ્રીપતરાય નંદવરાય વકીલને વડોદરા ખાતે ભરવામાં આવેલા ઇન્ડસ્ટ્રીયલ અને એગ્રીકલ્ચરલ એક્ઝીબીશનની વ્યવસ્થાપક કમિટીમા નીમવામા આવ્યા હતા

—ડૉ સુમંતચંદ્ર કેશવલાલ દેસાઇને જુનાગઢ ખાતે ભરવામા આવનારા ખેતીવાડી અને ઔદ્યોગીક પ્રદર્શનની વ્યવસ્થાપક કમિટીમા નીમવામા આવ્યા છે

—સૌ. કૃષ્ણાગૌરી સેનલવાડે મુંબઇ જૈન શ્રાવિકા શાળાના વાર્ષિક મેળાવડામા પ્રમુખસ્થાને બીરાજી કન્યા કેળવણી વિષે ભાષણ કર્યું હતુ અને ત્યાર બાદ કન્યાઓને ઇનામ વ્હેચી આપ્યા હતાં

—બ્હેન રસીકમણી દેસાઇને મુંબઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે તેમના પતિ બાળમુકુંદરાય અંબાલાલના ખેદપૂર્ણ અવસાનથી આવી પડેલી આફત માટે દીલાસાનો પત્ર લખ્યો છે

—રા જીવનલાલ માધવલાલ ઠાકોર મુંબઇની સનાતન ધર્મ પ્રવર્તક કમિટી તરફથી લેવામા આવતી પરીક્ષાઓમાં ઑનરરી પરીક્ષક નીમાયા હતા

---

## પરીક્ષાનાં પરિણામ.

| | | |
|---|---|---|
| વિષ્ણુપ્રસાદ મણીલાલ ઠાકોર | બી કૉમમા | અમદાવાદ |
| દેસાઇ વિષ્ણુપ્રસાદ નંદરામ | પહેલી એલએલ બી મા | ,, |
| ઠાકોર જયંતીલાલ નાનેરામ | ,, | ,, |
| બાપાલાલ કહાનદાસ, | સબ એસીસ્ટંટ સર્જનની પરીક્ષામા | જુનાગઢ |
| મોતીલાલ હરકીસનદાસ | જ્યુડીશીયલ ડીપાર્ટમેન્ટલ પરીક્ષા | ભરૂચ |
| ચતુર્ભુજ માધવરામ ( પુરોહીત ) | ,, | ,, |
| બાપુભાઈ હીરાલાલ | રેવન્યુ ,, | આમોદ |

## લગ્ન.



| | | |
|---|---|---|
| બાબારાવ જીવનલાલ દેસાઇ ઉ. વ. ૨૮ના લગ્ન | | શારદાગૌરી ધીરજલાલ ઉ. વ. ૨૦ અમદાવાદ |
| ચીનતલાલ રતનલાલ (ન્હાનોસાથ) | ,, | મેનાગૌરી રામચંદ્ર માણેકલાલ ઉ. વ. ૧૪ લીંબડી |
| મુનશી બલવંતરાય શંકરપ્રસાદ, (જુનાગઢ) | ,, | હંસગૌરી ચીમનલાલ ત્રીકમલાલ (ન્હાનોસાથ) અમદાવાદ |
| સાકરલાલ ઘેલાભાઇ અંબમૌલા, (પુરોહીત) ૨૬ | ,, | કુમુદગૌરી ફીરોઝદાસ, ઉ. વ. ૧૭ ભરૂચ |
| પ્રાણલાલ જમીએતરામ ૨૧ | ,, | ચંદ્રમણી છગનલાલ પ્રાણલાલ ઉ. વ. ૧૪ ભરૂચ |



## જન્મ.



| | | | |
|---|---|---|---|
| શેઠ વેણીગૌરી જીવનલાલ બળવંતરાય | ને | પુત્ર | સુરત |
| ,, મંગળાગૌરી છોટાલાલ માણેકલાલ | ને | ,, | ,, |
| ,, મણી રમણીકલાલ ત્ર્યંબકલાલ | ને | ,, | ભરૂચ |
| ,, મદનગૌરી મગનલાલ માણેકલાલ | ને | ,, | ,, |
| ,, કુમુદગૌરી મનહરલાલ પ્રાણલાલ | ને | ,, | ,, |
| ,, ભાનુમતિ દીનકરરાવ નરભેરામ | ને | ,, | ,, |
| ,, ઇંદુમતિ તનમનલાલ કલ્યાણરાય | ને | પુત્રી | ,, |
| ,, સન્મુખગૌરી નરહરીલાલ બલવંતરાય | ને | ,, | ,, |
| ,, ભુરી જમીએતરામ કેવળરામ | ને | ,, | ,, |
| ,, નિર્મળગૌરી ત્રીકમલાલ કુરણારામ | ને | ,, | ,, |
| ,, ભાનુમતિ મંજુભાઇ હરીલાલ | ને | પુત્ર | આમોદ |
| ,, કંચનગૌરી ઠાકોરલાલ લક્ષ્મીરામ | ને | પુત્રી | ,, |
| ,, સવિતાગૌરી નગીનલાલ પ્રાણશંકરરાવ | ને | ,, | ,, |
| ,, મનહરગૌરી સત્યેન્દ્રલાલ ત્ર્યંબકલાલ | ને | પુત્ર | મોમ્બાસા |
| ,, ચતુરલક્ષ્મી ૨[illegible]ભાઇ | ને | ,, | અમદાવાદ |

| | | | |
|---|---|---|---|
| સૌ ભાનુમતી પ્રિતમરાય મજરાય | ને | પુત્ર | અમદાવાદ |
| ,, ધનલક્ષ્મી હરરાય અમૃતપ્રસાદ | ને | ,, | ,, |
| ,, ઇન્દુમતી મંજુલાલ રતીલાલ | ને | , | ,, |
| ,, પાખડી હરીપ્રસાદ પ્રમોદરાય | ને | ,, | ,, |
| ,, હસગૌરી પ્રાણલાલ હરીપ્રસાદને | ને | પુત્રી | ,, |
| ,, શાન્તાગૌરી અંબાલાલ નરસિંહલાલ | ને | ,, | ,, |
| ,, તારામણી ત્રીકમલાલ બાપાલાલ | ને | ,, | ,, |
| ,, સવિતાગૌરી કૃષ્ણલાલ ચંદુલાલ | ને | ,, | ,, |
| ,, હીરાગૌરી ગુણવંતરાય માણેકલાલ | ને | ,, | ,, |
| ,, કળાવતી ઇશ્વરલાલ હીરાલાલ | ને | ,, | ,, |
| ,, વિજયાગૌરી પ્રાણલાલ હરીલાલ | ને | ,, | ,, |

## મરણ.

| | રોગ | ઉમર | સ્થળ |
|---|---|---|---|
| હરીલાલ રેવાદાસ | સકવો | ૭૦ | અમદાવાદ |
| પ્રાણલાલ હરીલાલની પુત્રી | તાવ | ૧૧ | લાતપુર |
| કેશવલાલ કહાનદાસ | હૃદય બંધ પડતું | ૮૦ | જુનાગઢ |
| દરરાય નવનીધરાય | ટાઇફોઇડ | ૩૫ | ,, |
| લક્ષ્મીશંકર મુળચંદ મુનશી | | ૫૦ | ,, |
| માનુભાઇ હરીલાલનો બાળક પુત્ર | તાવ | | આમોદ |
| ડાહ્યાભાઇ હરીનાથનો ,, ,, | ,, | | ભરૂચ |
| રમણીકલાલ રંબકલાલનો ,, , | ,, | | ,, |
| સૌ કમુદગૌરી મનહરલાલ પ્રાણલાલ | સુવાવડ | ૧૮ | ,, |
| બાલમુકુંદરાય અંબાલાલ | ન્યુમોનીયા | ૩૫ | મુંબઇ |
| મુકુંદરાય કેશવલાલ | આપઘાત | ૩૪ | ,, |



# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached

જાગો, ઉઠો, વિરમો નહિ; સાધ્યો ન આશય જ્યાં સુધી.—

ઉપનિષદ્.

વર્ષ ૧૦ મું.] . એપ્રીલ ૧૯૨૭. [અંક ૨ જો.

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂ. ૧-૪-૦.

તંત્રી—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ., એલએલ. બી.

પ્રકાશકઃ—જીવનલાલ માધવલાલ ઠાકોર,

ગાયવાડી, ગિરગામ, મુંબઈ નં. ૪.

—:o:—



પ્રીન્ટર—મગનલાલ જગજીવનદાસ

પ્રેસનું નામ—શ્રી 'સરસ્વતી' પ્રેસ, ૩૫૬, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર,

પ્રકટ કરવાનું ઠેકાણું—ગાયવાડી, ગીરગામ—મુંબઇ નં ૪.

ક્રમનસિબ પરિણામ એ આવ્યું છે કે, ખરેખરા સામાજિક પ્રશ્નો તરફ આપણા વિદ્વાન વર્ગનું જોઈયે તેવું ધ્યાન દોરાયું નથી તથા તે સબંધી હિંદુસ્થાનની વસ્તુ સ્થિતિનો અભ્યાસ પણ બરોબર થયો નથી આવો એક પ્રશ્ન તે આપણા દેશની વસ્તિનો પ્રશ્ન છે એટલે કે આપણામા જન્મનું પ્રમાણ કેવું છે, મરણનું પ્રમાણ કેટલું છે, બાળ મરણ કેટલા થાય છે, દીર્ઘાયુષી કેટલા થાય છે, સ્ત્રી અને પુરૂષનું પ્રમાણ કેટલું છે, આ સઘળાની અસર એકંદર વસ્તિ ઉપર કેવી થાય છે, અને તેના શુભ પરિણામ આણવા માટે કેવા પ્રયત્નોની જરૂર છે, આ બધા વિષયો ચચતુ એક પુસ્તક મી વટલ નામના ગૃહસ્થે અ મેઝમા લખ્યુ છે, તે દરેક સામાજિક પ્રશ્નોમા રસ લેનારે વાચવા લાયક છે અત્રે તે આખા પુસ્તકની તો ઝાંખી પણ કરાવી શકાય તેમ નથી, પરંતુ તેમાથી કાઇક વિચારો દર્શાવવાનો પ્રયત્ન કરીશુ.

ફક્ત જ મનુ પ્રમાણજ વધારે હોય તેથી કોઇયે રાચવાનુ નથી ઉલટુ જન્મનુ પ્રમાણ વધારે હોય, અને બાળ મરણ વધારે થતા હોય તો, વસ્તિ વધતી નથી એટલુ જ નહિ, પણ અતિ સુવાવડોને લીધે સ્ત્રી મરણની સંખ્યા વધે છે અથવા તો સ્ત્રીઓની તબિયત સમૂળગી ઘસાઇ જાય છે આ પરિણામ બિનફળ થવા જેમ નથી એમ સૌ કોઇ કહી શકશે વિલાયતમા આખી વસ્તિને માટે જન્મનુ પ્રમાણ દસ હજારે ૨૪૪ છે અને હિંદમા તે ૩૮૫૬ છે પરંતુ ૧૫-૪૦ વર્ષની પરણેલી સ્ત્રીઓમા, હિંદમાં જન્મનુ પ્રમાણ હજારે ૧૬૦ છે જ્યારે વિલાયતમા તે ૧૮૬ છે

આ આકડાઓ ઉપરથી એમ જણાય છે કે, પરણેલી જીંદગી વહેલી ભોગવવાથી, તથા નાની વયમા બાળકોને જન્મ આપવાથી, સ્ત્રીઓના શરીર બગડે છે, અને પરિણામે વધુ બાળકોને જન્મ આપવાને તેઓ અશક્ત બને છે આ સ્થિતિ સુધારવાને માટે મી વટલ, મોટી ઉમરમા લગ્ન, તથા પરણેલી જીંદગીમા આત્મ સંયમ રાખવાની સલાહ કરે છે

વળી મરણ પ્રમાણના આકડાઓ આપી તેઓ કહે છે કે આપણા દેશના ઉંચા જન્મ પ્રમાણને માટે આપણે કોઇ પણ રીતે ખુશી થવા જેવુ નથી, કારણ કે વસ્તિની વૃદ્ધિના દ્રષ્ટિ બિંદુથી તો જન્મના આકડાઓમાથી મરણના આકડાઓ બાદ કરતા, જે કાંઈ રહે, તેજ ગણત્રીમા આવી શકે, અને આપણા દેશમા મરણનુ પ્રમાણ પણ જન્મના પ્રમાણની માફક ઘણુ ઉંચુ છે તેથી એકંદરે આપણી વસ્તિમા વતો વધારો બીજા ઓછા જન્મ પ્રમાણવાળા દેશો કરતા પણ ઓછો છે.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૦ મું.] એપ્રીલ ૧૯૧૭. [અંક ૨ જો.


## અસ્થિરતા.

—+++∞+++—

નિર્માણ કેવું છે જુઓ ! સંસારમાં સ્ત્રીઓ તણું !
સુખ દિસતું જગમાં ખરે, લગ્ને થકી તેને ઘણું !
પલકમાં વિલાઇ જાતી, સુરખીઓ ગાલો તણી !
ને પ્રેમ પણ નિઃશ્વાસમાં ઘડી લુપ્ધ થઇ જાતો સરી !
મિઠી વેણુ તું પુકારજે નકી જગતની માયા જુઠી !
જ્યમ પુષ્પ ને વિલાઇ જાતા વાર નવ થાતી જરી !
પ્રેમ બિના પંખીડાઓ મોહમાં મોહિત થઇ !
લોને સખે ! લોભાઈ જાતા જાળમાં સ્નેહે કરી !
નકી આ જગતમાં સ્થિર, કાંઈએ ટકી રહેતું નથી !
કીરતારની છે અજબ ઘટના માનવી સમજે નહી !
છે પ્રેમ તેવોને જુવાની, ઘડી વારમાં વિરમી જતાં !
સ્નેહી હૃદય પણ તેમ અહિં પળવારમાં વિમુખ થતાં !

સ્નેહી

———o———

## વસ્તિનો સવાલ.

—+++∞+++—

(લેખકઃ—શા. ક્ષ.)

આપણા દેશમાં કાંઇક સંજોગોને લીધે સંસાર સુધારાના પ્રશ્નોનો અર્થ ઘણોજ સંકુચિત કરી નાખવામાં આવેલો છે. સંસાર સુધારાના પ્રશ્નો, એટલે અમુકજ પ્રશ્નો એમ ઘણાખરાના મનમાં ઠસી ગયું છે. અને આનું એક

ક્રમનસિબ પરિણામ એ આવ્યુ છે કે, ખરેખરા સામાજિક પ્રશ્નો તરફ આપણા વિદ્વાન વર્ગનુ જોઇયે તેવુ ધ્યાન દોરાયુ નથી તથા તે સબધી હિંદુસ્થાનની વસ્તુ સ્થિતિનો અભ્યાસ પણ બરોબર થયો નથી આવો એક પ્રશ્ન તે આપણા દેશની વસ્તિનો પ્રશ્ન છે, એટલે કે આપણામા જન્મનુ પ્રમાણ કેવુ છે, મરણનુ પ્રમાણ કેટલુ છે, બાળ મરણ કેટલા થાય છે, દીર્ઘાયુષી કેટલા થાય છે, સ્ત્રી અને પુરૂષનુ પ્રમાણ કેટલુ છે, આ સઘળાની અસર એકદર વસ્તિ ઉપર કેવી થાય છે, અને તેના શુભ પરિણામ આણવા માટે કેવા પ્રયત્નની જરૂર છે, આ બધા વિષયો ચર્ચતુ એક પુસ્તક મી વટલ નામના ગૃહસ્થે અગ્રેજીમા લખ્યુ છે, તે દરેક સામાજિક પ્રશ્નોમા રસ લેનારે વાચવા લાયક છે અત્રે તે આખા પુસ્તકની તો ઝાખી પણ કરાવી શકાય તેમ નથી, પરતુ તેમાથી કાઇક વિચારો દર્શાવવાનો પ્રયત્ન કરીશુ

ફક્ત જન્મનુ પ્રમાણજ વધારે હોય તેથી મોઇયે રાચવાનુ નથી ઉલટું જન્મનુ પ્રમાણ વધારે હોય, અને બાળ મરણ વધારે થતા હોય તો, વસ્તિ વધતી નથી એટલુજ નહિ, પણ અતિ સુવાવડોને લીધે સ્ત્રી મરણની સંખ્યા વધે છે, અથવા તો સ્ત્રીઓની તબિયત સમૂળગી ઘસાઇ જાય છે આ પરિણામ બિલકુલ ઇચ્છવા જોગ નથી એમ સર્વ કોઇ કબુલ કરશે વિલાયતમા આખી વસ્તિને માટે જન્મનુ પ્રમાણ દસ હજારે ૨૪૪ છે અને હિંદમા તે ૩૮૫૯ છે પરતુ ૧૫-૪૦ વર્ષની પરણેલી સ્ત્રીઓમા, હિંદમાં જન્મનુ પ્રમાણ હજારે ૧૬૦ છે જ્યારે વિલાયતમા તે ૧૮૬ છે

આ આકડાઓ ઉપરથી એમ જણાય છે કે, પરણેલી જીદગી વહેલી ભોગવવાથી, તથા નાની વયમા બાળકોને જન્મ આપવાથી, સ્ત્રીઓના શરીર બગડે છે, અને પરિણામે વધુ બાળકોને જન્મ આપવાને તેઓ અશક્ત બને છે આ સ્થિતિ સુધારવાને માટે મી વટલ, મોટી ઉમરમા લગ્ન, તથા પરણેલી જીંદગીમા આત્મ સયમ રાખવાની ભલામણ કરે છે.

વળી મરણ પ્રમાણના આકડાઓ આપી તેઓ કહે છે કે આપણા દેશના ઉચા જન્મ પ્રમાણને માટે આપણે કોઇ પણ રીતે ખુશી થવા જેવુ નથી, કારણ કે વસ્તિની વૃદ્ધિના દ્રષ્ટિ બિંદુથી તો જન્મના આકડાઓમાથી મરણના આકડાઓ બાદ કરતા, જે કાંઈ રહે, તેજ ગણત્રીમા આવી શકે, અને આપણા દેશમા મરણનુ પ્રમાણ પણ જન્મના પ્રમાણની માફક ઘણુ ઉચુ છે તેથી એકદરે આપની વસ્તિમા થતો વધારો બીજા ઓછા જન્મ પ્રમાણવાળા દેશો કરતા પણ ઓછો છે

હર્બર્ટ સ્પેન્સરનો એક સિદ્ધાંત રજુ કરીને તેઓ જણાવે છે કે જેમ પ્રજોત્પાદક શક્તિ વધારે તેમ આત્મ રક્ષણની શક્તિ ઓછી હોય છે. એટલે કે જીંદગી નભાવી રાખવાની શક્તિ ઘટે છે, અને જીંદગી ટુંકી થાય છે. આના દાખલા તરિખે તેઓ જણાવે છે કે છોટા નાગપુરના જંગલી લોકોમાં જન્મનું પ્રમાણ સૌથી વધારે છે, તો તેમનામાં ૬૦ વર્ષની ઉપરના માણસો સૌથી ઓછા પ્રમાણમાં છે. વિલાયતમાં જન્મ પ્રમાણ ઓછું છે તોપણ જીંદગીની સરેરાશ લાંબી છે. જન્મતી વખતે પુરૂષને માટે જીંદગીની સરેરાશ વિલાયતમાં ૪૬.૫૯ છે. જ્યારે હિંદુસ્થાનમાં તે ૨૨.૫૯ વર્ષનીજ છે.

આ સ્થિતિની ગંભીરતા સમજવાની જરૂર છે. જો દેશમાં વર્ષોના અનુભવથી નેતા થવાને લાયક થયલા મનુષ્યો જુવાનીમાંજ મરણ પામે તો બાહોશ અને અનુભવી નેતાઓનું પ્રમાણ ઘટે અને તેટલે અંશે દેશોન્નતિના કાર્યને ધોકો લાગે.

આપણા દેશમાં બાળકોનું મરણ પ્રમાણ પણ જબરૂં છે. કેટલેક અંશે તે ભયંકર અજ્ઞાનને, તથા પ્રસુતિ સમયના વાંધા ભરેલા રીવાજોને તે આભારી છે. આ સ્થિતિ તો સુધારી શકાય. પણ પ્રશ્ન એ છે કે જ્યાં બાળકોમાં જીંદગી ટકાવી રાખવાની શક્તિજ ન હોય, ત્યાં તેમને કેવી રીતે બચાવી શકાય ? કલકત્તા શહેરના બાળ મરણ સબંધી ત્યાંનો એક અધિકારી લખે છે કે, પહેલેજ મહિને મરણ પામતાં લગભગ ૨૦૦૦ બાળકોમાંથી, ૧૨૦૦ કરતાં પણ વધારે, અધુરે મહિને જન્મેલાં, તથા જન્મથીજ કૌવત વગરનાં હોય છે. આપણા દેશમાં લાયકાતનો સ્હેજ પણ વિચાર કર્યા વિના દરેક જણ પરણી, નાની વયે પ્રજા ઉત્પન્ન કરે છે, તે પ્રજા ઉત્તમ સ્થિતિમાં પણ જીવે નહિ, તો અજાયબ થવા જેવું નથી.

આ પ્રશ્નની સમાલોચના મી. વટલ નીચે પ્રમાણે કરે છે.

(૧) આપણી વસ્તિની વૃદ્ધિ, આપણું જન્મ પ્રમાણ વધારે હોવા છતાં પાશ્ચાત્ય દેશો કરતાં કમી છે.

(૨) આપણે ત્યાં પરણેલા માણસોની સંખ્યાના પ્રમાણમાં પ્રજોત્પત્તિ ઓછી છે

(૩) આપણા દેશમાં બાળ મરણનું પ્રમાણ બીજા દેશો કરતાં ચારગણું વધારે છે.

(૪) આપણુ સરેરાશ આયુષ્ય ઓછું છે, અને ઓછું થતું જાય છે.

(૫) આપણી માતાઓમાં મરણ પ્રમાણ ઘણું ઉંચું છે.

આ સ્થિતિ સુધારવા માટે મી. વરસ, જન્મનું પ્રમાણ ઘટાડવાની સૂચના કરે છે અને તે માટે રોગિષ્ટ કે નબળા શરીરવાળા માણસોને પરણતાં અટકાવવા જોઇયે તથા નાની વયમા થતાં લગ્ન સદંતર બંધ કરવા જોઇયે, તે ઉપરાંત પરણેલી જીંદગીમા પણ આત્મસંયમ રાખવાની ઘણી જરૂર છે. જો સ્ત્રી પુરૂષમાથી કોઈને પણ, બાળકોમા ઉતરે એવા દરદો હોય, તો તેમને પ્રજા થતી અટકાવવી તે સરકાર તથા સમાજની ફરજ છે, વળી જો બાળકોને ઉછેરવાની, તથા તેમને જીંદગીમા ઠેકાણે પાડવા જેટલી પુરૂષોમા શક્તિ કે કમાઈ હોય નહિ, તોપણ તે જોખમ માથે લેવામા કોઇ પણ જાતનુ ડહાપણ નથી. અને છેવટે જો સ્ત્રી, પ્રસુતિની પીડા વેઠવાને અશક્ત હોય, તોપણ સંતાનની જરૂર છે, એમ કોઇ ડહો માણસ કબૂલ કરશે નહિ.

આ પ્રમાણે મી વરસના મુદ્દાઓ છે આ ઉપરાંત બીજા પણ ઘણા મુદ્દાઓ તથા દ્રષ્ટિ બિંદુઓ છે અને તે બધામા મતભેદનો અવકાશ પણ છે, છતાયે અત્યારે તો આટલા તરફજ બધાનુ ધ્યાન ખેંચાશે તોપણ બસ છે. અને તે કારણથી હાલની સ્ત્રીઓ પ્રથમની માફક પ્રસુતિની પીડા વેઠી શકતી નથી દરેક સુવાવડ તે ઘાત સમાન ગણાય છે, અને ફીક્કી, નિર્બળ અને જર્જરીત કાયા વાળી અનેક યુવતીઓ આપણી નજરે પડે છે. તે માટે અનેક ઉપાયે સ્ત્રીઓની તંદુરસ્તી સુધારવાના પ્રયત્ન થવા જોઇયે, અને તે સાથે, તંદુરસ્તી ના હોય તો સંયમનો આશરો લેવો જોઇયે આપણા સમાજમાં આવા સમય માટે અનેક યોજનાઓ હતી નવ વધુને અખંડ સાસરે રાખવામાં આવતી નહોતી બારસા, અમાસ, વ્યતિપાત વગેરે અનેક પ્રસંગોએ બાળ વધુ પિયરમાજ રહેતી હતી વળી કુટુંબમાં મોત થયુ હોય ત્યારે તે વર્ષમાં સુવાવડ આવે તે કાંઇક શરમ ભર્યું લેખાતુ હતું જેના ઘરમાં વિધવા પુત્રિ કે વિધવા પુત્રવધુ હોય તેને સુવાવડ આવે તે હસવા લાયક ગણાતું આ બધા રીવાજો વિચાર કરવા યોગ્ય તો છેજ હાલમા સગાઇ અને ઉંમર લાયક થઇને પરણેલા યુગલો લગ્ન પછી પણ વિરહન અને સેવનન ( Courtship ) નો કાળ સંભાળે તો ઘણો લાભ થાય તેમ લાગે છે. છેવટે એટલુ તો નક્કીજ છે, કે આ આખોયે વિષય અવગણવા જેવો નથી, પણ ખાસ વિચાર કરવા લાયક છે.

# "બાળકોની સંભાળ વિષે થોડી સુચના."

—:o:—

(સૌ. વિમળાગૌરી સેતલવાડ).

જે દેશ પોતાની પ્રજાના બાળકોની સંભાળ લેવાની જરૂર ગણતો નથી, તે દેશની સ્થાયિ ઉન્નતિ થવી અશક્યજ હોય છે. અંગ્રેજીમાં "બાળક મનુષ્યનો પિતા છે." એ અર્થની કહેવત છે તે ખરી છે. પણ મ્હારા ધારવા મુજબતો બાળક દેશનો અને પ્રજાનો પિતા છે. કયો દેશ વધારે ઉન્નતિવાન્ છે અને કયો નથી એ નક્કી કરવું હોય તો તે દેશ પોતાના બાળકોના ઉછેર અને સંભાળ વાસ્તે કેટલું ખર્ચ વેઠે છે અને કેટલી મહેનત લે છે તે જોવાથી તરત સમજાશે.

આપણા કમનશીબે, આપણે ત્યાં, બાળકોની પાલણપોષણની જરૂરીયાત ક્યાંતો લોકોની પુરી સમજમાં આવી નથી, અને જો આવીછે તો તેની દરકાર થતી નથી.

ફક્ત પૈસાવાળા અને કેળવાયેલા ગણાતા લોકોનાં બાળકોનોજ દાખલો લ્યો; આ લોકો પોતાનાં બાળકોને અજ્ઞાન નોકરચાકરોના હાથમાં સોંપે છે, ચાકરવર્ગ બાળકની હાજીહા ભણે છે ને તેમને લડાવે છે અને તેથી જે દુર્ગુણને દુર કરવાં જોઈએ તેનોજ ત્યાં વાસ થાય છે.

બાળકના શરીર તથા મનપર, મીણબત્તીપર જેટલી જલદીથી છાપ પડે છે તેટલી સહેલાઈથી છાપ પડે છે, અને આરસપ્હાણપર કોતરાયેલું જેમ કાઢતાં મુશ્કેલ પડે છે તેમ તેમના શરીરપર તથા મનપર કોતરાયલી છાપ કાઢવી મુશ્કેલ થઇ પડે છે. આથી એમની આસપાસ કયી કયી ચીજો રાખવીને કઇ ન રાખવી, તથા એમને શરૂઆતમાં કેવી જાતની કેળવણી આપવી, તે ઘણું વિચારીને કરવાનું છે.

"ટેમ્પલ પ્રાઇમર્સ" નામની સીરીઝમાં "બાળક, તેનો સ્વભાવ અને તેનું પાલણપોષણ" નામની એક ચોપડી બ્હાર પડી છે, તેમાં લખ્યું છે કે "બાળક પોતાની આસપાસની ચીજો જોઇનેજ બધું શીખે છે; માટે આસપાસની ચીજો ઉત્તમ અને તેને લાયકનીજ રાખવી જોઇએ; બાળક પોતાના માબાપના ભલા યા ભુંડા ગુણ વારસામાં મેળવે છે એટલુંજ માની બેસી ન રહેતાં, આપણે સાથે સાથે કબુલ કરવું જોઇએ કે આ ભલા યા ભુંડા ગુણો જો

આસપાસના સંજોગો સાનુકુળ હોય છે તોજ ટકી રહે છે અને ઉલટા સંજોગોમાં નાશ થયા વગર રહેતાજ નથી. આથી આપણી ફરજ છે કે બાળકના બધા અને ઉત્તમ ગુણ ટકાવી રાખવા એના લાયક સંજોગો ઉત્પન્ન કરવા અને તેનામાં રહેલા દુર્ગુણો કહી નાખવા, જુદી જુદી જાતના દુર્ગુણોને ઉત્તેજન મળે તેવા સંજોગોમાંથી એને દૂર રાખવું આવું કરવાથી તે કરનારે સમાજની સેવા કરી ગણાશે"

સંસાર સુધારકો પણ જો બળકોની શક્તિનો થોડો ઘણો અભ્યાસ કરે તો કેવું સારૂં ! પણ આપણા કમનશીબે આપણે આ અભ્યાસને અત્યાર સુધી ટાઢેજ ટાંગ્યો હતો.

ઉપર કહેલા લેખકની બીજી સુચના નીચે આપી છે.

"જ્ઞાન આપવા અને ચારિત્ર્ય સુધારવા કેળવણી આપવાની જરૂર દરેકે કબુલ કરી છે એક પ્રજાએ ભુતકાળમાં મેળવેલુ જ્ઞાન ગર્ભ બાળકોમાં ઉતરતું નથી આ જ્ઞાન તો દરેક વ્યક્તિએ પોતાને મેળવવાનું છે પ્રજાની તેમ એક કુટુંબની મિલ્કત તે બાળક છે અને આ મિલ્કત એટલે બાળકને ઉત્તમ રીતે કેળવવા આપણે બનતો પ્રયત્ન કરી અનુકુળ ચીજો મેળવી આપવી જોઇએ

પ્લેટો કહે છે કે "છેક બાળપણમાં, બાળકને તાલમય અવાજોથી (હાલરડા વગેરેથી) શાંત પાડી, દુઃખ અને બીક એનાથી દુર રાખી, દરેક રીતે સુખમાં અને આનંદમાં રાખવું જોઇએ"

હિંદુસ્તાનના ઋષીમુનિયો બ ળકોને બરાબર સમજતા હોવાથી, એમણે સંસ્કાર નામના નિયમો ઘડયા હતા આ સંસ્કારને બાળકોને યોગ્ય આરોગ્ય વિદ્યા કહેવાય, ને દરેક પ્રજાની ઉન્નતિ માટે બાળ આરોગ્ય વિદ્યા જરૂરની છે

આરોગ્ય વિદ્યાનો વિષય ઘણો મોટો છે આમાં સાર્વજનિક આરોગ્ય, અને એક વ્યક્તિનું આરોગ્ય, એ બન્નેનો સમાવેશ થાય છે. વ્યક્તિનું આરોગ્ય સાચવવું એટલે શરીર તથા મનને બન્નેને પુષ્ટિ આપે એવી શારીરિક સ્થિતિ રાખવા માટે (કારણ કે મનની તેમ તનની તંદુરસ્તી જાળવવા એકમેકની મદદની જરૂર છેજ,) રહેવાને ઉત્તમ, ભેજ વગરની જગ્યા, હવા અજવાળાની સોઇવાળું ઘર, ચોખ્ખી હવા, નિર્મળ પાણી, પૌષ્ટિક ખોરાક અને કેટલુંક ખાવાની તજવીજ રાખવીએક શરિરના સબંધમાં જે કાંઇ સગવડો કરવી પડે, તે બધી સગવડો વ્યક્તિ આરોગ્યમાં ગણાય છે

બાળકો તંદુરસ્ત કેમ રાખવા તે નિયમોનું જોઈતું જ્ઞાન નથી મલ્યું તેથી આપણે ત્યાં, આટલા મોટાં પ્રમાણમાં બાળમૃત્યુ થાય છે. ગણત્રીપરથી માલમ પડે છે કે જેટલાં બાળક જન્મે છે તેમાંથી અડધોઅડધ બાળક તો પ્હેલાજ વર્ષમાં મરી જાય છે. અસલના વખતમાં આપણે ત્યાં કેટલીક જાતોમાં છોકરીઓને તો છુપી રીતે દુધ પીતી કરવામાં આવતી હતી અને પશ્ચિમના દેશોમાં પણ કાંઈક તેની જાતનો પ્રચાર છે.

છોકરીઓને ખાસ કરીને રજપુતોમાં દુધપીતી કરવાનો ચાલ હતો ને આમ કરવામાં તેઓ મ્હોટાઈ માનતા પણ આ જાણી જોઈને દુધપીતી કરવા ઉપરાંત, આ દેશમાં બાળમૃત્યુ મોટી સંખ્યામાં થવાનું કારણ અજ્ઞાન છે અને આ અજ્ઞાન દૂર કરી શકાય તેવું છે.

બાળકોને ઉછેરવામાં સૌથી વધારે તેના ખોરાકની સંભાળ રાખવાની છે. ખોરાક સંબંધી અજ્ઞાનને લીધે પણ આ દેશમાં બાળમરણ વધારે થાય છે. બાળક જન્મે છે ત્યારે તેને દાંત હોતા નથી તેથી તેને સારૂ માનું ધાવણ સૌથી સારો ખોરાક છે. પણ જેમ જેમ પશ્ચિમની રીતભાત આપણામાં આવતી જાય છે તેમ તેમ વૈભવાસકત રહેણી કરણી અને આળસ પણ આ દેશમાં વધતાં જાય છે.

જનાનાની સ્ત્રીઓ પણ ભોગી અને વિલાસી થતી જાય છે, એટલે વાત ગંભીર રૂપ પકડતી જાય છે. ક્રિશ્ચીયન દેશની સ્ત્રીઓએ માતા ન થવા ઘણાયે ઉપાયો અજમાવ્યા છે. અને કદાચ જો એ સ્ત્રીઓ માતા થાય છે તો માતા તરીકેની પોતાવી ફરજો પુરી બજાવતી નથી. એ લોકો પોતાનાં બાળકોને ધવડાવવા ઈચ્છા નથી કરતાં અને દરકાર પણ કરતાં નથી. જો પૈસો પ્હોંચતો હોય છે તો ધાવ રાખે છે નહિ તો દુધ પાવાની શીશીઓથી પોતાનું કામ સારે છે. **માતાના દુધની જગો બીજો કોઈ પણ ખોરાક આપી શકતો નથીજ** એ વાત દરેકે ધ્યાનમાં રાખવી જોઇએ.

દરેક આંચળવાળા પ્રાણીનું દુધ તેની પોતાનીજ જાતના બચ્ચાંને સારૂ કુદરતે તૈયાર કર્યું હોય છે. આમ હોવાથી માણસ જાતનું બાળક, તેની મા શિવાય બીજા કોઇ પણ આંચળવાળા પ્રાણીનું દૂધ પી પુરતું પોષણ મેળવી શકે નહિ. બનાવટી ચીજોનું મિશ્રણ કરીને તેમનામાં દૂધના રસાયણિક તત્વો આણવામાં આવે છે ખરા, છતાંયે દરેક પ્રાણીના દૂધમાં રીણ આવવાની રીત જુદી જુદી છે.

પરંતુ કેટલીકવાર એવુ બને છે કે માતાથી ધવડાવી શકાતુ નથી આવા સન્જોગોમા બાળક માટે ધાવ રાખવી પડે છે કે બનાવટી દૂધ આપવું પડે છે આ પ્રમાણે કરતા પહેલા અનુભવી દાકતરની સલાહ લેવી કારણ કે દરેક બાળકને માટે જુદા જુદા વિચાર કરવા પડે છે હાલમા જે વર્ગની બાઇયો ધાવ તરિખે રહેવા આવે છે તેમનુ દૂધ પૈષ્ટિ હોતુ નથી તેમજ તેઓની રહેણી કરણી ગંદી હોય છે આથી બાળકને નુકશાન થવા સભવ છે માટે દરેક બાબત તરફ પૂરતુ ધ્યાન આપવાની જરૂર છે

પાણી ખરી રીતે કહીયે તો આ દેશમા નાના બચ્ચાને બરોબર પાણી પાવામા આવતુ જ નથી ખરીવાત છે કે દૂધમા મોટો ભાગ પાણીનો છે. પણ યાદ રાખવાનુ છે કે દૂધ તે પીણુ નથી પણ ખોરાક છે જાપાનના લોકોએ પાણી પીવાની જરૂરીયાત સારી રીતે બતાવી છે મોટા માણસને જેમ પાણીની જરૂર છે તેમજ બળકને પણ છે ચોકખુ પાણી વધારે પાવાથી બાળકના ઘણા દરદો મટી જાય છે તવ, બધકોષ તથા દુ ખાવો તથા થોડા આવતા પિશાબ માટે પાણી એ ઉત્તમ દવા છે આપણી જીવન શક્તિની રજ્જુમા અડધો અડધ પાણી હોય છે ઉમરે પહોચેલા પ્રાણી કરતા, મોટા થતા પ્રાણી માટે પાણી વધારે જરૂરનુ છે ડૉ. હુબરે ઘણા પ્રયોગોથી ખા ત્રી કરી છે કે, પુરતું પાણી મળતુ નથી તો બાળકનુ વજન વધતું નથી માટે વજન વધારવુ હોય તો બાળકને નિયમસર ચોખ્ખુ પાણી વખતો વખત પાવુ જોઇયે

---

## આપણી ન્યાત.

(રા પ્રીતમરાય વ્રજરાય દેસાઇ, બી એ)

૨

ગયા અંકમા આપણી ન્યાતમા રહેવાના ફાયદા જોયા હવે આપણી સ્થિતિ કેવી છે તેની તપાસ કરીએ આપણી આર્થિક સ્થિતિનો બરાબર વિચાર કરનારને એમજ લાગે કે આપણી ન્યાત ગરીબમા ગરીબ છે અર્થ શાસ્ત્રની દ્રષ્ટિએ કોઈ પણ સમાજ પોતાની કમાણીમાથી જરૂરિયાતના સાધનો પુરા પાડયા પછી શુ બચાવે છે તે ઉપરથીજ તે ગરીબ છે કે તવગર તે કહી શકાય આપણી પેદાશ ગમે તેટલી હોય આપણી ન્યાતના વસ્તી પત્રકના આકડા ગમે તે બતાવતા હોય પણ આપણુ, બચત કેટલુ છે તે કોઇની જાણ

બહાર નથી. કેટલાં કુટુંબો મુળ કમાનાર માંદો પડે કે મરી જાય ત્યારે નભાવ કરી શકે તેવી સ્થિતિમાં છે ? આપણો પુરૂષ વર્ગ મ્હોટે ભાગે અસંતોષી નોકરીઆત વર્ગ અને સ્ત્રી વર્ગ અશક્ત આશ્રીત વર્ગ છે. ખાધા ખોરાકીનાં સાધનો દીવસે દીવસે મોંઘાં થતાં જાય છે અને મોજશોખ વધતા જાય છે પણ ત્હેના પ્રમાણમાં આપણી કમાણી વધી નથી મ્હારા ધારવા પ્રમાણે ન્યાતની સ્થાવર અને જંગમ મિલ્કત દીવસે દીવસે ઓછી થતી જાય છે. આ બાબતની વધુ માહિતી આપણું નવું વસ્તી પત્રક તૈયાર થશે ત્યારે મળી શકશે આપણે સારાં કપડાં પહેરી ફરીએ છીએ એટલે આપણને તેમજ બીજાઓને આપણી કમાણી વધારે લાગે છે પણ ખરૂં, જોતાં ખર્ચનો વિચાર ન કરીએ તોપણ આપણી કમાણી બીજા વર્ગો જોડે સરખાવતાં તદ્દન હલકા પ્રકારનીજ છે. એક ઘારીવાળાનું કુટુંબ સ્હાંજ પડે ચચાર આનાના છએક ધક્કા કરે તોપણ મહિને રૂ. ૪૫) કમાય છે. સુતાર અને કડીઆઓ તેથી ઓછું કમાતા નથી વેપારની વાત કરીએ તો સાધારણ પાન બીડીની દુકાનવાળો સ્હાંજ પડે રૂપિયો દોઢ રૂપિયો કમાતો હશે. આ બધાની સરખામણીમાં એમનાં ખર્ચ અને આપણાં ખર્ચનો વિચાર કરો અને પછી આપણે તાલેવન ગણી શકાઈએ તેમ છીએ તે વિચારજો.

આપણી ન્યાતનો સંસારિક દરજ્જો ધીમે ધીમે હલતો જાય છે. જેમ જેમ બીજી ન્યાતવાળા ભણતરમાં આગળ વધે ગયા છે તેમ તેમ આપણે આપણો દરજ્જો ગુમાવતા ગયા છીએ. લોકો તેમજ સરકારમાં આપણું વજન ઓછું થતું જાય છે. જો કે બીજા લાયક માણસો આપણી જગ્યા લે તે માટે હું જરાપણ દીલગીર નથી પણ અહિં વસ્તુ સ્થિતિ બતાવી છે આપણે બીજી ન્યાતના માણસો જોડે એવું અતડાપણું દેખાડયું છે કે કદાચ એવો પણ વખત આવશે કે આપણી કોઇ દરકાર પણ કરશે નહિ અને એકલા પડી જઇશું.

આપણી શારિરિક સ્થિતિ ખરાબ થતી જાય છે ત્હેનો પુરાવો ત્રિમાસિકમાં આવતી મરણ નોંધો આપશે. નિશાળે ભણતાં છોકરાંઓનાં વજન કેવાં છે વગેરેની માહિતી સ્કુલોની નોંધ પરથી મળી આવશે મ્હારા ધારવા પ્રમાણે ૫૦ ટકાથી વધારેનાં વજન જોઇએ તે કરતાં ઓછાં હશે. આંખો નબળી પડતી જાય છે ત્હેને માટે પુરાવાની જરૂર નથી. ચોકખી હવાનાં સાધન શહેરી છંદગીને લીધે ઓછાં થતાં જાય છે અને આપણને કસરત તરફ અભાવ થતો જાય છે, માબાપોનું લક્ષ એ તરફ વળ્યું હોય એમ લાગતું નથી.

આપણને બરાબર વહીવટ કરતાં આવડતો નથી. આપણી ન્યાતના માણસોએ ખેડેલા વેપારની નિષ્ફળતા અને આપણી ન્યાતના પંચની મીલકતનો કેવી રીતે વહીવટ થાય છે તે ઉપરથી ત્હેનો ખ્યાલ આવશે આપણાં ટ્રસ્ટ ફંડ-કેળવણી ફંડના પૈસાનું શું થાય છે તે કોઈ જાણતું પણ નથી. પૈસા ભરનારને દરકાર ન હોય તો જેની પાસે પૈસા પડેલા છે ત્હેને હિસાબ આપવાની શી જરૂર?

સારા કે ખરાબ દરેક કામ તરફ આપણી બેદરકારી, કામ જારી રાખવાની દૃઢતાની ખામી, અતડાપણું, હલકા વિચાર અને ખરાબ ચાલ રહેણી કરણી ( plain thinking and high living ), છછાંછળાપણું, ગંભીરાઇની ખામી, એ આપણા મુખ્ય દોષો છે. આપણી ગરીબાઇ, ખરાબ શારિરિક સ્થિતી, જુવાન મરણો, અને ધર્મનો અભાવ એ બધાનો વિચાર કરતાં મ્હને એમ ભય રહે છે કે આપણા કેટલાક સદગુણો છતાં જો આપણે વખતસર નહિ ચેતીએ તો થોડાં વર્ષોમાં આપણી ન્યાત ગરી પરવારશે પ્રભુ એ વખત ન લાવે !

———:o:———

## મણી*

(૧)

મારી પાંચ વર્ષની છોકરી મણીનું મ્હોં ચુપજ રહેતુંજ નહીં. આટલા વર્ષમાં એક મિનિટ પણ એ શાંત બેઠી હોય—અને એવી રીતે એક પળ પણ ગુમાવી હોય એવું મને યાદ નથી. એની મા આથી વારંવાર બહુ અકળાય છે, અને એનો લવારો અટકાવે છે. હું તેમ કરતો નથી. મણી ચૂપ રહે એ એની પ્રકૃતિ વિરૂદ્ધ હતું, અને મારાથી એ સ્થિતિ લાંબો વખત જોવાતી નહીં મને તો એની સાથે વાતો કરતાં આનંદ થતો

એક દિવસે સવારે, મારા સાપ્તાહિક પત્ર સારૂ હું લખતો હતો ત્યારે મણી છાનીમાની મારા ઓરડામાં આવી, અને મારા હાથ પર એનો હાથ મૂકી બોલી—"ભાઈ, આપણો ભૈયો બિલાડીને બિલ્લી કહે છે! એને બોલતાંજ આવડતું નથી, ખરૂં કની?"

* સર રવિન્દ્રનાથ ટાગોરની "કાબુલીવાળા" નામની વાર્તા ઉપરથી, થોડા ફેરફાર સાથે.

દેશના જૂદા જૂદા લોક જૂદી જૂદી ભાષા બોલે છે એવી સમજ આપુ તે પહેલા તો મણી બીજી વાત ઉપર ઉતરી "અને ભાઇ, આપણા ભદ્રા બ્હેન કહે છે કે વાદળામા હાથી છે, તે એની સૂંઢથી પાણી છાંટે છે, અને તેથી વરસાદ આવે છે."

આનો જવાબ વાળું તે પહેલાં તો એ ત્રીજી અને ચોથી બાબત પર કુદી એની જીભ અટકાવવી મુશ્કેલ હતુ 'પ્રબોધભાઇ કહેતા હતા કે એમના દાદાજીનો રથ આકાશમાં દોડે છે તેથીં ગડગડાટ થાય છે!"........" અને ભાઈ, મારી બા તમારા શા સગા થાય ?"

મારા મનમા હસવું આવ્યુ, પણ મ્હો શાન્ત રાખી બોલ્યો—" બ્હેન મારૂ કામ પુરૂ કરી લઉ એટલી વાર તું રમી આવ; પછી તારી સાથે નિરાતે વાત કરીશ"

"પેટ ભરીને?"

"હા પેટ ભરીને"

હુ એની સાથે ખૂબ વાત કરીશ એવો વિશ્વાસ પડવાથી મણી બ્હાર ઓટલે દોડી ગઇ મારા ઘરનો ઓટલો વિશાળ હતો, અને તે પર પચાસ માણસ નિરાતે બેસી શકે એટલી જગો હતી ઓટલો રસ્તાથી આઠ દશ ફૂટ ઉંચો હતો, અને તેને લોખંડનો કઠેરો હતો મારૂ મળવાનું વાંચવાનું આ ઓટલા પર પડતા એક ઓરડામા રાખ્યુ હતુ. આ ઓરડાને લોખંડના સળિયાની સાત ફુટની એક મોટી જાળી હતી, એટલે બ્હાર જવા આવવા સારૂ બીજા દ્વારનોજ ઉપયોગ કરવો પડતો.

સુરતની કોંગ્રેસમા ભંગાણ પાડનારાઓ પર સખત પ્રહાર-કલમથી-કરવા શરૂ કર્યાં હતા એવામા મણીએ "કાબુલીવાળા, કાબુલીવાળ"ની બૂમ મારી. દુધવાળો, શાકવાળો, ઘી તેલવાળો, ફૂલવાળો, અનાજવાળો, મીઠાઇવાળો તેમ કાબુલીને "કાબુલીવાળા" કહેવામા કઈ શબ્દ દોષ ન હતો! હજામને એ હજામવાળો પણ કહેતી! બાળકને અને નિરક્ષરને સઘળી છૂટ છે

કાબુલી પાછો ફર્યો. અને મણી તરફ જોયુ મણીને બીક લાગી. અને એની માના ઓરડા તરફ દોડી ગઇ કાબુલીએ તેના દેશનો મોકળો પોશાક પહેર્યો હતો, અને માથે મોટી ટોપી હતી. બે ખભે દ્રાક્ષ કિસમિસ આદી ફળોની નાની નાની પેટીઓ અને ટપળીઓની ભરેલી બે કોથળીઓ હતી. કાબુલી ઓટલે ચઢ્યો અને મને નમન કર્યું. એને એમને એમ જવા દેવો એ ઠીક નહીં મારી દીકરી ખરીદી કરી

પાછા ફરતાં કાબુલીએ પૂછ્યું.

"સાહેબ, આપની નાની છોકરી ક્યાં જતી રહી"?

મણીની બિહક ઓછી કરવી જોઇએ એમ ધારી હું એને બ્હાર લાવ્યો. એના મનમાં એમ હતું કે રસ્તામાં જે નાનાં છોકરાં ગમે તેને કાબુલી એની કોથળીમાં નાખી દે છે ? મણી મારી પાછળ મારૂં પહેરણ ઝાલી ઉભી રહી, અને કાબુલી તરફ અને બે કોથળીઓ તરફ જોયા કર્યું. કાબુલીએ એને દ્રાક્ષ વગેરે આપવા માંડયું પણ એ લલચાઇ નહીં—ઉલટું એનો અવિશ્વાસ વધ્યો.

(૨)

થોડા દિવસ પછી એક સવારે હું બ્હાર જતો હતો. ત્યારે ઓટલાપર કાબુલીને અને મણીને ખુશખુશાળ વાતો કરતાં જોઇ હું અચંબો પામ્યો. તે સાથે મને પણ લાગ્યું કે આ દુનિયામાં મારા શિવાય અને આ કાબુલી શિવાય ત્રીજો આદમી મણીનો લવારો ઠંડે પેટે—ખામોશીથી સાંભળી શકે નહીં. મણીના બન્ને હાથ આલુ અને બિસમિસથી ભરેલા હતા સાથે ત્હોં પણ તેનું કામ કરતું હતું. "અરે, આટલુંબધું એને શું કરવા આપ્યું ?" એમ કહી અડધો રૂપીઓ મેં કાબુલીને આપ્યો. કાબુલીએ સીફ્તે ગજવામાં નાંખ્યો.

એક કલાક બાદ પાછો ફર્યો ત્યારે ખબર પડી કે કાબુલીએ તો તે અડધો રૂપીઓ મણીને પાછો આપ્યો હતો, અને પરિણામ એ આવ્યું કે, મણીની માએ મણીને ઉધડે હાથે લેવા માંડી હતી "આ અડધો તું લાવી ક્યાંથી ?"

મણી હસતી હસતી બોલી—"કાબુલીએ આપ્યો."

"હેં ! કાબુલીએ તને આપ્યો ? તારાથી એનું લેવાય ?"

મણીનો વાંસો લાલ થયો હોત, પણ હું વખતસર આવી પહોંચ્યો, અને સમાધાન થયું.

તપાસ કરતાં જણાયું કે, કાબુલી આ વખતે કંઈ પહેલીવાર જ આવ્યો નહતો. અખરોટ, આલુ અંજીર, બિસમિસ ઇત્યાદિ ફળોની લાલચથી મણીની બિહક કાબુલીએ દૂર કરી હતી, અને હમણાં તો તેઓ બન્ને જણ ગાઢ મિત્રો બની ગયા હતા. ક્યાં પાકી વયનો પ્રચંડ બાંધાવાળો કાબુલી, અને ક્યાં નાજુક શરીરની નાની મણી ! એક ખુણામાં નાના બાંકડાપર થતી આ બંન્નેની નિર્દોષ વાતો, અને તેમનું હસવું કેવળ આનંદજનક હતું.

"કાબુલીવાળા, તારી આ કોથળીમાં શું છે ?" મણી હસતાં હસતાં પૂછતી.

"હાથી"

"અને આ બીજામાં?"

"ઉંટ"

બન્ને જણ આવી આવી વાતો કરી ખડખડ હસતાં અને ખુશ થતાં

"પણ લડકી, તું તારા સસરાને ઘેર ક્યારે જઈશ?"

સાસરૂં શું છે એ વાતથી મણીને અમે અજાણ રાખી હતી, એટલે આ સવાલથી એ ગુંચવાઇ, પણ એની વાચાળ જીભ એની મદદે આવી "તમે ક્યારે જશો?"

કાબુલીઓમાં સસરાના ઘરના બે અર્થ થાય છે એક આપણે કરીએ છીએ તે, અને બીજો કેદખાનું, જ્યાં મફતના રોટલા અને રહેવાનું મળે છે. કાબુલી આ બીજો અર્થ લેતો, અને પોલિસનો પડછાયો જોતો હોય તેમ તેની સામું હાથ ઉંચા કરતો બોલતો 'મારા સસરાનું તો હું માથુંજ ભાંગી નાંખીશ"

કાબુલી સાથે પ્રસંગ પડયાને ઘણા દિવસો વહી ગયા. મણીની માને આ નવો પરિચય ગમતો ન હતો, અને વારંવાર "આ કાબુલીથી તમે ચેતતા રહો તો ઠીક" એવું કહ્યા કરતી મણીની મા બહુ બિકણ શેરીમાં જરાએ ગુમરાણ થાય કે બે ચાર માણસ દોડતા દેખાય એટલે ચોર, લૂંટારાં, દારૂડિયા સાપ કે વરૂ આવતા હશે એમ માની બેસે આટલી ઉમ્મરે અને લોકો સાથે આટલો સંબંધ થયા પછી પણ એની આ બિક જતી નથી અને કાબુલી સારૂ તો એના એટલા વ્હેમ કે વાતજ ન કરવી

હું એની બિક દૂર કરવા મથતો તો એ તુરત પૂછતી "શું છોકરાઓ ખોવાયા નથી? એની બનાવો અને બીજાઓ છોકરાંઓને પકડી ગયા નથી? આ તેવું નહીં કરે તેની સાબિતિ શી?" વગેરે વગેરે

આ માણસ એવો નથી, અને મનુષ્ય હરામ ઘણું મુશ્કેલ છે."

મારા આશ્વાસનથી એને શાંતિ થતી નહીં

(૩)

દરવર્ષ દિવાળી બાદ રહેગન, કાબુલી એના દેશ તરફ પાછો ફરતો. આને વખતે તેની વ્યાજે આપેલી રકમ અમર લહેણું વસૂલ કરવામાં તે ઘણો રોકાઇ રહેતો. આ વર્ષ પણ તે આખો દિવસ રોકાઇ રહેતો, પણ જે દિવસ મણીને ન મળાય તે દિવસ એને ગમતું નહીં હમણાં હમણાં તો એ રોજ

આવતો. સવારે ન અવાય તો સાંઝે, એનો એક દિવસ પડતો નહીં. મને
પોતાને પણ આ રોજના મેળાપથી અચંબો થતો, અને મણીની માનું વાક્ય
"તમે આ કાબુલીથી ચેતતા રહો તો ઠીક" – એ આંખ આગળ તરી આવતું.
પણ હસતી કૂદતી મણીનું "ઓ કાબુલીવાળા, કાબુલીવાળા," બંન્ને જણનું
ખડખડાટ હસવું, અને તેમની નિર્દોષ વાતો જોઇ મારૂં મન નિશ્ચિંત થતું.

રહેમન તેના દેશમાં જવાની તૈયારી કરતો હતો તે દરમ્યાન એક સવારે
મારા ઓરડામાં બેઠો બેઠો હું 'પ્રૂફશીટ્સ' સુધારતો હતો. સવારના આઠેક
વાગ્યા હશે.

આજે કંઇક ઠંડી હતી.

પગપર પડતા સવારના સૂર્યના કિરણો મને પુરતી ગરમી આપતા હતા.
સવારમાં વ્હેલા ઉઠી, માથે યા ગળે શાલ વીંટી નદી પર કે બાગમાં ફરવા
ગયલાં મનુષ્યો પાછા ફરતા દેખાતાં હતાં. એવામાં શેરીમાં એકાએક શોરબકોર થયો. હું ઓટલે આવ્યો, અને બે પોલિસની વચ્ચે બેડીના બંધનથી
ઝલાયલા રહેમનને લઇ જતાં જોયો.

પાછળ લોકોનું ટોળું હતું કાબુલીના કપડાં પર લોહીના ડાઘ હતા,
અને એક પોલિસના હાથમાં છરી હતી. મેં તેમને અટકાવ્યા અને હકીકત
શી છે તે પૂછ્યું. શેરીમાં રહેતા એક જણે કાબુલી પાસેથી શાલ લીધી હતી.
જેની રકમ તેણે આજ સુધી ચૂકવી ન હતી આ બાબતનું કંઈ લખાણ
નહીં તેથી તે માણસ જુઠું બોલ્યો, અને શાલ ખરીદીજ નથી એવું કહ્યું.
કાબુલીનો પીત્તો આ જુઠાણું સાંભળી ઉકળ્યો, તેનું મન કબજે ન રહ્યું, અને
એકદમ છરીથી ઘા કર્યો હજુ એનો મિજાસ શાંત પડયો ન હતો, અને મારા
આગલ પણ એના દુશ્મનને કંઇ હજાર ગાળો દેવા માંડી, એવામાં ઓટલા
પર મણી આવી પહોંચી, અને "ઓ કાબુલીવાળા, કાબુલીવાળા" કરી હંમેશ
મુજબ બૂમ મારી રહેમનના મ્હોંપર આનંદ છવાઇ રહ્યો, અને મણી તરફ
ફર્યો આજે કાબુલીને ખભે કોથળીઓ લટકતી ન હતી એટલે અંદર હાથી
છે કે ઊંટ એ પૂછવાનું હતુંજ નહીં બાળકને શું? તેણે બીજો સવાલ કર્યો.
"તમારા સસરાને ત્યાં જાઓ છો?" રહેમન હસી પડયો, અને બોલ્યો
"હાં, લડકી, ત્યાંજ જાઉં છું."

આ જવાબથી મણીને આજે સંતોષ વળ્યો નહીં તે જોઇ રહેમને બેડીથી
બંધાયલા પોતાના હાથ ઉંચા કરી કહ્યું – "મારા હાથ જકડાયલા છે, નહીં
તો મારા સસરાનો ભૂકો કરી નાંખત."

ખૂની હુમલો કરવાના ગુન્હા બદલ કાબુલીને કેટલાક વર્ષના કેદખાનાની સજા થઇ

વખત જતાં કંઈ વાર લાગે છે ? હું મારા નિયમિત કામમાં હમેશ ગૂંથા યલો રહેતો એટલે કેદખાનામા સડતો બિચારો રહેમાન પણ થોડા વખતમા ભૂલી જવાયો મણી જેવી સરલ હૃદયની છોકરી પણ એના હમેશના ગોઠિયાને ભૂલી ગઇ વધતી જતી ઉમ્મરની સાથે એનુ કામ અને એની સખીઓ વધ્યા, અને તે એટલે સુધી કે " ભાઇ " ના ઓરડામાં આવવાને પણ એને હવે ફુરસદ મળતી નહીં

એક પછી એક એમ સાતેક વર્ષ વહી ગયા દિવાળીના, સૌને આનંદ આપના તહેવારના દિવસો પૂરા થયા હતા, અને દેવ દિવાળી બાદ તરત જ મણીનું લગ્ન નક્કી કર્યું હતુ મણીના સાસરે જવાની સાથે અમારા ઘરનો આનંદ - આમારા ઘરનું તેજ પણ ઝાખુ પડવાનુ કણ્વઋષિ જેવા વનમાં રહેતા ત્યાગી પુરૂષને, શકુંતલાને વિદાય કરવાને દિવસે દારૂણ શોક થયો હતો તો મારા જેવા સંસારીનું શુ કહેવુ ? વિયોગ દુ:ખ અસહ્ય છે.

( ૪ )

આજ રાત્રે મણીનુ લગ્ન હતું સવારથીજ ઘરમા ધામધુમ અને ગરબડાટ શરૂ થયા હતા એક તરફ બ્રાહ્મણોના મન્ત્રોચ્ચાર, તો બીજી તરફ ન્યાતના સામાનની તૈયારી, આ તરફ વરવાળાને આપવાના પહેરામણીના કપડાંની પસંદગી, તો બીજી તરફ કન્યાદાનમા આપવાની વસ્તુઓની તૈયારી આ અને એવા બીજા કોલાહલથી આખુ ઘર ગાજી રહ્યું હતું. બ્હાર એક વિશાળ માંડવો બાંધી દીધો હતો. ટકોરખાનામાથી નગારા અને પીપુડીના સાદ કાન પર અથડાતા હતા ઓરડામા બેઠો બેઠો હું હિસાબ જોતો હતો એવામા કોઇ દાખલ થયું, અને નીચાવળી મને સલામ કરી પહેલા તો મે એને ન ઓળખ્યો. એનો કદાવર બાંધો, લાબા વાળ અને ખભે હમેશા લટકતી કોથળી દેખાતા ન હતા, પણ રહેમાન કાબુલી હાસ્યો ન રહો મારી સામુ જોઇ તે હસ્યો. બીજીવાર એને હવે ઓળખવાની જરૂર ન હતી

" રહેમાન, તમે કયારે આવ્યા ? "

" સાહેબ, ગઇ કાલે સાંજેજ મને જેલમાંથી છૂટો કર્યો "

" જેલમાથી છૂટો કર્યો " એ શબ્દો મારા કાનને કઠોર લાગ્યા બીજા પર હુમલો કરનાર સાથે હું આજ સુધી કદી બોલ્યો ન હતો, અને એ વિચાર આવતા મારા મનને દુ:ખ થયુ કાબુલી આજે ન આવ્યો હોત તો ઠીક થાત. એનું આવવું શુભ સર્વું ન લાગ્યુ.

"મારા ઘરમાં આજે અમુક ક્રિયાઓ ચાલે છે, અને મને પણ ઘણું કામ છે." મેં કહ્યું. "તમે બીજે કોઇ દિવસે આવશો ?"

રહેમન તરત બ્હાર જવા તૈયાર થયો, પણ બારણાં બ્હાર જતાં અટક્યો, અને પાછો ફર્યો. "સાહેબ, એક મિનિટ આપની નાની દિકરીનો મેળાપ થઇ શકશે ?" એના મનમાં એમ હતું કે મણી હજી તેવીજ-તેટલી ઉમ્મરની હશે, હમણાં "ઓ કાબુલીવાળા, કાબુલીવાળા" બોલતી દોડતી આવશે, અને એ બંન્ને હસી ખુશી વાતો પણ કરી શકશે. આવા આવા વિચારોમાં મગ્ન થઈ, પહેલાંની માફક એક કાગળમાં બાંધી થોડા ખિસમિસ, દ્રાક્ષ અને અંજીર પણ એણે આણ્યાં હતાં, એની પાસે આજે પૈસા નહતા તેથી આ વસ્તુ એણે ઉધાર આણી હતી.

મેં ફરીથી કહ્યું-"રહેમન, ઘરમાં શુભ ક્રિયા ચાલે છે તેથી આજે તમારાથી કોઈને નહીં મળાય"

એનું મ્હોં ઉતરી ગયું. ઉદાસ ચિત્તે મારી સામું તે ઘડીભર જોઈ રહ્યો, અને સલામ કરી પાછો ફર્યો.

મને થોડો પશ્ચાતાપ થયો,.અને એને બોલાવવાનું કરતો હતો, એવામાં એ પોતેજ પાછો ફર્યો. મારી અડોઅડ આવી, આણેલી વસ્તુ મને સોંપતો તે બોલ્યો-"સાહેબ, આ નજીવી વસ્તુ આપની નાની દિકરી સારૂ લાવ્યો છું. એને એ આપશો ?"

આણેલા ફળ લઇ લઈ તેની કિંમત આપવા હું જતો હતો, પણ મારો હાથ ઝાલી તે બોલ્યો-"સાહેબ, આપ તો ભલા છો મને સંભારશો તોજ બસ છે. પૈસા મારે નથી જોઇતા. આપને એક નાની દિકરી છે; મારે પણ, એના જેટલીજ મારા દેશમાં છે હું તેને યાદ કરૂં છું, અને તમારા બચ્ચા સારૂ ફળ આણું છું-કંઇ નફો લેવા આણતો નથી."

આટલું બોલી તેના મોટા ઝભ્ભાના અંદરના ગજવામાંથી તેણે એક નાનો મેલો કાગળ કાઢ્યો. ઘણી સંભાળ પૂર્વક ઉકેલી, બે હાથે કરચલી દૂર કરી મારા ટેબલપર એ કાગલ તેણે મૂક્યો. એનાપર એક નાની હથેલીની આકૃતિ દેખાતી હતી. કાગલ પર ન હતી છબી કે ન હતું ચિત્રકામ. શાહીથી ખરડેલા એક નાના હાથની તે આકૃતી હતી. તેની દિકરીની હથેલીની આ આકૃતિ આ સ્મૃતિ-આ સ્મૃતિચિન્હ હિન્દમાં એ જ્યારે જ્યારે માલ વેચવા આવતો ત્યારે એની છાતીની અડોઅડ હંમેશ રહેતું.

મારી આખમા આસુ ભરાઇ આવ્યા કાબુલી એક ગરીબ ફલ વેચનારો છે અને હુ . .. . છુ એ અહતા મારા મનમાથી જતી નહી, અને મારામા શી વિશેષતા હતી? એ પણ એક બાલકનો પિતા હતો.

દૂર, પહાડી મુલકમા વસતી પાર્વતિના હાથની આકૃતિ જોઇ મને મણી સાભરી મે એને અદરથી બોલાવવા મોકલી બૈરામડળે એને બ્હાર નહીં જવા દેવા ઘણાએ વાધા કર્યા, પણ મે કોઈનુ સાભળ્યુ નહીં લગ્નપ્રસંગ સારૂ ખાસ સીવાડેલી કિમતી સાડી પહેરી, કપાળે પીયળથી વિભુષિત થયલી મણી મારી પાસે શરમાતી આવી ઉભી.

કાબુલી આ દેખાવ જોઈ અ ભો બની ગયો તેમની પૂર્વની મિત્રાચારી પુનઃ શરૂ થવી અશક્ય હતું. છેવટે તે હસીને બોલ્યો—"બ્હેન, તારા સસરાને ઘેર જાય છે?"

સાસરૂ શુ તે મણી હવે સારી રીતે સમજતી હતી, એટલે પહેલાની માફક જવાબ દઇ શકી નહીં એના ગાલપર શરમના શેરડા પડયા, અને મ્હો નીચુ કરી ઉભી રહી

કાબુલી અને મણી પ્રથમ જે દિવસે મળ્યા હતા તે દિવસ મને સાભર્યો, અને હુ ખિન્ન થયો મણી અદર ગઇ એટલે કાબુલી ઉંડો નિશ્વાસ નાખી જમીનપર બેસી ગયો એની પોતાની દીકરી પણ આટલી મોટી થઇ હશે, અને એનું લગ્ન કરવુ પડશે એ વિચાર એકાએક આ વખતે એને સ્ફુર્યો વળી પાર્વતિ હસતી અને કુદતી તેને પુર્વવત્ મળી શકશે નહીં, અને આ સાત આઠ વર્ષ દરમિયાન તેનુ શુ શુ થયુ હશે આવા વિચારો એની આખ આગળ વિજળીના વેગથી આવવા માડયા

બ્હાર વાજા સભળાયા તિજોરીમાથી એક સો રૂપીયાની નોટ કહાડી રહેમનને આપી મે કહુ— 'રહેમન, તમે તમારે દેશ પાછા ફરો, તમારી દિકરીને મળો, અને તમારા શુભ મેળાપથી થતો આનદ મારી પુત્રીના સૌભાગ્યની વૃદ્ધિ કરો."

આ રકમ આપ્યા બાદ લગ્નના ખર્ચમા મારે કેટલીક કાપકૂપ કરવી પડી. વિજળીની દિવાબત્તી અને લશ્કરી વાજા આવી ન શકયા તેથી સ્ત્રીવર્ગ નારાજ થયો, પણ એક દૂર દેશમા, વર્ષો થયા વિખુટો પડેલો પિતા તેના એકના એક બાળકને મળશે, એ વિચાર આજની લગ્ન ક્રિયામા મને ઓર આનદ આપતો હતો

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર

# "દાનવ દંપતી."

(લેખક—રા જયન્તિલાલ માધવલાલ.)

"Then nothing-I repeat this with emphasis Nothing can keep them apart, soul rushes to soul, heart leaps to heart and all form and ceremony, custom and usage crumble into dust before the power that overwhelms them"

Marie Correlli.

આપણી કોમના સદ્ભાગ્યનું આ એક ચિન્હ છે કે આપણા ક્ષત્રિય વીરો જાગૃત બની સંસાર સુધારા આદિ અનેકાનેક અવનવી પ્રવૃત્તિઓમાં ભાગ લેતા થયા છે; આની ખાસ જરૂર હતી અને હજી પણ છે, પરંતુ દિલગીરીની વાત છે કે ક્ષત્રિય કોમમાં "વરવિક્રય" રૂપી દુષ્ટ અને વિકાળ રાક્ષસ પોતાનો દુષ્ટભાવ ભજવી રહ્યો છે અને તેના પંજામાંથી કોઈકજ ભાગ્યવંત ઉગરે છે. પૈસાને લીધે અનેક યુવકો અને બાળાઓનો ભોગ અપાય છે। યોગ્ય જોડાં જેવાતાંજ નથી અને દંપતીના સુખનો સંહાર થાય છે; અરસપરસ માન અને સ્નેહની લાગણીથી જેવાતું નથી, પરંતુ, સાંકડી દ્રષ્ટીથી જેવાય છે. "વરવિક્રય" રૂપી દુષ્ટ રાક્ષસે આપણી આખી કોમને બંધનમાં લેવાને એક શૃંખલા પ્રસારી છે, તે શૃખલાને સિંહ જેવા બળવાન ક્ષત્રિયો તોડી નાંખવાને સમર્થ થયા નથી એ લજ્જાસ્પદ છે.

ખરેખર, દિવસાનુદિવસ વખત ઘણો ખરાબ આવતો જાય છે; ભવિષ્યમાં કોણ જાણે શું થશે? કોઈ સવાલ કરશે કે ઉપાય શો છે? ચાલે છે તેમ ચાલવા દો. ઉપાય તો છે પણ परोपदेशे पांडित्यम् દેખાઇ આવે છે; એટલે કે, અમલ કરતી વખતે પાછા હઠી જાય છે અને અસલ સ્થિતિ ચાલુ રહે છે. માતપિતા, વડીલો તેમજ ભગિનીઓથી આ કલંક નિવારણ થઇ શકશે નહીં; પરંતુ હાલના અવિવાહીત અને સુશિક્ષિત કોમનું ભલું ઇચ્છનાર જ્ઞાતિનું અભિમાન ધરાવનાર સદ્‌ગુણી ભાવિ આશાના રત્નસ્વરૂપ યુવકોજ જ્યારે મન પર લઇ આ નિંદનીય આચરણ તરફ સહાનુભૂતિ બતાવતા અટકશે ત્યારેજ જ્ઞાત રૂપી ઈમારત ઉભી રહી શકશે.

"**વરદક્ષિણા**"ના રીવાજમા ઘણા લોકો નિર્ધન થઇ ગયા છે આપણી જ્ઞાતિની "**દ્રવ્ય લાલસા**" રૂપી રાક્ષસણીનો, આ બીવણુ પ્રભાવ જોઇ કોને શોક નહિ થાય? જો ઉપરોકત દુષ્ટ "**દાનવ-દપતિ**" નો અત નહીં આણુવામા આવે તો એના માઠા પરિણામ ભાવિ પ્રજાને ભોગવવા પડશે કોમમા દાખલ થયેલી "**વર વિક્રય**" રૂપી બદીએ આપણને નિર્બળ બનાવ્યા છે દરેક જ્ઞાતિબધુની સ્થિતિ સરખી હોતી નથી નિર્ધન સ્થિતિનો યુવક પણુ નિર્ધન બાળા સાથે લગ્ન કરવા નીકળે છે ત્યારે પોતે પોતાની કીંમત અધિક તરેહથી મૂકાવે છે, પરતુ એટલો ખ્યાલ નથી થતો કે, પોતાની બ્હેન વખતે હાલ જે પોતાના સાસરીઆને સહન કરવુ પડે છે તેવુજ પોતાને પણુ થશે, આનો અનુભવ આપણી ન્યાતમાથી ઘણાઓને હશે.

"**વર વિક્રય**" થી આપણી જ્ઞાતિમા કુસપ તેમજ લોભના બીજ, ઊંડા રોપાયા છે "**વર વિક્રય**" એ કોમનુ શૌર્ય, નુર અને ગૌરવને ધક્કો પહોચાડનારો અને એબ લગાડનારો કઢગો રીવાજ છે આપણી નમુનેદાર **ક્ષત્રિય કોમ-પ્રાચીન સમયથી પ્રખ્યાત, પરાક્રમી પુત્રોની વીરજનની** જે અનેક સદ્ગુણોથી ભરપૂર છે અને જે કોમનુ જાતિ અભિમાન સાચવી, સુખી જીવન બનાવવાને આપણને જે યોગ્ય સાધનો "**દૈવી-શકિત**" તરફથી બક્ષાયેલા છે તેમાથી ઉમદા ફળો મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ

આપણી પૂર્વે થઈ ગયેલાઓએ પોતાની ફરજો બજાવી છે, હવે તેમના અનુભવો ઉપરથી આપણી તેટલે દરજ્જે જોખમદારીઓ વધી છે અને તે માટે આપણે તેમાથી મુકત થવા સારૂ આપણી ફરજોમા પછાત પડવુ જોઇતુ નથી આપણે આપણી સ્થિતિ ઉપરથી એમ ધારી લેવાનુ નથી કે એક વ્યકિત શુ કરી શકે? મનુષ્ય પર ઈ ને ‒ ફરજો રહેલી છે આપણા વડીલોએ સમયાનુસાર જે સુધારાવધારા કરી જ્ઞાતિ ગૌરવ જાળવી રાખ્યુ છે જેને માટે આપણે તેને યાદ કરીએ છીએ તેજ રીતે આપણી **ભાવિ-પ્રજા** આપણો દાખલો લઈ આગળ ચાલે તે માટે જમાનાને અનુસરતો સુધારો કરવો જોઇએ કે જેથી કરીને **ભવિષ્યની પ્રજાનું** કલક આપણે શિર રહે નહી, અને જેનુ અનુકરણ કરી, ભાવિ પ્રજા કોમની પ્રગતિ કરી શકે અને એ રીતે "**ક્ષત્રિય કોમ**"ની ઉન્નતિ કાયમ રહે

---

## સામાજિક.

તા. ૧૧-૨-૧૯૧૭ ના ગુજરાતીના અંકમાં જણાવેલું છે કેઃ—

**બંગાળામાં આત્મહત્યાના બનાવોની વૃદ્ધિ**—પહેરામણીના રિવાજ સામે શાંતપણે બંડ ઉઠાવનાર **સ્નેહલતા** નામક જે કન્યાએ કેરોસીન તેલથી પોતાનાં કપડાં સળગાવી થોડાંક વર્ષ ઉપર આત્મહત્યા કરી હતી તેનું અનુકરણ બંગાળામાં હમણાં વધી ગયું છે. પોતાના પિતાના આર્થિક નાશને બચાવવાના મુખ્ય ઉદ્દેશથી જોકે આ પ્રકારે આત્મહત્યાઓ થાય છે પણ તેમાં કીર્તિનો પણ આંતર ઉદ્દેશ હોય એમ જણાય છે. આત્મહત્યાથી વર્તમાનપત્રોમાં અમારાં નામ આવશે. ચારે દિશામાં અમારી કીર્તિધ્વજા ફરકશે; એ સામાજિક કુરિવાજ સામે પ્રાણ અર્પનાર (martyr) તરીકે લોકો અમારાં નામ હમેશાં યાદ કરશે આવા પ્રકારની એક લોભી લાલસાથી અનેક અબોધ અને અપ્રસિદ્ધ કન્યાઓએ કેરોસીન તેલથી પોતાનાં કપડાં સળગાવી પોતાના ભોગ આપ્યા છે. એ નિઃશંક છે કે વરવિક્રયનો કુચાલ અત્યંત દુષ્ટ છે, એ કુપ્રથાના નાશ અર્થે સ્નેહલતાએ જે આત્મત્યાગ કર્યો છે, તેથી આ પ્રથાના હિમાયતીઓનાં કઠણ હૈયાં ઉપર પણ આઘાત થયા વિના રહ્યો નથી; પરંતુ તે સાથે એ કહેવું અનુચિત ગણાશે નહીં કે આ જ કૃત્યે કેટલીયે બાલિકાઓને પોતાના પ્રાણ ખોવાને લલચાવનારું ખરાબ પરિણામ આણ્યું છે. પોતાના પિતાને દરિદ્રતાથી બચાવવા માટે પ્રાણ આપવા એ જેટલું પ્રશંસનીય કાર્ય છે તેનાથી પણ અત્યંત ખરાબ કાર્ય આત્મહત્યાનું છે. જ્યાં સુધી એ કુરિવાજ દૂર ન થાય ત્યાં સુધી જો ઉપરાઉપરી બધી કન્યાઓ આત્મહત્યા જ કર્યાં કરે તો દેશનું કેવું ભયંકર ભાવી થઇ પડે! એ બિના તરફ બંગાળી કન્યાઓએ તેમજ જે જ્ઞાતિસમૂહોમાં વરવિક્રયનો કુચાલ પ્રચલિત છે તેના દરેકે દરેક સમજુએ આંખ મીંચવી જોઇતી નથી. પહેરામણીની સળગતી આગમાં સેંકડો બાલાઓનાં બલિદાન થાય છે, તે છતાં પણ સુશિક્ષિત યુવકોની આંખ કેમ ઉઘડતી નથી? શા માટે તેઓ અત્યંત જોર શોરથી આ કુરિવાજ સામે અવાજ ઉઠાવતા નથી? **શું પ્રત્યેક યુવક એવી પ્રતિજ્ઞા ન લઇ શકે કે-અમારાં માતપિતા જો કન્યાના માતપિતા પાસેથી પહેરામણીમાં હજારો રૂપીઆની રકમો માગશે તો કદાપિ અમે પરણીશું નહીં! નવ યુવકો ઉપર દેશના ભાવીનો આધાર છે તેઓ દેશના સ્થંભરૂપ છે. દેશના શુભ કિંવા અશુભ ભાવીની જુમ્મેદારી તેઓને શિર છે. એવી દશામાં દેશમાંની કુરૂઢિયોના નાશ માટે પોતાના નૈતિક સાહસને વિકાસ કરવાની તેઓને પરમ આવશ્યકતા છે.**

# મારો અનુભવ.

—:o.—

( રા. જાદવરાય હુકમતરાય )

**બંધકોશ દુર કરવા બાબત**

૧ મને બંધકોશ ( Constipation ) નો વ્યાધી દશ બાર વર્ષથી થયો હતો ધીમે ધીમે તેનુ સ્વરૂપ વધતું ગયુ. આ પ્રમાણે પેટનો ખુલાસો બરાબર ન થવાથી ભુખ મંદ પડી એટલુ જ નહીં પરંતુ કેટલીક વખત કમ્મરમા દુખાવો થઇ આવતો અને તે કારણે દવા ઉપચાર કરવા પડતા સવારમા વહેલા જાગીએ ત્યારે શેર પોણોશેર પાણી પી જવા તથા તે પછી એક કલાક સુધીમા ચાહા પીવાનુ અથવા ખાવાનુ બંધ કરવાની કોઇ સદ્ગૃહસ્થની સલાહ મળવાથી, લગભગ આઠ મહીનાથી દરરોજ મોટા મળસ્કે ઉઠી પાણી પી સુઈ રહુ છુ. એક કલાક વીત્યા બાદ ચાહા પીઉ છુ. કેટલીક વખત સખત શિયાળામા પાણી પીધા બાદ અડધા પોણા કલાકે એક અથવા બે વખત પાણીના શોસ પડતા ત્યારે પણ પાણી પીતો હતો. જેથી એક દરે બશેર અઢીશેર પાણી પેટમા જતુ હતુ. આ પ્રકાર દરરોજ ચાલુ રાખવાથી પ્રથમ પ્રમાણે કઠણ મળ નહીં નીકળતા સાફ ખુલાસો થાય છે, અને ભુખ લાગે છે હવે કમ્મરમા દુખાવો થતો નથી, માટે જેમને આ પ્રમાણે થતુ હોય તેમણે અનુભવી લેવા મારા અનુભવની સુચના મુકી છે જુવાન અથવા વૃદ્ધ જે કોઇ આ પ્રમાણે કરશે તેની તનદુરસ્તીમા સુધારો થશે એમ મને લાગે છે.

**ઉનનાં કપડાંને કંસારીથી બચાવવા બાબત.**

૨ ગયા ભાદરવા મહીનામા શાલોની પોટલી છોડી તડકે નાખવા માંડી. શાલોના પડ ઉઘાડી જોતા તેમા ઝીણી એળો જણાઈ જે ઉપરથી મેં અનુમાન કર્યું કે ઉનના કપડાંને કંસારી ખાઇ જાય છે, તેના તે બચ્ચા છે માટે ઉનના કપડાંને કંસારીથી બચાવવા તે કપડા શ્રાવણ અથવા ભાદરવા માસમા જ્યારે તડકો હોય ત્યારે તડકે નાખી દેવા કે જેથી કંસારી થવા પામે નહીં અને કપડાંને નુકશાન થાય નહીં

૩ કોરી ચાહાને પેણીમાં નાખી ધીમે તાપે સેકવી અને થોડી થોડી વારે હલાવતા રહેવું. પેણી વધારે ગરમ થાય એટલે ઉતારી પાડી હલાવ્યા કરવી. હલાવતાં દાઝ્યાની વાશ આવે તો બીજાં વાસણમાં કહાડી નાખવી. થોડી વાર પછી ડબામાં ભરવી. આ પ્રમાણે સેકેલી ચાહાની પીવા માટે ચાહા બનાવવામાં આવશે તો તેમાં મધુર સ્વાદ લાગશે. ચાહાને ધાતુ શિવાય (કાચ અથવા ચીની માટી) ના વાસણમાં ભરવાથી તથા ભેજવાળી જગ્યાથી દુર રાખવાથી સારી રહેશે. ચોમાસામાં જરૂર પુરતી ચાહા રોજ શેકાય અને પછી તેનો ઉપયોગ કરાય તો ઠીક થશે.

**ચાહામાં મધુર સ્વાદ લાવવા બાબત.**



# એક ઉપયોગી સંસ્થા.

"સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ નથી," એ વિષય અત્યાર સુધીમાં ઘણોજ ચર્ચાઇ ગયો છે, અને આ વાકય હવે તો ઘરગતુ થઇ ગયું છે. પરંતુ હવે સમય ફક્ત વિચાર કે ચર્ચાનો નથી રહો; પરંતુ કર્તવ્ય યુગ આવી પહોંચ્યો છે. આનો સાક્ષાત્કાર આપણે સર્વત્ર જોઇએ છીયે. ઠેકાણે ઠેકાણે વ્યવહાર કાર્યો થવા માંડયા છે. આવા એક વ્યવહાર કાર્યનું, અને તે પણ સ્ત્રીઓના ઉદ્ધારના, તેમને કેળવવાના કર્મનું, દર્શન આપણને **ભગિની સમાજ** નામની સંસ્થામાં થાય છે. "સ્ત્રી જાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રી જાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભુત થવું" એ હેતુ આ સંસ્થાનો છે આ હેતુ પાર પાડવા માટે **ભગિની સમાજ પત્રીકા માળા** આ સંસ્થાયે પ્રસિદ્ધ કરવા માંડી છે. આ નાની પત્રીકાઓમાં જુદા જુદા લેખકો પાસે ઉપયોગી વિષયો ઉપર લેખ લખાવવામાં આવે છે. અને આ પત્રિકાઓ ઘણીજ બહોળી રીતે વેચવામાં તથા વ્હેંચવામાં આવે છે. એક વર્ષના અરસામાં આ સમાજે સત્તર પત્રિકાઓ પ્રસિદ્ધ કરી છે. આમાંની કેટલીએક તો દરેક ઘરમાં અવશ્ય રાખવા લાયક છે." **બાળ રક્ષણ-બાળ ઉછેર** આઠ પત્રિકાઓમાં સમાયલો ઉપયોગી વિષય છે. તેમજ **શરીર અને ગૃહ શૃંગાર** તથા બહેનોને બે બોલ. એ નામની સમાજના પ્રમુખ સો. શારદા ગૌરી બી. એ ની ત્રણ પત્રિકાઓ પણ દરેક ઘરમાં રાખ્યા વિના ચાલે તેમ

નથી, આપણી નાનના પણ બે બંધુઓએ પત્રિકાઓ લખી છે રા. પ્રાણલાલ શ્રી દેસાઇએ "સ્ત્રીઓના સમય અને સાધનના સદુપયોગ" વિષે લખ્યું છે, તથા રા કેશવપ્રસાદ દેસાઇએ 'સ્ત્રીઓ અને જાહેર જીવન તથા રાજ્ય વ્યવસ્થા" એ વિષયો લખ્યા છે આ બન્ને પણ વાચવા લાયક છે પત્રિકાઓ ઉપરાંત આ સમાજે ગુજરાતના પચાસ ઠેકાણે વાચનના સ્થાનકો સ્થાપ્યા છે, અને વાંચન પૂરૂ પાડવામા આવે છે વળી ગયા વર્ષમા **"સ્ત્રીઓ અને સમાજ સેવા"** નામે પુસ્તક પણ રા ભોગિન્દ્રરાવ દીવેટીયા પાસે લખાવી બ્હાર પાડયુ છે આની પ્રસ્તાવના **શ્રીગાંધીજીએ** લખી છે ફક્ત આઠ આનાનું આ પુસ્તક દરેક સ્ત્રીએ વાચવા લાયક છે. આ અને બીજી ઘણી રીતે ભગિની સમાજ ઉપયોગી કાર્ય કરે છે, તેને મદદ કરવા દરેક જણે તેના સભાસદ થવું જોઈએ. ઓછામા ઓછા ફક્ત બે રૂપિયાના વાર્ષિક લવાજમથી આ સમાજના સભાસદ થવાય છે દરેક સભાસદને પત્રિકાઓ મફત મોકલવામાં આવે છે આ સંસ્થાની કાંઈપણ માહીતી જોઇતી હોય તો તેના ઉત્સાહી સેક્રેટરી રા. કરસનદાસ ચીનલીયાને ૯૦ સર્વંટ ઓફ ઇંડીયા સોસાઇટી ગીરગામ મુંબઇ. એ શીરનામે લખી દેવુ આશા છે કે દરેક જણ સભાસદ થશેજ.

---

## ભાષા જ્ઞાન.

માર્ચ માસની પદરમીથી જુનની દશ બાર તારીખ સુધી માથેરાનમાં જાત જાતના લોકો હવાખાવા અગર શરીર સુધારવા સારૂ આવે છે આ વર્ષે મારી સાથે હોટેલમા શ્રી ગ ગાધર નામના દક્ષિણી ગૃહસ્થ એમના બીજા મિત્રો સાથે ઉતર્યા હતા. શ્રી ગગાધર બહુ રમુજી સ્વભાવના હતા, અને એ સાથે હોય ત્યારે આખો દિવસ આનદમાં જતો હતો શ્રી. ગગાધરની ગુજરાતી કોમમા સારી ઓળખ હતી એટલે આપણી ભાષા સમજવા ઉપરાંત બોલી શકતા પણ હતા

એક દિવસ અમારી સાથે જમવા બેઠેલા એક બારીઆ સુબરુ ગુજરાતીમાં બોલવાને બદલે મરાઠીમા બોલવા માંડયુ બોલતાં બોલતાં અનેક ભુલો કરી, તે ઉપરથી શ્રી ગગાધરને પણ હસવું આવ્યુ, અને એક રમુજી વર્તાંત કહેવો શરૂ કર્યો:—

મારા એક બારીઆ મિત્ર દવા કરાવવા સારૂ પુને આવેલા સાથે એમના પિતા ગોકુળદાસ પણ હતા. એ કુટુંબ સાથે મારો સંબંધ સારો તેથી એમને-

મળવા હું ગયલો. ગોકુળદાસ શેઠ બહુ પ્રેમાળ દીલના અને ભોળા હૃદયના હતા. એમણે મી નાશ્લકર ડૉકટરને બોલાવી લાવવા મને આજ્ઞા કરી. નાશ્લકર નામના ડૉકટર પુનામાં છેજ નહીં એવું મેં કહ્યુ. શેઠે પાટીયું વાંચેલું તેથી મારા કહેવા પર વિશ્વાસ બેઠો નહીં અને દર્શન કરવા નીકળ્યા ત્યારે નોકરને સાથે લઈ લીધો. ડૉકટરનું ઘર આવ્યું એટલે તેનું પાટીયું નોકરને બતાવ્યું. નોકર અસણુ એટલે શેઠે વાંચેલું બરોબર હોવું જોઈએ જાણી, હા કહી. શેઠ ઘેર આવ્યા અને મને કહ્યું—"કાય, મી. ગંગાધર તુમી કાય બોલતે? નાશ્લકર ડૉકટર હયે હય!!

મેં કહ્યુ—"શેઠ સાહેબ, પુનામાં આજ દશ વર્ષ થયાં નાશ્લકર નામના ડૉકટર છેજ નહીં"

શેઠે નોકરને બોલાવ્યો "કાયરે, ઈદુ, એ કાય બોલતો? નાશ્લકરચા પાટલા આપણ આજ જોયલા કે નહીં?"

નોકરે કહ્યું—"હા સાહેબ, પાટીયું જોયું હતું."

મેં કહ્યુ—ભાઇ, તેં પાટીયું તો જોયું, પણ તેની ઉપર નામ કોનું હતું? ચાલ એ જગો કઇ તે મને કહે

નોકરે જગા કહી બતાવી. મેં કહ્યુ—શેઠ સાહેબ, એતો ડૉકટર નાઇટ્ટ, નાશ્લકર નહીં.

થોડી વારમાં ડૉકટર હટન આવવાના હતા તે શેઠને યાદ દેવડાવ્યું. કપડાં પહેરી શેઠ તૈયાર થઇ બેઠા. મેજર હટન આવી પહોંચ્યા, અને મારા મિત્રને તપાસી દવા વગેરેની સુચના આપી. આરામ થઈ જશે એવી શેઠને ખાતરી આપી.

શેઠ બોલ્યા—પણ ડૉકટર સર, ગથ રીવર એન્ડ ખુ ખુ ખુ ખુ (ઉધરસ ખાઇ બતાવી) હોલ નાઇટ.

ડૉકટર—કુચ હરકત નહીં સબ અચ્છા હોયગા.

શેઠ—ટી ગીવ્સ?

ડૉકટર—યસ.

શેઠ—ટી વીથ વોટર ગીવ્સ? નો? વીથ મીલ્ક ગીવ્સ?

ડૉકટર—બોત દુધકી ચાહ નહીં દેના.

શેઠ—સાબુચોખા કાંજી ગીવ્સ? યસ, નો?

ડૉકટરે કાંજીની રજા આપી. પણ આ "રોયલ" અંગ્રેજી સાંભળી એમનાથી દરયા સિવાય રહેવાયું નહીં.

———:૦:———

# પ્રાસંગિક નોંધ.

—+++∅+++—

**શ્રી૦ સેતલવાડને નવો ઓ'ધો**

આપણા જ્ઞાતિબંધુ રા. ચીમનલાલ હરીલાલ સેતલવાડ મુંબાઈ યુનિવરસીટીના વાઇસ-ચાન્સેલરના માનભર્યા હોદ્દા ઉપર નિમાયા છે તે સાંભળી સર્વને આનંદ થયોજ હશે. ના. સરકારે રા. સેતલવાડની દસકાઓની યુનિવરસીટીની સેવાઓની આ યોગ્ય કદર કરી છે. બે વર્ષ ઉપર વડી ધારાસભાના સભાસદ તરિખે તેઓ ચુંટી કઢાયા હતા તે વખતે આ પત્રમાં તેમનું જીવન વૃત્તાંત આપ્યું હતું. છેલ્લી ચુંટણી વખતે, તેમના હરીફ તરિકે ના. વાચ્છા તથા ના. ઇબ્રાહીમ રહીમતુલ્લા, જેવા જાણીતા લોકપ્રીય સભાસદો હોવાથી તેઓ સફળ થયા નહોતા. પરંતુ વડી ધારાસભામાં રા. સેતલવડે હિંદુઓને લાભનો એક કાયદો ઘડવા દરખાસ્ત મુકી હતી, તે અગત્યની હોવાથી, સરકારે થોડા વખત સારૂ તેમને વડી ધારાસભાના સભાસદ તરિખે નિમ્યા હતા. હિંદુઓને મિલ્કત સંબંધી વિલથી વ્યવસ્થા કરવાના કેટલાએક વધારે હક બક્ષનારો આ કાયદો હવે પસાર થઈ ગયો છે. હિંદુ સમાજની એક ખરેખરી સેવા તેમણે આ કાયદાથી બજાવી છે. તેમનું જીવનવૃત્તાંત આપી ગયા પછી એક બીજો પણ હોદ્દો તેમણે શોભાવ્યો છે અને તે પ્રથમ ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખનો છે. આ પ્રસંગે તેમણે આપેલું ભાષણ ઐતિહાસિક અને વિદ્વત્તાપૂર્ણ લેખાયું છે. તેમનો ઉપકાર માનતાં મેહ૦ ગાંધીએ જણાવ્યું હતું કે પરિષદને પોતાનો સહયોગ આપીને તેનો બોજ ઘણો જ વધારી દીધો છે. ધીકતા ધંધાના વ્યવસાયી જીવનમાં રહીને પણ લોકસેવા માટે આટલો બધો વખત ફાજલ પાડી શકાય છે, તે આપણે તેમના જીવનમાંથી શીખવાનું છે. દરેક જણ જો ધારે તો પોતાના ધંધામાંથી દેશસેવા માટે થોડો પણ વખત કાઢી શકે, અને ઉપયોગી કાર્યો કરી શકે. થોડાક જ વખત ઉપર અમદાવાદ વનિતા વિશ્રામના તેઓ પેટ્રન થયા છે તે જાણીને સર્વને સંતોષ થશે. અમે આ પ્રસંગે રા. સેતલવાડને તેમના નવા અને માનભર્યા હોદ્દા માટે આખી નાત તરફથી અભિનંદન આપીએ છીએ. આ હોદ્દા ઉપર નિમાનાર તેઓ પાયગા હિંદી છે, અને પહેલા જ ગુજરાતી છે.

**શ્રી. ગાયકવાડ અને નાતો.**

ના. ગાયકવાડ સરકારે હમણા એક નવા કાયદા સંબંધી જાહેરનામું બહાર પાડ્યું છે. આ કાયદાથી નાતોની અંદરના ઘણા પ્રશ્નો કોર્ટની હકુમત નીચે આણવામાં આવ્યા છે. કોઈ પેટા નાતમાં લગ્ન કરે, પરદેશગમન કરે, પ્રાયશ્ચિત કે સુતક પછી મુછ ના બોડાવે, વગેરે કાર્યો માટે જો એક નાત કોઈને નાતબહાર મૂકે, તો નાતબહાર મૂકાયલો માણસ કોર્ટની દાદ માગી શકે, અને નાતના આ કામમાં કોર્ટ આ કાયદાની રૂએ વચ્ચે પડી શકે. અમે એક દરે આ કાયદાને આવકાર આપીયે છીયે કેટલાએકનું કહેવું એમ છે કે નાતો તે સ્વતંત્ર સાંસારિક મંડળો છે, અને તેમના કામમાં કોર્ટ કે સરકારે પડવું તે વ્યાજબી નથી; વાતનો મુદ્દો ખરો હશે. પરંતુ હાલમાં ગુજરાતમાં નાતો ઘણી જ વધી ગઇ છે, અતિ નાનાં મંડળો થઇ ગયા છે, અને તેમાં પણ સઘળો કારભાર જુના પટેલીયાઓ હાથ કરી બેઠા છે. આ લોકો જમાનાની સાથે આગળ વધતા નથી. નવી માંગણીઓ તથા નવા સંજોગોની તેઓ કદર કરી શકતા નથી, અને તે કારણથી પોતામાંના થોડા આગળ વધેલા ઉત્સાહી લોકોને તેઓ કેટલીકવાર ઘણા પજવે છે. સારી ભણેલી ગણાતી નાતોમાં પણ આપણે આવા દાખલા જોઈયે છીયે. જે વખતે હિંદીઓ દુનિયાના દરેક દેશમાં અને સંસ્થાનોમાં વ્હેપાર કરવા જાય છે, તથા જુદી જુદી રણભૂમિઓ ઉપર હિંદી સૈનિકો લઢવા જાય છે, તે વખતે પરદેશગમન માટે, તથા અન્ય નાતમાં કે વર્ણના લોકો સાથે જમવા માટે, કેટલીએક નાતો પોતાના નાત ભાઇઓને નાતબહાર મૂકે છે. સુરતની કાયસ્થ નાતે હમણા જ આવું શોકજનક પગલું લીધું છે, અને તેને પરિણામે કાંઇક કલહ ઉત્પન્ન થયો છે કાયસ્થ જેવી સુધરેલી, વિદ્વાન અને સંસ્કારી નાતને આ શોભા ભરેલું નથી. આ નાતમાં આમ થાય તો બીજી નાતોની તો વાત જ શી કરવી ? આ સઘળું ધ્યાનમાં લેતાં ના. ગાયકવાડનું પગલું આવકારદાયક ગણવું જોઇયે.

**શરીર બળ અને લડાઈ.**

અત્યારે આપણા સર્વનું ધ્યાન લડાઇથી વધારેમાં વધારે ખેંચાયું છે. તેમાંયે વળી હિંદીઓને રક્ષક સૈન્યમાં દાખલ થવાનો હમણાં અધિકાર મળ્યો છે, અને આપણા નેતાઓ વર્ષો થયાં જે હક્ક માંગતા હતા તે આપણને હમણા પ્રાપ્ત થયો છે. પણ સૈનિક સોલ્જર થવું હોય, તો પહેલી લાયકાત શી જોઇએ ? તંદુરસ્તી અને શરીરબળની અગત્ય સૌથી પહેલી છે. આ હક્ક આપણે

માગ્યો છે અને આપણને તે મળ્યો પણ છે પરંતુ શારીરિક લાયકાત મેળવવા આપણે કાંઇ કર્યું છે? અફસોસ સાથે કબુલ કરવું પડે છે કે આપણે કાંઇજ કર્યું નથી. હજીપણ આપણે જાગૃત થવું જોઇયે. દરેક માબાપે પોતાના પુત્ર પુત્રીઓના શરીરની સંભાળ લેવી જોઇયે પુત્રીઓના શરીર સારા હશે તોજ તેમના બાળક બળવાન થશે માટે પુત્ર અને પુત્રી અનુકુળ કસરત કરે અને શરીર કસે તે જોવાની દરેક માબાપની પહેલી ફરજ હોવી જોઇયે. તે માટે ઘરમાં ડમબેલ્સ કે મગદલની કસરત કરાવવી જોઇયે કસ્બાઓમાં કસરતના અખાડાઓ ખોલવા જોઇયે. ક્રીકેટ તથા ટેનીસને માટે જગાઓ મેળવી સાધનો પુરા પાડવા જોઇયે વારંવાર સ્પોર્ટ્સના મેળાવડાઓ કરવા જોઇયે. તેમાં પૈસાની કે મહેનતની કસર કરવી જોઇએ નહિ બની શકે ત્યાં કન્યાઓ માટે પણ બેડમીન્ગટન તથા ટેનીસની વ્યવસ્થા કરવી જોઇયે. આશા છે કે દરેકે દરેક ગામના નાતના આગેવાનો આ વાત ધ્યાનમાં લઇ, તે સંબંધી ઉતાવળે પગલા લેશે **શરીર સારૂ હોય તેજ પ્રથમ સુખ છે શરીર સારૂં હશે તોજ બુદ્ધિ પણ તેજ રહેશે શરીર સારૂં હશે તોજ દવાના પૈસા બચશે. શરીર સારૂં હશે તોજ દુનિયાના વિધવિધ કાર્યો કરી શકાશે. અને શરીર સારૂ હશે તોજ ધન માલ, સ્ત્રી બાળકો, અને દેશનું રક્ષણ કરી શકાશે.**

**કન્યા કેળવણી**

એલફીન્સ્ટન કોલેજની પ્રીવીયસની પરીક્ષામાં બ્હેન ઉર્મીલા બૈકુંઠરાય દેસાઈ પાસ થઈ છે, તે માટે અમે તેને અભિનંદન આપીયે છીયે મેટ્રીકમાં પણ જે બ્હેનો આ વર્ષે બેઠી છે તે પણ સફળ નિવડે એવી આશા રાખીયે છીયે આપણામાં અનેક કારણોને લીધે લગ્નવય વધી છે તેનો લાભ લઇ પોતાની પુત્રીઓને નિયમસર શિક્ષણ આપવાનો આગ્રહ અમે દરેક માબાપને કરીયે છીયે કાંઇક અગવડ વેઠીને, ધનનો થોડો ભોગ આપીને પણ, દરેક જણે પોતાની પુત્રીને ભણાવવી જોઇયે ઘેર ભણાવવા માટે ઘણી જ દકતા અને વધારે પૈસાની જરૂર પડે છે, અને તોપણ નિશાળ જેવું શિક્ષણ મળતું નથી માટે કન્યાઓને નિશાળેજ મોકલવી તે ઇચ્છવા લાયક છે. અમદાવાદ અને સુરતમાં શહેરના મધ્ય ભાગોમાં મહિલા વિદ્યાલયો નિકળવાથી, સાધારણ સ્થિતિના લોકોને માટે સારી સગવડ થઇ છે ભરૂચમાં પણ કન્યાઓ માટે હાઇસ્કૂલ તો છેજ પરંતુ તે અનુકુળ ના આવે તેમ હોય તો ત્યાં પણ

આપણા નાન ભાઇઓ મહિલા વિદ્યાલય સ્થાપી શકે તેમ છે. આપણા આગેવાનોએ આ વિષે જરૂર હિલચાલ કરવી જોઇયે ; પરંતુ જ્યાં સુધી ભરૂચમાં મહિલા વિદ્યાલય સ્થપાયું નથી, ત્યાં સુધી તો દરેક જણે કન્યા હાઇસ્કુલનો લાભ લેવો જ જોઇયે.

---

## નાતના ખબર અંતર.

### નિમણુંકો ફેરબદલીઓ વગેરે.

—રા. નગીનલાલ વેણીલાલ ભરૂચ સબ જડજની બદલી બોરસદ થઇ છે.

—રા. ધનવંતરાય માણેકલાલ દેસાઇ વૈદકનો વધુ અભ્યાસ કરવા ઇંગ્લૉડ ગયા છે.

—ડા. જમીએતરાય ભુપતરાય ઠાકોરની ડાકોરથી સુરત બદલી થઇ છે

—રા. વિષ્ણુપ્રસાદ મણીલાલ ઠાકોર બી. કૉમની રૂ ૭૫) ના પગારથી ધી સોલાપુર સ્પી. ઍન્ડ વી. કું૦ લી. ની મુંબઇની ઓફીસમાં નીમણુંક થઇ છે

—રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇ બી. એ. એલ. એલ. બી. ની સીમલા સેક્રેટરીએટમાં વેપાર ઉદ્યોગ ખાતામાં રૂા. ૨૦૦) ના પગારથી નીમણુંક થઇ છે.

—રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ. નો મુંબઇની ધી મોરારજી ગોકુળદાસ મીલની શોપમાં રૂ. ૨૫૦) નો પગાર થયો છે.

—રા. કલ્યાણરાય વજરાય દેસાઇનો મર્હુમ સર ચુનીભાઇની મીલમાં રૂ. ૫૦) પગાર થયો છે.

—રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇની મુંબઇની એલફીન્સટન મીડલ સ્કુલમાં નીમણુંક થઇ છે.

—રા. મંજુલાલ હીરાલાલ દેસાઇની ભરૂચ હાઇ સ્કુલમાં બદલી થઇ છે.

—રા. રમણીકરાય અમુલખરાય બી. એ. ની સુરત આબકારી ખાતામાં નીમણુંક થઇ છે.

—રા. અમૃતલાલ ચંદ્રશંકર દેસાઇ રૂ. ૩૦૦) ના પગારથી વડોદરા રાજ્યના એગ્રીકલ્ચર ખાતામાં "ડીરેક્ટર ઓફ એગ્રીકલ્ચર" નીમાયા છે.

—રા. સાકરલાલ જશવંતરાયનો વડોદરા દિવાન ઓફીસમાં રૂ. ૭૫) નો પગાર થયો છે.

—રા. મોતીલાલ રતનરામ દેસાઈ અને રા. ઠાકોરલાલ લક્ષ્મીરામની બદલી આમોદથી વાગરા મામલતદારની કચેરીમાં થઇ છે

—રા. વ્રજલાલ ચન્દ્રશંકર દેસાઇને પુસા એગ્રીકલ્ચરલ ડીપાર્ટમેંટમાં રૂ ૧૨૫) નો પગાર થયો છે

—રા. સાકરલાલ ઘેલાભાઈ અલમોલા બી એ એલ, એલ બી, ની નીમણુંક ભરૂચની ફર્સ્ટ કલાસ કોર્ટમાં કલાર્ક ઓફ ધી કોર્ટ તરીકે થઇ છે

—રા. અંબાલાલ ગોપાળરાય દેસાઇની નીમણુંક મહીકાંઠા એજન્સીમાં ( સાદરા ) પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના સીરસ્તેદાર તરીકે રૂ ૫૦) ના પગારથી થઇ છે

### જાહેર પ્રવૃત્તિ

—રા. ચીમનલાલ હરીલાલ સેતલવાડને મુંબઇ યુનીવર્સિટીના વાઈસ ચાન્સેલર નીમ્યા છે.

—સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેસાઇ, રા. દીનકરરાવ નરભેરામ દેસાઇ અને રા. હીરાલાલ ડાહ્યાભાઇ ઠાકોરની ત્રણ વર્ષ માટે ભરૂચ મ્યુનિસિપાલીટીના મેમ્બર તરીકેની ચુંટણી થઇ છે.

—રા. સાકરલાલ ડાહ્યાભાઈ વકીલે ગયા ડીસેમ્બર માસથી ભરૂચમાં ચાર જાહેર ભાષણો "મ્યુનિસિપાલ ચુંટણી" ઉપર આપ્યાં હતા

—અમદાવાદ ગોખલે સોસાયટીનો વાર્ષિક રીપોર્ટ ડા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ રા. છગનલાલ વ્રજરાય દેસાઇ બેરીસ્ટરના પ્રમુખ પદ નીચે રજુ કર્યો હતો.

—મુંબઇમાં પ્રેસીડન્સી એસોસીએશન તરફથી "લશ્કરમાં હિંદી સ્વયં સેવકો" સબંધી ટાઉન હૉલમાં બોલાવેલી સભામાં રા. ચીમનલાલ હરીલાલ સેતલવાડે સદરહુ વિષય ઉપર છટાદાર ભાષણ આપ્યુ હતુ.

—રા. ચીમનલાલ હરીલાલ સેતલવાડ મુંબઈ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર નીમાવાથી તેમને ગુર્જર સભા તરફથી અને મુંબઇનાં વકીલ મંડળ તરફથી માન આપવા સારૂ એટ-હોમના મેળાવડા થયા હતા.

—બાળ ગુન્હેગારોના બેલીવાઝ અને હુન્નર ઉદ્યોગ શીખવનાર મંડળની ડીરેક્ટ- રસ કમિટીમાં રા. ઈશ્વરલાલ મણીલાલ દેસાઇને નીમવામાં આવ્યા છે.

—ના. [illegible] સેતલવાડે મુંબઈમાં મળેલી બાનુઓની સભામાં "શીછ લેબર" ઉપર ભાષણ આપ્યુ હતુ.

———o———

## પરિક્ષાના પરીણામ.

**એલ. એલ. બી.**

| | | |
|---|---|---|
| કાન્તિલાલ દોલતરાય ઠાકોર એમ એ. | ... | ભરૂચ. |
| નોતમલાલ ભગવાનલાલ છત્રપતિ | ... ... | જુનાગઢ. |

**એલ. એલ. બી. ( પહેલી )**

| | | |
|---|---|---|
| વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર. | ... ... | ભરૂચ. |

**બી. એસ. સી.**

| | | |
|---|---|---|
| મોતીલાલ ઉત્તમરામ અલમોલા. | ... ... | ભરૂચ. |

**પ્રીવીયસ.**

| | | |
|---|---|---|
| બ્હેન ઉર્મિલા વૈકુંઠરાય દેસાઈ. | ... ... | મુંબઈ. |
| ખુરાવદનલાલ ચંદુલાલ ઠાકોર. | ... ... | ભરૂચ. |
| વૈકુંઠલાલ મગનલાલ દિવાન. | ... ... | ,, |
| વિક્રમલાલ કેશવલાલ | ... ... | ,, |
| જયંતિલાલ રતનરામ ઠાકોર. | ... ... | સુરત. |
| કનૈયાલાલ શ્રીપતરાય ઠાકોર. | ... ... | ,, |
| કાન્તિલાલ મોતીલાલ | ... ... | ,, |
| ઇંદ્રપ્રસાદ સાકરલાલ | ... ... | અમદાવાદ. |
| ઠાકોરલાલ મણીલાલ | ... ... | આમોદ. |

**સેકન્ડરી ટીચર્સ કોલેજ ડીપ્લોમા.**

| | | |
|---|---|---|
| પ્રીતમરાય મજરાય દેશાઇ ( સેકન્ડ ક્લાસ ) | ... | ,, |
| ચંદ્રપ્રસાદ ત્રીકમલાલ લખીયા, | ... ... | ,, |

---

## લગ્ન.

જયંતિલાલ માણેકલાલ (ભરૂચ) ઉ. વ. ૨૧ ના લગ્ન ચંદ્રકાંતા નરસેરામ ઉ. વ. ૧૪.

પાંડુરાવ જીવનલાલ (અમદાવાદ) ઉ. વ. ૨૬ ,, સુશીલાગૌરી ત્રીકમલાલ ઉ. વ. ૧૫.

જયંતિલાલ નરસેરામ ,, ઉ. વ. ૨૬ ,, અસુમતિ નરસિંહલાલ ઉ. વ. ૧૭

વિષ્ણુપ્રસાદ ( ન્હાનો સાથ ) ઉ. વ. ૨૦ ,, ગુણવંતિ લક્ષ્મીરામ ૧૩.

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ હીરાગૌરી મંજુલાલ હિરાલાલ | ને | પુત્રી | અમદાવાદ. |
| ,, દીવાળીબ્હેન પ્રાણલાલ ભગવાનલાલ | ને | ,, | ,, |
| ,, શારદાગૌરી કાંતિલાલ નરસિંહલાલ | ને | ,, | ,, |
| ,, વેણીગૌરી કનૈયાલાલ મણિલાલ | ને | ,, | ,, |
| ,, મુક્તાગૌરી કાંતિલાલ સાકરલાલ | ને | પુત્ર | ,, |
| ,, ચંદ્રમણી નરહરીલાલ ચીમનલાલ | ને | ,, | ,, |
| ,, કપિલાગૌરી પ્રાણલાલ કીરપારામ | ને | ,, | આમોદ |
| ,, કુસુમગૌરી વૈકુંઠલાલ શ્રીપતરાય | ને | પુત્રી | સુરત. |
| ,, જયાગૌરી વૈકુંઠલાલ ઉત્તમરામ | ને (પુરોહિત) | ,, | ભરૂચ |

## મરણ.

| | રોગ | ઉ. વ. | સ્થળ. |
|---|---|---|---|
| સૌ. ઇચ્છાબ્હેન પ્રાણલાલ હરીલાલ | ઘડપણ | ૮૦ | અમદાવાદ |
| ઠાકોરલાલ ચીમનલાલની બાળક પુત્રી | વરાધ | | ,, |
| અ. સૌ. રતનબ્હેન ઇશ્વરલાલ કેશવલાલ | સંઘરણી | ૪૨ | ,, |
| સૌ ધનલક્ષ્મી કૃષ્ણલાલ ચુનીલાલ | | ૩૫ | ,, |
| ચુનીલાલ નરસિંહલાલ | ઘડપણ | ૬૫ | ,, |
| ચીમનલાલ નરભેરામ ઠાકોર | ન્યુમોનિયા | ૫૫ | ,, |
| કૃષ્ણલાલ ભગવતરાય દેસાઇ | ઉરસ | ૪૨ | આમોદ |
| સૌ હરગૌરી જીવનલાલ હરરાય | ક્ષયરોગ | ૨૦ | ભરૂચ |
| જમીયેતરામ કેવળરામ | ઘડપણ | ૬૬ | ,, |
| સૌ કુલકોર નરસિંહલાલ હરદેવરામ | ક્ષયરોગ | ૫૫ | સુરત |
| અ. સૌ. વીજળી માણેકલાલ ગોકળદાસ | ઘડપણ | ૬૨ | ,, |
| છોટાલાલ માણેકલાલનો બાળક પુત્ર | શીતળા (ગાલ) | ૫ | ,, |

## ક્ષમા.

ગયા એપ્રીલ માસમા સરસ્વતી છાપખાનું કે જ્યાં આ પત્ર છપાય છે તેની જુની જગ્યા બદલવામા ઘણો વખત જવાથી આ અંક છાપવામાં ઘણોજ વિલંબ થયો છે તે બદલ [illegible] ક્ષમા માગીએ છીએ

તા. ૧૦-૫-૧૯૧૭. પ્રકાશક.

# સ્વદેશ વ્રત.

સ્વ. દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ, એમ. એ. એલ.એલ બી:

ગૃહસ્થો હિંદુસ્તાનમાંથી દર વર્ષે સાઠ કરોડ રૂપિયા.... ખેંચાઇ જાય છે. આવી સ્થિતિમાં શું કોઇ દેશ નિર્ધન થયા વગર રહી શકે? ગૃહસ્થો, દુકાળ વખતે આપણા પચીસ લાખ ગુજરાતી બંધુઓ ગુજરી ગયા છે. એ સ્થિતિમાંથી બચવું હોય તો દેશી માલને તમારે ઉત્તેજન આપવું જોઇએ. ત્હમે એક રૂપિયાનો દેશી માલ ખરીદતાં ત્હમારા ગરીબ ભાઇના મ્હોમાં એક દિવસના રોટલા મુકો છો; અને ત્હેવુંજ આખો હિન્દુસ્થાન કરે, તો આપણે શું ન કરી શકીએ? એક જુવાન વિધવા સ્ત્રીના મનમાં એવું અભિમાન હતું કે મ્હારો છોકરો કમાશે ત્યારે ત્હેની કમાણીના પૈસાથી ખરીદિ નવો સાલ્લો પહેરીશ. ત્હેવું જ ત્હમારે પણ અભિમાન રાખવું જોઇએ, કે અમારી મીલો માલ કહાડશે ત્યારેજ અમે તે પ્હેરીશું. અને ત્યાં સુધી થીગડા દઇને ચલાવીશું. ગૃહસ્થો, બંગાળીઓ મશ્કરી કરતા નથી અને અહિં પણ મશ્કરી નહિં થાય, એવી મ્હને આશા છે. ગાંડો છોકરો કે ભાઈ બ્હેન હોય, તોપણ ત્હેમને ત્હમારાં કરીને ગણો છો, ત્હેવીજ રીતે સ્વદેશી માલને ત્હમારે ગણવો જોઇએ. આપણે અહિં એક મહાભારત કામનો આરંભ કરવા ભેગા મળ્યા છીએ. આપણો દેશ ખાડામાં પડેલો છે, ત્હેમાંથી બહાર કહાડવાનું કામ તમો યુવાન ઉપર છે. તેમ નહીં કરો તો દેશનું નશીબજ વાંકું છે, એમ સમજવું જોઇએ. દેશને દગો દેવો, એ માબાપને દગો દેવા બરાબર છે: અને મ્હને આશા છે કે ત્હમે દેશને દગો દેશો નહિ. આ એક 'મરવું કે જીવવું?' એવો સવાલ છે; અને ત્હેમાંનો કયો રસ્તો લેવો તે ત્હમારા પોતાના હાથમાં છે.

સુંદરી સુબોધ,
અકટોબર-૧૯૧૩.

પૃથ્વી ઉપર દૈવી અમૃત.

# સિંહનાદી ચૂર્ણ.

ભૂખ લાગતી ન હોય ખાધું પચતું ના હોય, ખાટા ઓડકાર આવતા હોય ઉનરી થતી હોય ગેસ નહીતી હોય, એ વગેરે સર્વ ઉપદ્રવોને અમારી બગડેલી પાચનક્રિયામાં સુધારો કરી દસ્ત સાફ લાવી, શરીરમાં નવું લોહી લાવવામાં સિંહનાદી ચૂર્ણ અદ્ભુત કામ કરે છે બીડી પીવાની કે તમાકુ ખાવાની ટેવ છોડવી હોય તો છોડાવી દે છે જમ્યા પછી હમેશા સોપારીને ઠેકાણે પણ ઉપયોગમાં લેવાય છે શરીરે અશક્ત ન્હાના મન્ચાને પણ ચાપાય છે સ્વાદમાં અમૃત જેવું છે. પાંચ હજાર વર્ષ પહેલાના પ્રાચીન વૈદ્યકીય ગ્રંથો ઉપરથી બનાવવામાં આવ્યું છે તેના અતિ ઉત્તમ ગુણને વર્ણન અનેક ઉમદા ગૃહસ્થો હમેશાં ઉપયોગ કરે છે આપ એનો એક વખત ઉપયોગ કરશો તો એમજ કહેશો કે ઘરગતુ ઉપયોગની અનેક વસ્તુઓમાં ખરેખર સિંહનાદી ચૂર્ણ એ પણ એક ખાસ ઉપયોગની જ વસ્તુ . નાની અમ્ના દસ આના, પોસ્ટેજ જુદુ

ધારવાડ જીલ્લાના હુઝુર ડેપ્યુટી કલેક્ટર સાહેબ મે. ર. રા. મણીલાલભાઈ ચંદુલાલ ઠાકોર લખે છે કે:-સિંહનાદી ચૂર્ણ મેં મગજના થાક ઉપર, અજીર્ણ ઉપર તથા શરીર અને મનને ઉત્તેજીત કરવા માટે વાપરી જોયું છે અને તે જગતના ... તે ચૂર્ણના જે ગુણો આપ્યા છે તે મ્હને અનુભવથી ખરા માલમ પડ્યા છે

**વૈદ્ય હરગોવિંદ હરિદત્ત ઠાકર,**

**માલેક—આર્ય ઔષધાલય સિંહનાદી ચૂર્ણ ડીપો.**

ઠે૦ માધવબાગ પાંજરાપોળ સામે પો ન ૪ મુંબઈ

# જાહેર ખબર.

—:o:—

જો તમારે તહેવારોમાં મોકલવા સુકો મેવો અથવા ઘરખર્ચને વાસ્તે મસાલો લેવો હોય તો જાઓ ઠા. દેવચંદ વાગજી એન્ડ કું૦ ની દુકાને. ત્યાં તમને મનપસંદ માલ જથાબંધ તથા છુટક કીફાયત ભાવે મળશે; તથા સુરજ છાપનું ઊંચું કેશર તથા હીંગ ઘણીજ સારી મળશે. બહારગામના ઑર્ડરોપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦ શેકમેમન સ્ટ્રીટ, જુની મારકેટના સામે.

મુંબાઇ.

———

## એલેમ્બીક કેમીકલ વર્કસ કંપની લીમીટેડની કેટલીક ખાસ પેટન્ટ દવાઓ.

### વેજીટેબલ ટૉનીક સીરપ.

દેશી વનસ્પતીમાંથી બનાવેલી આ દવા જઠરાગ્નિ સુધારી પાચન શક્તિ વધારે છે અને શરીરને અખુટ કૌવત આપી કુદરતી શક્તિ બક્ષે છે. ગર્ભિણી તેમજ સુવાવડી સ્ત્રીઓને આ દવા લીધાથી સુવા રોગ લાગુ થઇ શકતો નથી, અગર લાગુ થયો હોય તો મટી જાય છે.

દરેક બાટલીના રૂ. ૧-૨-૦.

### સીરપ ઑફ કમ્પાઉન્ડ ગ્લીસરોફૉસ્ફેટ્સ.

જ્ઞાનતંતુ અને મગજ માટે સર્વોત્તમ પૌષ્ટિક અને શક્તિ આપનારી અમુલ્ય દવા. જેઓને મગજનો, કે અંગબળનો ઘસારો વિશેષ જણાતો હોય તેમણે અચુક આ સીરપ વાપરવો.

મોટી બાટલી રૂ. ૧- ૬-૦.
ન્હાની બાટલી રૂ. ૦-૧૪-૦.

### હાયપોફૉસ્ફાઇટ્સ કમ્પાઉન્ડ સીરપ.

ઉત્તેજક શક્તિ આપનાર અને માંસ તથા હાડકાંનું પોષણ કરનાર.

દરેક બાટલીના રૂ. ૧-૮-૦.

### ટોઇલેટની બનાવટો.

કોલનવોટર, લવન્ડરવોટર તથા બીજી એવી સર્વ બનાવટો સાથે હરિફાઇ કરી શકે છે. ફકત એકજ વખત વાપરી જોવાથી ખાત્રી થશે કે અમારી આ બનાવટો ઉત્તમ છે.

| | | |
|---|---|---|
| કોલનવોટર | મોટી બાટલી | રૂ. ૧- ૮-૦ |
| ,, | ન્હાની બાટલી | ૦-૧૨-૦ |
| લવન્ડર વોટર | મોટી બાટલી | રૂ. ૧- ૦-૦ |
| ,, | ન્હાની બાટલી | ૦-૧૦-૦ |

મળવાનું ઠેકાણું:—પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, નં. ૨.

અગર સ્વદેશી સ્ટોર્સ અને સઘળા દવાવાળાઓને ત્યાં.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૦ મું. ] અકટોબર ૧૯૧૭. [ અંક ૪ થો.





મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં,
બસ દે, અભિલાષ હું એહ પૂરૂં,
મુજ દેહ વિષે, વળી આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં;
મુજ જીવન કેરૂં હૃદય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું.

( રમણભાઇ.)

એકવાર એક ઉપદેશક સાથે વાતચિત કરતાં એક મનુષ્યે જણાવ્યું કે "મહારાજ, હું ભલે ગમે તેવો હોઈશ, પણ કદિયે ધર્મમાં હું ચુક્યો નથી." આ સાંભળીને પેલા મહારાજ જે આ ભાઇના અનિયમિત અને કાંઈક અંશે પાપી જીવન વિષે થોડું ઘણું જાણતા હતા, તે તો વિચારમાં જ પડી ગયા. પરંતુ તે મનુષ્યે પાછું કહેવા માંડયું. "હા, વેપારના કામમાં કદાચ સાચું બોલાયું હશે નહિ, કદાચ એકને બદલે બીજો માલ પણ જાણીજોઈને આપ્યો હશે, કદાચ ઈન્કમટેક્સ માટે ચોપડામાં પણ ગડબડ કરવી પડી હશે, વળી બીડીથી માંડીને તે દારૂ સુધી નાનાં મોટાં વ્યસનો પણ દોસ્તદાર ભાઇબંધ સાથે કર્યાં હશે; કે કોઈવાર રામજણીના હાથની પાનબીડી પણ ચાખી

હશે, છતાંએ હુ કહિયે ધર્મમા ચુકયો નથી" આ ઉપરથી તે ઉપદેશકે પ્રશ્ન કર્યો કે "ભાઇ, એક તરફથી તમે તમારા પાપોની કબુલત કરો છો, અને બીજી તરફથી કહો છો કે હું ધર્મમા ચુકયો નથી, તે વાતમા મને સમજણ પડતી નથી આ તમારો ધર્મ તે કયો છે ?"

આ સાભળી તે મનુષ્યે કહ્યુ–"કેમ મહારાજ, આપને તેમાં સમજ ન પડી ? અમે સસારી રહ્યા તે સસારના અમારા કામ તો અમારે દુનિયાદારીની રીતે કરવા જ પડે એ તો છેક ભલા માણસ હોય તેજ ના કરે. પણ તે સાથે હુ હમેશા સંધ્યા પૂજા કરતો હતો કોઈપણ વાર અબોટીયા વિના જમવા બેઠો નથી અગીયારશ ધ્યાન રાખીને કરૂ છું શ્રાવણ માસના સોમવાર કરૂ છુ વાર તહેવારે મદિરોમાં દર્શન કરવા જાઉં છુ. દરરોજ ન્હાઉં છું. ન્હાઇને ભસ્મ, યા ચાહ્લો કરૂ છું અને સ્પર્શાસ્પર્શ બરોબર પાળું છુ. કહો, મહારાજ, ધર્મ પાળું છુ કે નહિ ?"

વાચનાર ! ઉપરની હકીકત વાચી તમને કદાચ હસવું આવ્યુ હશે, પરતુ તમારી આસપાસ નજર કરશો તો તમને જણાઇ આવશે કે થોડે ઘણે અંશે બધે જ ઉપર પ્રમાણે હકીકત હશે આપણે ધર્મને આપણા નિત્ય જીવનમાંથી જુદોજ રાખ્યો છે માણસ આસ્તિક છે કે નાસ્તિક છે, તે વિષેનો મત બાધની વખતે તેના નિત્ય જીવનની તપાસ–સંસાર વ્યવહારમા તે કેવું વર્તન રાખે છે, તેની તપાસ કરવામા આવતી નથી, પરંતુ ધર્મક્રિયાઓ, ટીલાટપકા, કે ધાર્મિક દાન આપ્યા હોય છે, તે ઉપરથીજ મત બાધવામા આવે છે. પરતુ વાસ્તવિક રીતે જે માણસે દુનિયામા વ્યવહાર નિમિત્તે મહા ઘોર પાપ કર્યાં હોય, તેવો માણસ પણ આ બધા આસ્તિક અને ધાર્મિક ગણાવાના કાર્યો સાથે સાથે કરી શકે છે, અને તેટલા માટે તે કાઇ ખરૂં જોતાં ધાર્મિક ગણી શકાય નહિ

ખરી વાત એ છે કે ધર્મનો અન્ય પુરૂષાર્થ સાથે–દુનિયાના બીજા વ્યવહાર સાથે શો સબધ છે, તે આપણા લોકો સમજવાનો પ્રયત્ન કરતા નથી. આપણા શાસ્ત્રકારો કહી ગયા છે કે દુનિયામા ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થ છે આ ત્રણેને જુદા પડવા દેવા જોઇયે નહિ. જુદા પડે તો અનર્થ–પાપ–થાય. આ ત્રણેની યોગ્ય ગુંથણી કરવી, વ્યવહાર માત્રમાં પરમાર્થને યોજવો, એનું નામ જ ધાર્મિક જીવન

ધર્મ, અર્થ અને કામ. ધર્મના અર્થમાં સાધારણ ધર્મ અને નીતિ તથા નીતિનું અધિષ્ઠાન, ધર્મ અને ઇશ્વરનિષ્ઠાનો સમાવેશ થાય છે. અર્થ એટલે પૈસો રળવો, સંગ્રહવો વગેરે. અને કામ એટલે સુખ ભોગવવું. આ ત્રણેની જીવનમાં જરૂર છે. પરંતુ એ ત્રણેને જુદા જુદા રાખવાના નથી. જાણે એક સીપાઇનો પહેરો પૂરો થયો, અને બીજો સીપાઇ આવ્યો એમ નહિ પરંતુ દૂધની અંદર સાકર કેસર નાખ્યાં હોય તેમ, ત્રણેને ઓતપ્રોત રાખવા જોઇયે. તેમ ન થાય તો અનર્થ ઘણો જ થઇ જાય આ વિષયમાં પ્રો. આનંદશંકર એક લેખમાં જણાવે છે કે, "અર્થના તિરસ્કારથી ધર્મ કેવું સ્વરૂપ લે છે, એનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપણા આળસુ બાવાઓના ઝુંડ છે, અને કામના ત્યાગથી વૈરાગ્યનો ભૂખર વા જીવનની વાડીને વેરાન કરી નાંખશે, તો પછી ધર્મરૂપી મીઠાં ફળ આપણે ક્યાં જોઇશું. ?......અર્થ અને કામ વિના નીતિ પણ અશક્ય છે, બિચારા દરિદ્ર માણસની નીતિ કેટલે પહોંચવાની ?"

ધર્મ અને કામ વિનાના એકલા અર્થથી નુકશાન છે. કમાઇની બાબતમાં ધર્મ કે નીતિનો વિચાર નહિ કરનારાના અસંખ્ય દાખલા છે. મોટા મોટા મીલમાલિકો, ચાંદી, રૂ કે અફીણના વ્હેપારને એકહાથ કરી, ભાવો ચડાવી દઈ, નાના વેપારીઓને તેમ જ ગરીબ વર્ગને કચરી નાખનારા કેવા કહેવાય, તે ખરેખર વિચાર કરવા જેવું છે. ધન મેળવવામાં ધર્મની સહાનુભૂતિ રાખવાની જરૂર છે, તેવી જ રીતે ધન મેળવ્યા પછી તે ભોગવવાનો વિચાર કરવાની પણ જરૂર છે. આ પ્રમાણે અર્થ અને કામ બે જોડાયલા ના હોય તો કંજુસપણું ઉત્પન્ન થાય. સુખની ઈચ્છા વિનાના સોનાના ઢગલા એના માલિકને ભારરૂપ છે. વળી સુખની ઇચ્છા ન હોય તો વૈરાગ્યવૃત્તિ વ્યાપે, અને ધન મેળવવાની ઈચ્છા જ ન થાય. અને આવી ઈચ્છા ન થાય તો વ્હેપાર ઉદ્યમ વધે નહિ. સુખની ઇચ્છા વિના જનસમાજ ધનિક થતો જ નથી.

પરંતુ આ સુખ મેળવવાની ઇચ્છા ધર્મ કે અર્થથી જુદી પાડવાની નથી. એટલે કે જે સુખભોગ ભોગવીયે તે કોઇને પીડારૂપ હોવા જોઇયે નહિ, તેમાં પાપના અંશ રહેવા જોઇયે નહિ, તથા આપણા શરીર અને આત્માને નુકસાન કરે તેવા તે થવા દેવા જોઇયે નહિ. મન અને શરીરને સાત્વિક આનંદ મળે તેવાંજ સુખનો આપણે આશ્રય લેવો જોઇયે. તે સિવાયનાં સુખ તે કોઇ મનુષ્ય કે પ્રજાને પણ પીડારૂપ થવાનાજ. એશઆરામી અને કેવળ સુખભોગી મનુષ્યોના નાશ થતા ઘણાયે જોયા હશે. મોગલ અને મરાઠાનો શરૂઆતનો

સમય તથા પાછલા ભાગ સરખાવો જ્યાં સુધી તેમનામાં-તેમના મોજશોખોમાં પણ—ધર્મનું તેજ તપતું હતું તે સમય જુઓ અને પછી છાવણીમાં અને ચાલતે યુદ્ધે પણ ગાનતાન અને ગણિકાઓમાં મોજ માણનારા એમના વંશજોનો કાળ તપાસો એટલે ખાત્રી થશે કે ધર્મ સિવાયના સુખભોગથી દેશની કેવી સ્થિતિ થઇ જાય છે

ધર્મ વિનાના સુખભોગ આ રીતે હાનિકારક છે તેમજ ધન વિનાના પણ હોય તેમાં નવાઇ નથી પણ ધન વિના સુખભોગ લાંબો વખત રહી શકતા નથી નિર્ધન માણસ તે ક્યાં સુધી મોજમઝા ભોગવવાનો હતો ? દેવું કરે તો પણ ક્યાં સુધી કામ ચાલે ? વારંવાર ધીરે પણ કોણ ? આપણો દેશ નિર્ધન છે છતાંયે આપણા લોક આરંભી નહિ હોવાથી નિર્ધનતા પણ ઘણે ભાગે સહ્ય થઇ ગઇ છે તો પણ આ પ્રસંગે એક વાત ધ્યાનમાં રાખવાની છે જે કે આપણો દેશ ઘણો જ ગરીબ છે અને આપણા લોકની સામાન્ય જરૂરિયાતો ઘણી જ ઓછી છે, તો પણ જૂના સુખના વખતના કેટલાએક ખર્ચાળ રિવાજો, જડ ઘાલીને પેસી ગયા છે તેમનો આપણે ત્યાગ કરવો જોઇએ વિવિધ જ્ઞાતિઓમાં વરાવાજન-મરણ-પરણ પ્રસંગે ઘણું જ ખર્ચ ફક્ત રિવાજની ખાતર જ કરવામાં આવે છે આ ધન, કુટુંબ જ્ઞાતિ કે દેશના હિતની ખાતર જ વપરાવું જોઇયે તેને બદલે નકામું વેડફાઇ જાય છે ઉત્સવના પ્રસંગો લૂખા કરી નાખવાનું અમારૂં કહેવું નથી પરંતુ જે ઉત્સવ આખા જન્મારાની કમાઇ એક દિવસમાં હરી જાય, તે ઉત્સવ જ નથી ગરીબ લોકો આ પ્રકારે ફરજીઆત ગજા ઉપરાંત ખર્ચ કરે તો પછી દ્રવ્ય પેદા કરવામાં ધર્મ કે નીતિ તેઓ સાચવી શકે નહિ જ

ધર્મ અર્થ અને કામની ગુંથણી મનુષ્ય જીવનમાં કેવી હોવી જોઇયે તે આપણે વિચાર્યું પરંતુ આ વિષયોમાં પણ ફક્ત શુષ્ક વિચારે જ કરીને બેસી રહેવાનું નથી પરંતુ દરેક દરેક સ્ત્રી પુરૂષે, પોતાના સઘળા આચરણોમાં ધર્મ, નીતિનો વિચાર કરવો જોઇયે અને આને વિચારેલા સિદ્ધાંતો પોતાના કર્મમાં ઉતારવા જોઇયે શાણા કહેવાતા, દુનિયાદારીના અનુભવવાળા માણસો, ઘણાયે મનુષ્યો વારંવાર કહેશે કે એવું દહોડ ડહાપણ જગતમાં ચાલે નહિ આ બધા વિચારો તો 'પોથીમાંના રીંગણા' જેવા કહેવાય એ તો બધા નિવૃત્તિ લેવી હોય તેમને જ પાલવે આવું આવું પણ તેઓ કહેશે પરંતુ આવા

મનુષ્યોએ જ દુનિયામાં પ્રપંચ વધાર્યો છે. તેમનું કહેવું સાંભળશો નહિ. જે સત્ય છે, સદ્ગુણ છે, ધર્મ છે, તે દરેક કાર્યમાં, દરેક સમયે, અને ગમે તેની બાબતમાં, એકનાએક છે, અને સર્વ અવસ્થામાં તેનો સરખી રીતે વિચાર કરવો ઘટે છે.

નાની નાની બાબતોમાં પણ સત્ય માર્ગને મૂકવો નહિ, મંદિરમાં બેસી માળાઓનો જપ કરનાર, કુશકી ફેરમું આપતી વખતે ગરીબ ભરવાડણને છેતરવા પ્રયત્ન કરે છે. ગામડીયા પાસે શાક લેતી વખતે, ન્યાયખાતાના અમલદારોના ઘરમાંથી જ ખોટાં કાટલાં આપવામાં આવે છે જગતમાં દયાળુ ગણાતી વૃદ્ધ ધર્માત્મા સાસુ પોતાની વહુને પીડવામાં, પજવવામાં કે સતાવવામાં બાકી રાખતી નથી. સરળ અને નિર્દોષ દેખાતી ઘણીયે વહુઓ, સાસુના ઘરમાં સટાકડા વેડા કરે છે, અને ચાડી ચુગલીઓ તથા ખોટી નિંદામાં પણ ભાગ લે છે, ટીલા ટપકા કરીને ફરનારા, વેદાંતનાં ભાષણો આપનારા, કાંઇક રાંડીરાંડની થાપણો ઓળવે છે. કેટલાએ ગૃહસ્થ થઇને ફરનારા વગર ટીકીટે મુસાફરી કરવામાં મોટાઇ સમજે છે.

આ સર્વેનું વર્તન અતિ દોષપાત્ર ગણી શકાય. આપણે આપણા વર્તનમાં આ પ્રકારના દોષ આવી જાય નહિ તે ખાસ તપાસવું જોઇયે. ઘરની અંદરની દરેક બાબતમાં સત્ય સાચવીને વર્તવું કદાચ આપણો દોષ હોય તોપણ હિંમત રાખીને સાચું જ કહી દેવું. કોઇનોએ ખોટો ડર રાખવો નહિ. નોકર ચાકરો સાથે પણ દયાથી કામ લેવું, અને કોઇના ઉપર જુલમ કરવો નહિ.

નાત જાતની અંદર પણ કેટલીએક વખત ખોટા રિવાજો પેઠેલા હોય છે, તેને ધિક્કારવા છતાં પણ પોતાને ઘેરથી કાઢવાનો પ્રયત્ન કોઇક જ કરે છે. વરવિક્રય કે કન્યાવિક્રય જેવા હાનિકારક રિવાજો હોય તો તે કાઢવા જોઇયે. એવા રિવાજોમાં મદદરૂપ થવું તે ધાર્મિક જીવનને બંધબેસતું કહેવાય નહિ. વળી કોઇવાર કોઇક બીજાને ઘેરથી રોવા કુટવા જેવા દુષ્ટ રિવાજ બંધ કરવામાં આવે છે, ત્યારે ઘણા લોકો તેની નિંદા કરવા મંડી જાય છે. અલબત્ત કોઇ ખોટું કામ કરતું હોય તો તે વખોડી કઢાડવું, પરંતુ ખરાબ રિવાજ કઢાડવાની હિંમત કરે તેને કોઈ અંગત કારણોસર કે ફક્ત રિવાજ ખાતર જ વખોડવું તે તો પાપ જ ગણાય.

ધંધાની પસંદગી કરવી હોય તો તેમાં પણ જેમા પાપના પ્રસંગો ઓછા આવે તેવા ધંધાને વધુ પસંદગી આપવી જોઇયે. અલબત્ત જ્યાં જ્યાં પાપના પ્રસંગો આવે ત્યાં ત્યાં તો હિંમત અને નિશ્ચયથી તેના સામું થવું જ જોઇએ

અંતમા દરેક જણે પોતાના ધર્મનો, પોતાની ફરજનો, તેમ જ નીતિનો સતત વિચાર કરી તેમને અનુસરતું પોતાનું સઘળું વર્તન રાખવું જોઈએ

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---

## न्यातना बधारणनी जरुरीआत.

દરેક રાજ્યને અને સંસ્થાને નિયમોની જરૂર રહે છે, અને તેજ રીતી આપણી ન્યાતને પણ જરૂર રહે એ એક એવો વિચાર છે કે તેની પુષ્ટીમા ઝાઝું કહેવાનું હોય નહી

ન્યાતના વૃધ્ધો અને યુવાનોને એવું કહેતા ઘણા પ્રસંગે સાંભળ્યા છે કે તમે પરિષદ્-કોન્ફરન્સ ભરીને અને ઠરાવો કરીને શું કરવાના છો ? તમારાથી કાઇ થઇ શકશે નહિ આ તેમનુ કહેવુ એકંદર વસ્તુત: ખોટું નથી. કેમકે જે કાઇ કરવાનું પ્રાપ્ત છે તેનો આખી ન્યાતના સમૂહ સાથે સબંધ રાખે છે.

જુનાગઢ ખાતે મળેલી પરિષદ્‌માં ખુદ પરિષદ્‌ને માટે પણ નિયમોની જરૂર જણાઇ આવી હતી પરંતુ જ્યા સુધી ન્યાતનું બંધારણ ચોક્કસ નથી ત્યાં સુધી પરિષદ્‌નુ બંધારણ નક્કી થવું દુર્ઘટ છે.

ન્યાતના ઘણા પુરૂષો તથા સ્ત્રીઓ એમ ફરીયાદ કરે છે કે ઠરાવ કર્યા બાદ તુટે તે સામે તમો શું કરી શકો તેમ છો ?

આ પ્રશ્ન ઘણો ગંભીર છે ન્યાતની ઘણી વ્યક્તિઓ જ્ઞાતિ સબાંધી સંબંધે સમુળગી બેદરકાર છે એમ તો કહી શકાતુ નથી. પણ એમાં એક ભેદ તે એ છે કે જ્યારે તકરારી સવાલ સર્વાંશે જુલમ સરખો હોય છે ત્યારે તો બધા એકમત થઇ જઇ નિકાલ લાવે છે, જ્યારે બાકીની બાબતમાં બેદર-

કાર રહે છે અને તેનાં કારણો પણ અનેક છે. જેવાં કે (૧) ન્યાતના મેળાવડામાં વખત નકામો ઘણો વહી જાય છે. (૨) ઉમંગથી પંચના ગૃહસ્થો તરફથી ભાગ લેવામાં આવતો નથી. (૩) થોડી ઘણી હાજરી જે પંચમાં રહે તે ખાતે ઉભા થએલા સવાલથી એક અથવા બીજા પક્ષનું મન દુભવવું. (૪) જસ્થાના બળથી રખે ટુંકી ન્યાતમાં તડ પડવાની બીતી.

પૃથક્કરણ કરતાં આ સઘળા કારણોનું મૂળ ન્યાતના બંધારણની ગેરહાજરી છે એમ સહજ જણાઇ આવશે.

ન્યાતો આગળ વધે છે, અને વખતની કીંમત પણ વધે છે. આમાં બે મત નથી. તેમ જ બનતા સુધી કોઇને પણ માઠું લગાડયા સિવાય પંચે પોતાનું કામ ઉકેલવું જોઇએ છે. એક ન્હાની કલબને માટે નિયમો જોઇએ, અને ઘોડા જેવા એક જનાવરને માટે કાયદો જોઇએ તો ન્યાત તેથી વિમુખ શી રીતે હોય?

સવાલ ત્યારે એ ઉઠે છે કે તમે કહેવા શું માંગો છો? અને કેવું બંધારણ સર્વેને અનુકૂળ થશે? જમાનાને બંધબેસતું સર્વથી સારૂં બંધારણ આ બાબતમાં મ્યુનિસિપાલીટીને લગતું છે. આ બંધારણ કેટલેક અંશે વિગતો ઉપર આધાર રાખે છે. પણ વિગતની બાબતમાં હું હાલ ઝાઝું લખતો નથી. આવા બંધારણથી ન્યાતના સ્વરાજ્યનું હોડકું ઘણું સારૂં ચાલશે, અને આવી સંસ્થાની કેળવણીનો પણ સારો પ્રચાર થશે. અન્ય બાબતના મતફેર જરૂર જણાતાં દબાવી દેવાનું શિક્ષણ સારી રીતે ઠસાવી શકાશે.

દરેક સ્થાનિક પંચનો ત્રણ વર્ષ સુધી કુલ વહીવટ એકંદર પંચ કે (પરિષદ્)ના તાબામાં રહીને કરવાની સત્તા એક મધ્યસ્થ કમીટીને આપવી. આ કમીટી દરેક સ્થાનિક પંચમાંથી પાંચ પાંચ સભાસદની નિમાવી જોઇએ, અને મજકુર કમીટીની અમુક સંખ્યાની સભામાં, નિમાયલો ગૃહસ્થ હાજરી ભરે નહીં તો તેની જગ્યાએ બીજા ગૃહસ્થની નિમણુક કમીટીએ કરી લેવી. આવી દરેક કમીટી નીમતી વખતે તેનો પ્રમુખ અને સેક્રેટરી નીમવા.

ન્યાતના કુલ હિસાબની મતલબ મુકરર કરેલા નમુના મુજબના ફૉર્મથી ન્યાતના પત્રમાં પ્રસિદ્ધ કરવી. કમીટી અને પંચના કામોનો નિકાલ બહુમત મુજબ કરવો અને સાધારણ રીતે કમીટીનું દર ત્રણમાસે મલવાનું ફરજીઆત

કરવું. આપણી ન્યાતમાં પટેલાઇ કે શેઠાઇ નથી એટલે આવું બંધારણ કોઇપ્રકારે અડચણું થઇ પડે તેમ નથી જે ન્યાતમાં પટેલ કીંવા શેઠ છે તેનો કારભાર પધ્ધ્રિસને લશકરી કાયદા જેવો હોય છે પરંતુ આપણે તો કયારનાએ તેથી મુક્ત છીએ.

જો આ સુજન બંધારણ સઘળી સ્થાનિક પંચો કબુલ રાખે તો પછી પરિષદનું બંધારણ નક્કી કરવું બહુ સુતર થઇ પડશે

કદી કોઈ સ્થાનિક પંચ કીંવા ઉપર દર્શાવેલી મધ્યસ્થ કમીટી કોઇ સવાલનો ફડચો સંતોષકારક રીતે નહી કરે તો પરિષદ્ તે સવાલની ફરી તપાસ કરી શકશે. આવું થવાથી પક્ષાપક્ષીની બીની સઘળી રીતે દુર થશે.

ઉપર સુચવેલા સઘળા બંધારણનો આધાર તે છતાં ન્યાતના એકસરખા રાહ રસમ ઉપર ઘણે ભાગે રહેશે અને તે સઘળે સ્થાને એકસરખા કરવાની આવશ્યકતા ઘણી મ્હોટી છે પરિષદ્‌મા ડેલીગેટો મોકલવાનો હક ફક્ત જે પંચોએ પોતાના રાહ રસમો એકસરખા કર્યાછે તેમનો જ રહે તો સારૂં પણ આ છેલ્લી વાત તો પરિષદ્‌ના બંધારણને લગતી છે

પરિણામે સ્થાનિક પંચનું બંધારણ પહેલું થવું ઇચ્છીત છે અને જે કામ આખી પંચ બેસીને કરી શકશે નહી તે પંચની મેનેજીંગ કમીટી ઘણી સંતોષકારક રીતે મધ્યસ્થ કમીટીના તાબામા રહીને બજાવશે

આ વિષય ઘણો અગત્યનો છે અને તે સાથે કઠણ પણ છે. તેની ચર્ચા જેમ વધુ થશે તેમ તે બાબતમા વધુ અજવાળું પડશે. આ વિષય ઉપર જેટલું દુર્લક્ષ આપાશે તેટલું નુકશાન છે. પરિષદો ભરવાના બીજા અનેક લાભો છતાં જ્યાં સુધી ઉપલો વિષય ચોકકસ થશે નહી ત્યાં સુધી તેનું ખરૂ ઉપયોગીપણું જણાશે નહી.

અંબાશંકર ઉત્તમરામ મહેતા



# अजाण अने सुजाण.



જગતમાં વસતા લોકો પૈકી કોઇ સશક્ત હોય છે. કોઈ અશક્ત હોય છે. કોઇ પવિત્ર હોય છે. કોઇ અપવિત્ર હોય છે. કોઇ રાજા થાય છે. કેટલાક દરીદ્ર રહે છે. કોઇ ઉત્તમ હોય છે. કોઈ અધમ હોય છે. આમ શાથી થતું હશે તેનો ઉત્તર સ્વામી રામદાસ નીચે પ્રમાણે આપે છે:—

"આ સર્વ ગુણનીજ લીલા છે. ગુણવાન મનુષ્યો વૈભવ ભોગવે છે. અવગુણવાલાને દરીદ્રતા પ્રાપ્ત થાય છે. જે માણસ જે જાતીમાં જન્મ લેછે તેને તે જાતીનો ધંધો સાધ્ય થાય છે. લોકો તેને સારો કારીગર કહે છે. સુજાણ મનુષ્ય કાર્યં કરે છે અને અજાણ કાંઇપણ કરી શકતો નથી. સુજાણ મનુષ્ય સુખે પેટ ભરે છે અને અજાણને ભીખ માગવી પડે છે. આ વાત તો પ્રકટજ છે. જગતમાં જોવાથી પણ પ્રત્યક્ષજ દેખાય છે કે વિદ્યાહીન મનુષ્ય ભાગ્યહીન બને છે અને વિદ્વાન માણસ ભાગ્યવાન બને છે. પોતાની "વિદ્યા શીખશે નહિ તો પછી શું ભીખ માગશે?" એમ વડિલો પણ જ્યાં ત્યાં શિખામણ આપે છે. પિતા ભિખારી હોય છે. અને પુત્ર શ્રીમંત બને છે. આનું કારણ પણ તે વિદ્યામાં વિશેષ હોય છે એજ છે. મનુષ્યમાં જો વિદ્યા ન હોય, વિચાર ન હોય, ઉદ્યોગ ન હોય, કૌશલ્ય ન હોય, અને યત્ન ન હોય તો પછી તે ભાગ્યહીન જ રહેછે. જ્યાં સદગુણોનો વાસ હોય છે ત્યાં વૈભવોની ઉણપ હોતી નથી. ગુણવાન મનુષ્ય વૈભવોનો ત્યાગ કરે તો પણ વૈભવ તેની પાછળ દોડે છે. પિતા શ્રીમાન્ છતાં પુત્ર ભિખારી હોવાનું કારણ એ છે કે તે પિતાના જેવો ઉદ્યોગ કરતો નથી. વળી જેટલી વિદ્યા તેટલીજ હામ હોય છે; જેટલો ઉદ્યોગ છે તેટલીજ સંપતિ હોય છે; અને લોકો પણ માણસના ગુણ પ્રમાણેજ તેને માન આપે છે. જ્યાં વિદ્યા નથી, ત્યાં નિર્મળતા પણ ક્યાંથી હોય? એવો મનુષ્ય કદરૂપો, મેલો, ઘેલો અને રોગી જેવો જણાય છે. જગતમાં પશુપક્ષી પણ જો ગુણવાન હોય છે તો તેને મોટાલોક પાળે છે, તો પછી ગુણવાન મનુષ્યનો આદર થાય એમાં શી નવાઈ? ખરેખર ગુણવિનાના કોઇપણ પ્રાણીનું જીવવું વૃથાજ છે. પ્રાણીમાત્રમાં જો ગુણ ન હોય તો ગૌરવ

સરજમમાં વહાણ કે આગગાડીમા સહેલાઇથી તે આશ્રય લઇ શકે છે તે માટીની ભોયમા કે ઝુપડાની દિવાલોમા સ્હેલાઇથી દરો બનાવી શકે છે આ મસ્ક્રૅટસ કોળ " મસડેકુમેનસ " અથવા તો મોરીના કોળથી પોતાની લાબી પુછડી, લાબા કાન, કાળો રંગ, ન્હાના અને અણીદાર માથા અને લીસી ચામડીને લીધે જુદો પડે છે

**તપખીરીયો**

કોળની બીજી જાત "મસડેકુમેનસ" અથવા તો મોરીનો કોળ સરખા ગણીમાં મ્હોટો છે, તેનો રગ તપખારીયો, માથું જાડું અને હુકુ, કાન ન્હાના, બેરંગી પુછડી હોય છે કે જેની ઉપરનો રગ વધારે ઘેરો હોય છે અને નીચેનો જરા થોડો ઘેરો હોય છે આ કોળ હિંદુસ્થાનમા નવુજ છે તે શહેરોમા મોરીઓ અને ગટરોમા જણાય છે પણ જે ગામોમાં ગટરો નથી ત્યા જણાતો નથી. તે દરો અને મોરીઓમા અને મ્હોટે ભાગે માણસોના ઘરોથી બહાર રહે છે પણ તે ખોરાકને માટે ઘરોમા દાખલ થાય છે. તે દરેક જાતના કચરા ઉપર રહે છે ઘણો ગદો ઉદર છે અને સ્વભાવે શરમાળ અને બીકણુ છે

**ચાંચડો.**

એક ઉદરથી બીજા ઉદરને અને ઉદરથી માણસને એ રોગનો ચેપ લાગવાનો સભવ ઘણા શોધકોને લાગ્યો હતો સને ૧૮૯૪ મા ચરસીન, સને ૧૮૯૭ મા હેનકીન, નટલે અને ઓગેટાએ, સાઇમન્ડે સને ૧૮૯૮મા અને મુબઈવાળા ડૉ લીસ્ટને સને ૧૯૦૩ મા પોતાની તપાસની એવી નોધ કીધી છે કે ચાચડો કરડતી વખતે ચામડીના ડખની નજદીકમા પોતાના આતરડાના વિકારનો મળ કહાડે છે અને માણસ જ્યારે ત્યા ખજવાળે છે ત્યારે ચેપી પદાર્થ ધીરે ધીરે અદર ઘસીને પ્રવેશ કરે છે

ચાચડો જુદી જુદી જાતના છે અને તેઓ તેમના કદ, રગ, પગના પજા અને શરીરના કેટલાક ભાગ ઉપર અણીદાર વાળની હાજરીથી તેઓ બીજાથી જુદા પડે છે બાંધાના ફેર ઉપરાત પોતાના હુમલાના સાધનોની પસદગીના કારણોથી પણ તે જુદા પડે છે કોળના ચાચડો ઘણે ભાગે કોળ ઉપરજ રહે છે, પણ જ્યારે ભુખ્યા થાય છે ત્યારે માણસ અથવા જાનવરો ઉપર પણ હુમલા કરે છે તેને "પ્યુલેક્ષ ચીઓપી" કહે છે માણસના ચાચડને "પ્યુલેક્ષ ઈરીટેન્સ" કહે છે. ચાંચડ ચેપવાળા ઉદરમાથી આહાર કરીને, મુએલા ઉદરને છોડી દીધા પછી તાજા ખોરાકની શોધમા જાય છે મુએલા

ઉંદર ઉપરથી જતાં તે માણુસો સાથે સહવાસમાં આવે છે અને ભુખ્યો હોવાથી ચાંચડ માણસ ઉપર હુમલો કરે છે. હવે ચાંચડના એકલા કરડવાથી એ રોગ ઉત્પન્ન થાય છે એમ કહેવાતું નથી. જો કે એ પણ બનવા જોગ છે. ચાંચડ પ્લેગવાળા ઉંદર ઉપર રહેલો હોવાથી તેની હોજરીમાં પ્લેગના જંતુઓ હોય છે, અને જ્યાં ચાંચડ બેસે છે ત્યાં એ જંતુઓ હોય છે. એમ પણ જણાયું છે કે કાળના ચાંચડની હોજરીમાં પ્લેગથી પીડાતા ઉંદરનું લોહી જ્યારે જાય છે ત્યારે તેની સાથે પ્લેગના જંતુઓ પણ જાય છે, અને ચોક્કસ સંજોગોમાં તેમની સંખ્યા હોજરીમાં વધવા માંડે છે. જે લોકો ભોંય ઉપર ઉઘાડા પગે અને થોડા કપડા સાથે સુવે છે, તેઓ આવી જાતના હુમલાથી ચેપી વસ્તુના ભોગ સહેલાઇથી થઇ પડે છે. કોઈ પણ સાધન વિના ઉંદરના ચાંચડો ઘણે દુર સુધી એકલા જઇ શકતા નથી તે પણ તપાસ કરતાં જણાયું છે. ૨૦ કે ૩૦ વાર તેમને માટે મ્હોટામાં મ્હોટી મુસાફરી ગણાય છે. "પ્યુલેક્ષકીઓપી" માટે મુસાફરીનું સામાન્ય સાધન ઉંદર છે. પણ માણસો કેટલીક વખત તેમને પોતાના શરીર કે કપડાં ઉપર થોડે કે વધારે દૂર લઇ જાય છે. મરકીવાળાં ઘરોમાંથી આવતાં લોકોના શરીર ઉપર આ ચાંચડો હોય એ સંભવ છે, અને તેમાંના કેટલાક ચાંચડો પ્લેગના જંતુઓથી ભરેલા હોય છે. આ ઉપરથી એમ કહી શકાય કે ઉંદરના ચાંચડો માણસના શરીર ઉપર વળગીને નિરોગી જગ્યાએએ જાય છે; અને જ્યારે ત્યાં દાખલ થાય છે ત્યારે તેઓ માણસને છોડી ઉંદરોને શોધે છે. જો ઉંદરોને પ્લેગવાળા ચાંચડો કરડે તો પ્લેગ આ પ્રાણીઓમાં ફાટી નીકળે છે, અને પછીથી માણસનો પ્લેગના પંજામાં ફસવાનો વારો આવે છે. ચાંચડો પોતાની હોજરીમાં પ્લેગના જંતુઓ રાખે છે તે હેનકીનના નીચલા પ્રયોગથી સાબીત થયું છે. બે વાંદરાઓને પ્લેગવાળા લત્તામાં મૂકયા હતા. એકની આસપાસ "ટેંગલ ફુટ" નામનો માંખ પકડવાનો આપણા દેશનો ચીકાશવાળો પદાર્થ રાખવામાં આવ્યો હતો. બીજા વાંદરાનો એવી રીતે બચાવ કરવામાં આવ્યો નહતો. હવે એવું બન્યું કે પહેલા વાંદરાને મરકી લાગુ નહિ પડી પણ બીજાને મરકી લાગુ પડી. ને પહેલાની આસપાસ જે ટેંગલ ફુટનો પદાર્થ રાખવામાં આવ્યો હતો તેમાં મરકીના જંતુઓ સાથના ચાંચડ ચોંટકી બેઠેલા પકડવામાં આવ્યા એટલે પહેલા વાંદરા ઉપર ચાંચડો હુમલો લઇ જઇ શકયા નહીં. એવી જાતના ટેંગલ ફુટના જેવા પ્રયોગો ઝીણી જાળીઓથી કરતાં પણ એવું જ પરિણામ આવ્યું.

પ્લેગ કમીશને કરેલા કામ ઉપરથી જણાયું છે કે સામાન્ય રસાયણીક સાફ કરવાની દવાઓની ચાંચડા ઉપર કાંઈપણ અસર થતી નથી કાચા બળતણનું તેલ અથવા તો પેસટરીન હવે ઉંદરોથી દોષીત થએલી જગાઓ ધોવાને માટે સ્વીકારાયલી રીત તરીકે ગણાય છે. દવાથી ધોવાને માટે પેસટરીન સાથે નીચેની ચીજો જોઇએ

**દવાથી સાફ કરવાની રીત**

(૧) પેસટરીન, (૨) લાકડા અથવા તો જસતની ડોળો, (૩) બ્રશો, (૪) લાબા હાથાવાળા બ્રશો, (૫) સાવરણીઓ, (૬) પાણી છાટવાનો ઝારો

જે માણસો દવાથી ધોવાનું કામ કરતા હોય તેમણે લાંબા કોટ પહેરવા જોઇએ અને તેમનાં પગનું જોડા અથવા તો ચપલથી રક્ષણ થવુ જોઇએ. જે ઓરડો ધોવાનો હોય તેની જમીન ઉપર પહેલાં પેસ્ટરીન છાંટવું અને ત્યાર પછી સઘળો સરસામાન વીગેરે ઓરડામાથી ખસેડી નાખવો અને આમ કરતા છુટા પડેલા ચાંચડો જમીન ઉપર છાંટેલા પેસ્ટરીનમાં સપડાઈ જશે. સઘળા કપડાઓને કોથળાઓમાં ભેગા કરીને વરાળથી સાફ કરનારા સ્ટેરીલા ઇજરમા મોકલી આપવા જોઇએ. ઓરડો ખાલી કર્યાં પછી ૩ ફીટ સુધી ભીંતો ઉપર લાંબા બ્રશથી પેસટરીન લગાડીને શરૂઆત કરવી સઘળા ખુણાઓ ફાટો, ગોખો, વીગેરેમાં સંભાળથી ફરી વળો જો બ્રશ ભીંતો ઉપર આડું ફેરવવામાં આવે તો તાકીદથી ધોવાઈ શકે; ત્યાર પછી થોડુંક વધારે પેસટરીન જમીન ઉપર છાટવું અને સાવરણીથી એક સરખી રીતે તેનો ફેલાવો કરવો સામાન્ય રીતે એમ જણાશે કે પહેલા છાંટેલો જથ્થો તથા દીવાલો સાફ કરતી વખતે છાલક મારેલા જથ્થા સાથે ભોંય તળીઆને માટે તદન પુરતો પડશે છેવટે જમીન ઉપર જણાતા દરેક ઉંદરના દરમાં થોડુંક પેસટરીન રેડો આ પ્રમાણે દવાથી શુદ્ધ કરવાનું કામ ખલાસ થાય છે અને પેસ્ટરીનને ચોવીસ કલાક સુધી જામવા દેવુ ત્યાર પછી ફરી રહેવાને માટે ઓરડો તદન લાયક થાય છે.

**કપડાં**

કપડા, બીછાણું વીગેરે ચીજોમા ભરાયલા ચાંચડા મારી નાંખવાને માટે મુંબઇની પરેલ લેબોરેટરીમા પ્રયોગો કરવા ઉપરથી એમ માલમ પડ્યુ છે કે જો એ ચીજોને એક કલાક તડકામાં છુટાં અકેક પાથરવામાં આવે તો ચાંચડા મરી જાય છે. જે જગ્યા ઉપર કપડાં પાથરવાના હોય ત્યાં ઘાસ, અથવા છોડા હોવા નહી

જોઇએ, પણ તે સલંગ રેતીવાળી જમીન હોવી જોઇએ અને ત્યાં તડકો પણ પુરતો જોઇએ.

પ્લેગના ઇલાજોમાં નીચે લખેલો ઇલાજ અજમાયસ ઉપરથી ઘણો અસરકારક માલમ પડયો છે. એ ઇલાજ અજમાવવાની કોઇ પણ ડાકટરને ભલામણ કરીશું.

| | |
|---|---|
| કારબોલીક એસીડ | ટીપાં ૧૦) |
| સ્પીરીટ કેમફર | ટીપાં ૨૦) |
| પાણી ॰ | આઉંસ ૧) |

ઉપલી દવાને સાથે ભેલી દહાડો રાત મલી છ વખત પીવા દરદીને આપવી. એ દવામાં બનતાં સુધી બીજી કાંઇ પણ ભેળસાળ કે વધારો ઘટારો કરવો નહી, અને સાથે બીજી કંઇ દવા પણ બનતાં સુધી પાવી નહી. એ દરદમાં હૃદયનો ધબકારો એકાએક બંધ થઇ જવાનો સંભવ રહે છે. એ જાતના અકસ્માત અટકાવવા સારૂ એ દવામાં પુરતી જોગવાઇ કરેલી છે; પણ જો જરૂર પડે તો સ્પીરીટ કેમફરનાં ટીપાં વધારવાં. દરદીને બીલકુલ ચાલહાલ કરવા દેવો નહી. અને ખોરાક પણ પ્રવાહી દુધ, સાહ વગેરે આપવો.

**પ્લેગની ગાંઠ સાફ હથીઆરથી કાપ્યા પછી રૂઝ લાવવા માટે નીચેનું લોશન વાપરવાથી ઘણો જલદી ફાયદો થશે.**

| | | |
|---|---|---|
| એસીડ બોરીક | ગ્રેન | ૩૭૫) |
| કેલશીઅમ કલોરાઈડ | ગ્રેન | ૩૭૫) |
| પાણી | આંઉસ | ૩૫) |

ઉપલી દવા ભેલીને લીન્ટનો કટકો બોળી તે કાપેલી ગાંઠ ઉપર દહાડામાં બે ત્રણવાર બાંધવો.






(૧)

આ વખતની દિવાળીમા તો મુબઇ જવુ છે મોગીના બે કાગળો આવી ગયા કે 'ના તમે બધાએ જરૂરને જરૂર આવો' પણ તમને તો ઘરની બહાર પણ નીકળવુ ગમતુ નથી દિવાળીના ચાર સોપરમા દહાડા તમારાથી નહીં અવાય, હે ! અમારી સાથે તમને આવવુ' કડવુ ઝેર જેવુ લાગે છે, નહીં' ! સાચ્ચું બોલો ! બૈરાની સાથે નીકળતા બે પૈસા છૂટે હાથે ખર્ચવા પડે, તેની તમને શુંક આવતી હશે, પણ હું કયા તમને કહુછું કે આ લો ને તે અપાવો જાવને ના અપાવવુ હોય તો ના અપાવતા હુ તમને આ વખતે કશુએ કહેવાની નથી જે ચીંથરા છે તે પહેરીશ મ્હારે શુ ! ખરાબ દેખાશે તો તમારૂ દેખાશે

(૨)

'તમને તો અમારૂ કહેવુ ઘાસ કાપ્યા બરાબર લાગતુ હશે, નહી ! રોજ કહી કહીને થાકી, પણ તમારા મ્હોમાથી એટલુયે ના નીકળ્યુ કે, 'ત્હારે જવુ હોય તો જા. હુ નહી આવુ '

'કહેવાનુ એટલુ મન જોઇયે છે મન ! હુ તો તમારી પરીક્ષા કરતી હતી કે, તમારા મ્હોમાથી હા નીકળે છે ' પણ નીકળેજ શેની ! તમને એમ થતુ' હશે કે, સાળીને ઘેર કેમ જવાય ! પણ એમ કરીને ઓછુ' ના લાવશો મનમા તો બ્હીક એમજ હશે કે, પાછાં કોઇ દિવસ એ બધાને આપણે ત્યાં બોલાવવા પડશે, નહી ? પણ દુનિયાના વહેવારમા રહ્યા વગર ચાલે ! આપણે એમને ત્યા જઇએ, ત્યારે એ'ક દા'ડા એમને બોલાવવાયે પડે ! હુ, તમે અને શીરો એટલા આપણે ત્રણ ને મોગીના ઘરના સાત આઠની ધાડ એ બધાને આપણે ત્યા ઉતારવાની ગભરામણ થતી હશે, પણ જરાયે એમ ધાડ કરીને મારી બ્હેનને કઈ ઉતારી ના પાડશો છોકરા કોને બારણે છે ?

(૩)

'ત્હારે જવું હોય તો જા, પણું હું નથીજ આવવાનો. ઓફિસમાં બે દિવસની રજા. તેમાં ત્હારી સાથે કેવી રીતે આવું? દિવાળી એકલી મુંબઇમાંજ થતી હશે! કોણ જાણે બૈરાંઓને એકવાર ભૂત ભરાયું કે, તોબા એમનાથી. અમદાવાદમાં દિવાળી નથી! ત્હારી મોટીએ નવરી છેસ્તો!

'આપણી ટૂંકી આવકમાં આખો વખત આગગાડીનાં ભાડાં પણ કયાંથી પૂરાં પડે? મુંબઇ જઇને નકામું સો પોણોસોના ખાડામાં ઉતરવું, પૈસા કેમ આવે છે તેની તમને ખબર હોય ત્યારેને?

'હું તો હજુયે કહું છું કે તું ના જાય તો સારૂં. મુંબઇમાં જેટલા રૂપિયા તું ખરચીશ, એટલા અહીં ખરચે તો નહીં ચાલે? કોઇને ઘેર ગાંસડા પોટલાં લઈ નકામા ભારરૂપ થઇ પડવું. એ લોકોને કંઇ જવું આવવું હશે કે નહીં? આગ્રહ તો બધાંયે કરે, માટે એમ કાંઈ કોઇને ત્યાં જવાય છે?

'કીકાને સંભાળજે. કાંઇ કાચું કોરૂં ખવડાવતી નહીં. ખર્ચ કરે તેમાં હાથ રાખજે. તારી મોટી અપાવ અપાવ કરે તેટલું વ્હોરતી નહીં. પારકી અક્કલે ચાલ્યા કરતાં ત્હારી અક્કલ કામે લગાડજે.

સેવિંગ્સ બેન્કમાં બચાવેલા આ છેલ્લા રૂપિયા રહ્યા છે, તેટલામાં બધું પતાવવાનું છે.'

(૪)

હાશ, પાછળ પડી તો મુંબઈ આવવાનું થયું છે. મોટી, એ તો ના ને ના જ કહ્યાં કરતાં હતાં પણ હું કાંઇ ઝંપુ એવી છું. મેં એટલું કહ્યું, એટલું કહ્યું કે, કાયર થઇ. છેવટે એમને કહેવું પડયું કે 'જા જવું હોય તો.'

ઠીક થયું, તું આવી તો. બધાં કામને કેવી રીતે પહોંચી વળું? ગ્હારા મનથી કે, તું આવીશ તો મદદમાં તો આવીશ! એમના એ ચાર સાઈબંધો આવેલા છે, એટલે મારાથી નવરાંયે નથી પડાતું. તને બોલાવવાનું કયારનુંયે મન થતું હતું ને એમને કેટલીયે વાર મેં કહ્યું'તું. સપ્પરમા દહાડાનું આ બધુંયે બ્હાનું.

મોટી, હું તો મુંબઇ જોવા આવી છું. જોવાનું મન થતું હતું કે; કયારે એકવાર મુંબઇ જાઉં.

મુંબઇમાં જોવાનું શું બળ્યું છે, ધૂળ? આ મોટાં મસમકાનો, પૂતળાં, વિક્ટોરીઆ બાગમાં જાનવર ને દરિયો! એ બધે રખડીએ તેના કરતાં તો બે ઘડી મંદિરે જઇયે તો કાંઇક આપણું સાર્થક થાય, ત્હારા બનેવી મને રોજ કહે છે કે, તું કેમ બ્હાર આવતી નથી, બધાં બ્હાર જાયછેને? પણ ખરું કહું, મ્હને જ બ્હાર જવાનું ગમતું નથી અમદાવાદમાં આપણે કયાં બ્હાર જઇએ છીએ?

(૫)

આજે સુવાળીયો ને જગ કરવાના હતાં. લોટ બાંધી લૂવા પાડી તૈયાર કર્યાં હતા, ત્યા કીકાએ આવી ઝાપટ મારી બે હાથમાં મુઠ્ઠો ભરતેક ને લૂવા લઇ નાઠો. વેલણ લઇ હુ પાછળ દોડી, ત્યાં મોટી વચમાં પડી. રહેવા દે. રમવા દેને, એમ કહી વેલણ ઝુંટવી લઇ રસોડામા મ્હને ખેંચી ગઇ. મ્હેં કહ્યુ 'જવા દે, મોટી, કીકો કાચ લૂવા ખાશે તો રોગ મળશે. ચુકાઈ ચું'ગાઇને બાપડો ગરશે, ને ઝાડો ને મરડો થશે ત તો જૂદો'

મોટીએ મારૂ સાભળ્યું જ નહીં એણે તો કહ્યુ, એમ શાનો ખાય છે? હવે કાઇ નાનો કીકો છે? બારસો બે વરસનો સમજણો થયો'છે. એવી બ્હીક રાખ્યાં કરીએ તો પાર જ ક્યારે આવે ન્હાના છોકરા છે, રમેયે ખરાં ને ખાયે ખરા, એ તો એમ જ ચાલતુ આવ્યું છે ને ચાલે.

*   *   *   *

મોટી આગળ મ્હારૂ ચાલ્યુ નહીં, પણ સાજના કીકાને ચુક આવવા માડી, ને ઝાડે લોહી પડ્યુ મ્હને બ્હીક લાગી કે, મરડો થયો. જુલાબ આપવાનું મ્હેં નક્કી કર્યુ ત્યા મોટીએ કહ્યુ 'સપ્પરમે દહાડે છોકરાને જુલાબ કેવો?' આપવો હોય તો આટલો 'પરવ' ગયા પછીજ આપજે મરડાની આ ગોળીઓ છે તે એને ગળાવ. મરી જશે એતો. નજર ઉતાર ને જોડે એકાદ બાધા રાખ.

(૬)

અગીઆરસનુ ફરાળ, બટાકા, સૂરણ સમારવા હું બેઠી હતી ત્યાં પાછો કીકો આવ્યો. પાસે પડેલાં કેળા જોઇ તે રડવા લાગ્યો. મ્હેં એક કેળુ તો આપ્યુ, પણ એટલેથી પત્યુ નહીં મ્હારા કહ્યા ઉપરાત મોટીએ બે હાથમાં બે કેળાં આપી એને રસોડામાથી વિદાય કર્યો. મ્હેં કહ્યુ મોટી એને મરડો થયો છે, રાતના ધીકડું બારાયું'તું, ત્યાં તું આમ કેળાં આપે છે, તે છોકરો મરી જશે' પણ બ્હેને કહ્યુ એમ શાને છોકરાં મરી જાય છે. ખાયે મરતાં હશે?

કાંસા-રોગ કરીને મરે, તેના કરતાં તો ખાધે મરે તે સારાં! આંપણા મનને સંતોષ તો ખરો કે, મૂવો તો ખાધે પીધે મૂવો!

* * * *

બપોરનો ફીકો લોથપોથ થઇ પડયો હતો. શરીર તો ધીકી ગયું હતું. મ્હારે ઘેર ધર્મામિટરે ખરૂં; પણ મોટીને ઘેર એનું ઠેકાણું યે નહીં. દાકતરની દવા મંગાવવાનું કહ્યું ત્યાં મોટીએ કહ્યું 'ના, મ્હારા ઘરમાં સપ્પરમે દહાડે દાકતરની દવા નહીં આ ટાણે મંગાવીએ તો બારે મહીના મંગાવવી પડે. નાવની દવા પેલાં ભંડારીઆમાં છે તે લઇને પા. હું તો મ્હારાં છોકરાંને કદિયે દવા પાઉં નહીં. ઇશ્વરનું નામ લે. કરે છે, પણ એને મટાડે છે યે એ.

* * * *

મોટીનું કહેલું મેં સાંભળ્યું જ નહીં. ભંડારીઆમાંથી દવા કહાડી પાઇ. અને મનમાં ધ્રાસ્કો પડયો કે, ફીકાને કાંઈ થયું તો? હાય, હાય. એમનું ના માનીને અહીં આવી ત્યારે આમ થયું ને. હરી આજે બીજી બાધા રાખી છે. માતાજી બધું સારૂં કરશે.

(૭)

બારશ, તેરશ ને ચૌદશના દિવસ ગયા. ફીકાને તાવ નરમ પડયોજ નહતો. એમને મ્હેં લખ્યુંજ નહતું. કારણકે લખું તો ખાલી એમને ફીકર થાય. હું તો મોટીના ઘરની દવા પાતી હતી, પણ તાવ ઉતરતો જ નહતો.

હું ના કહું તોયે મોટી તો ફીકો જે માગે તે આપતી. સપ્પરમે દહાડે છોકરાંને કાંઇ ના કહેવાય જ નહીં. બિચારાં આ ટાણે નહીં માગે ત્યારે માગશે કયારે? ફરી ફરી ઓછાં આવાં ટાંણાં આવે છે? કોણ જાણે છે, પહોરની દિવાળી જોવા પામીશું? એ તો ખાધે પીધે દિવાળી'

મ્હારૂં મન બળતું હતું કે, કયાં મોટીને ત્યાં આવી ફસાઇ. એના કરતાં મ્હારૂં ઘર શું ખોટું હતું? ફીકાને દવાદારૂ તો થાત.

(૮)

દિવાળીની રોશની આજે જોવા જવાની હતી, આસપાસનાં ગામમાંથી ને દૂરથી મુંબઈની દિવાળી જોવા લોકો આવતાં હતાં.

ફીકો ખાઈ ખાઇને ઠન્સાઇ ગયો હતો. તાવ વધારે આવતો રાતના ઉંઘતોએ નહોતો, પણ મોટીએ દવા નાજ મંગાવવા દીધી.

દિવાળીની 'લાઇટ' જોવાનુ નક્કી કર્યું કીકાને સાથે ના લેવાની મ્હે જક કરી, પણ મોટીએ મ્હારૂં માન્યુ જ નહી એણે કહ્યુ 'એમ સાને પવન ખરાબ છે? એના કપડા પહેરાવી શાલ વિંટાવ એટલે થયુ. બિચારો એ જોયા વગર રહી જાય મે?'

અડધી રાતે 'લાઇટ' જોઇ અમે બધા પાછા આવ્યા કીકાએ બિચારાએ આંખે ઉઘાડી નહોતી ઘેર આવી મે તાવની દવા પાઇ પણ એણે તો ઉલટી ઓકી કહાડી હુ એની પાસે સુતી તો હતી, પણ આખા દિવસનો થાક ને રાતના ઉજાગરાથી ઉંઘી તે ઉંઘી જ. વચમા કીકો રડયો કે પાણિ માગ્યુ તેની મને ખબર જ પડી નહીં

(૯)

બેસતુ વર્ષ આજ સ્હવારના ભુલેશ્વરના દેહેરાઓમા, મહાલક્ષ્મી, વાલકેશ્વર ને લક્ષ્મીનારાયણના દેવળોમા દર્શન કરવા જવાનુ હતું

અત્યારે તો કીકાને સાથે મ્હે ના લેવા દીધો મોટી બબડતી ને બળતી જ રહી, પણ હુ એકની બે ના થઇ એટલે એનુ ચાલ્યુ નહીં

છેક બપોરે એક વાગે દર્શન કરીને અમે ઘેર આવ્યા, ને ત્યાર પછી ખાધુ

કીકો હાફતો હતો ને પથારીમા આંખો વીંચી પડી રહ્યો હતો મોટીના વરે ડૉકટરને બોલાવવાનું કહ્યુ પણ મોટીએ ચ્હકકો કર્યો કે 'ના, બેસતા વર્ષને દા'ડે મારા ઘરમા ડૉકટર નહીં, ને આવતી કાલે પણ નહીં, મોટી આગળ એના વરનુ ના ચાલ્યુ એટલે હુ મુગી રહી.

બપોરના દિવસના નાટકમા જવાનુ હતુ કીકાને ઘેર રાખી અમે બધા જોવા ગયા મ્હને એમ લાગતુ હતું કે હુ ના જાત તો સારૂ પણ મોટીનો આગ્રહ મ્હારાથી તોડાયો નહીં.

રાતના ઘેર આવ્યા ત્યારે કીકાને 'સાસ' થયો છે એમ નોકરડીએ કહ્યું. 'સાસ' શબ્દ સાંભળતા મ્હારા હોસકોસ ઉડી ગયા એમને તાર મૂકવાનુ કહ્યું, ત્યારે મોટીએ કહ્યુ 'સ્હવારે મૂકાવીશુ સ્હવાર સુધી વાટ જો નકામા તાર કરી બધાને બોલાવવા ને સ્હવારે મટી ગયુ તો ફજેતો કરવો એ બધાને તેડાવીને!'

મ્હેં નાજ માન્યું. કાંતો એમને તાર મૂકી બોલાવો, ને નહીંતો મને અમદાવાદ જવાદો, એમ કહ્યું. દાક્તરને બોલાવવાનું પણ મોટીએ ના કહ્યું. સ્હવારે બોલાવીશું ડૉક્તરને, એટલોજ જવાબ મળ્યો.

કીકો મરી જશે–એના ભણકારા માર્યા કર્યા. આખી રાત રડતી તેની પાસે બેસી રહી. મનમાં એક પછી અનેક બાધાઓ રાખી. પણ બાધાએ કંઇ વળે છે ?...

જેમ તેમ કરી આખી રાત કાઢી

(૧૦)

સ્હવારમાં દાક્તર આવ્યો. 'ડબલ ન્યુમોનિયા છે.' બચે તો બચે, આશા નથી. દવા પાજો અળશીના પોટીસનો શેક કરજો. માથે બરફ મૂકજો. વગેરે કહી બબડી ચાલ્યો ગયો.

ખાસકરીને મ્હેં એમને અમદાવાદથી તેડાવવાનો તાર કર્યો.

આવરદાની દોરી ટૂંકી ત્યાં કોઇ શું કરે !

છેલ્લી ઘડીએ હવે તો જંપો. ડૉક્તરની દવા શી ! પૈસા પડાવવાનો એનો ધંધો બીજું શું ! ડૉક્તરનાં ને વૈદનાં બચાવ્યાં કોઇ બચે છે ! ને બચ્યાં છે !...પરમેશ્વર જીવે તો સારૂં.' મોટી બબડી.

મને આશ્વાસન આપવાનું તો બાજુએ રહ્યું, પણ મોટીને એટલુંયે ના સુઝ્યું કે, કીકાની ચાકરીમાં મ્હારી મદદે આવે. એતો આજની રાત કહાડે એમ નથી, આમ કરવું જોઇએ ને તેમ કરવું જોઈએ એમ કહેતી ઘરના કામમાં ગુંથાઈ.

* * * *

એના બાપના આવતાં પહેલાં કીકાએ પાછલી રાતે દેહ છોડી.

(૧૧)

સ્હવારની ગાડીએ એ આવ્યા તે પહેલાંતો કીકાને બાળી ડાઘુઓ આવી ગયા હતા. એમને જોતાંજ હું ધ્રુસકે ધ્રુસકે રોઇ. મ્હારી દયામણી સ્થિતિ જોતાંજ બિચારા ગળગળા થઇ ગયા ને રડી પડયા.

* * * *

તેજ દિવસે અમે બન્ને અમદાવાદ પાછા ફર્યા. મ્હારી હઠમાં છોકો ખોયો તેનો ઘા મ્હને સાલતો હતો. એમના મનમાં શું શું થતું હશે તે તો કોણ જાણે, પણ આખો દિવસ તે દિલગીરીમાં ફર્યા કરતા હતા. એમણે મ્હને કશું પૂછ્યું પણ નહીં ને ધમકાવીયે નહીં.

હાય! મરદો આટલા ઉદાર મનના હશે તે આજેજ જાણ્યું! મ્હારા છોકાનું ખુન મારા હાથથી થયું! ખુન એટલે મારી નાંખીને-ગુંગળાવીને કે ઝેર પાઇને કરેલા ખુનની તપાસ સરકાર કરે ને ન્યાય આપે, ને તે શિક્ષા ખમ્યા પછી તેનો બોજો માથા ઉપરથી પણ ઉતરે. પણ આ તો બેદરકારી કરી પરાણે હદ ઉપરાત ખવડાવી, હાથે કરી માંદા પાડી છોકરાંઓને રીબાવી છેવટે તેનો કોઈ પણ જાતનો ઉપાય ન કરતાં મ્હારા જેવી કેટલી માઓ પોતાનાં છોકરાંઓનાં કેટલા ખૂન કરતી હશે? પરમેશ્વર એમનો ન્યાય બરોબર કરતો હશે. ત્હારા હાથમાં જ શિક્ષા કરવાની છે. સરકારના કાયદામાં તેને માટે કોઇ કલમ નથી. ત્હારી નજરે અમે ગુન્હેગાર છીએ હું મારો ગુન્હો કબુલ કરૂં છું ત્હારી બક્ષેલી વસ્તુ અમને જાળવતાં ના આવડી ને તેને ગુમાવી બેસવા માટે રડી રડી જેટલાં આંસુ પાડી થયેલું પાપ ધોઇએ તેટલું ઓછું છે......

વી.

# एक चक्रमना विचारो.

વ્યવહાર-કુશળ દુનિયાદારી "ડાહ્યા" માણસો એમ કહેતા કે મારામાં "સાદી સમજ" Common Sense જરા ઓછી છે. હું દોઢડાહ્યો છું, ચીકણો છું. એમની વાત ખોટી કેમ કહેવાય? કોઇ પણ રિવાજ હોય, ગમે તેવી ગપ હોય, તે હું એકદમ કબૂલ કરતો નહોતો, પણ વધારે પૂછપરછ કરતો હતો. એટલે એ કહે કે હું ચીકણો છું કાંઈ પણ રિવાજ હોય અને તે જરા વિચિત્ર લાગતો હોય તો તેઓ તેને આધ્યાત્મિક કે ઐતિહાસિક ગમે તે અર્થ આપીને સમઝાવવા પ્રયત્ન કરતા. પણ હું તે અર્થમાં કાંઇક દોષ જોતો. વળી કાંઇ બીજો અર્થ પણ કાઢતો, એટલે તેઓ કહે કે તું તો દોઢડાહ્યો છું. વળી કોઇ માણસ માટે તેઓ ગમે તે ગપ ઠોકે, અથવા ગપ આવી હોય તે માની લે, ત્યારે હું તે વિનાકારણ ન માનવાનો આગ્રહ કરૂં અથવા અમૂક માણસ ખરાબજ છે એમ ધારીને તેઓ આગળ વાત ચલાવે, ત્યારે હું પૂછું કે શાથી ખરાબ છે? એટલે તેઓ કહે કે તારામાં "સાદી સમઝ"જ નથી આવી મારી સ્થિતિ છે. પરિણામ એ આવ્યું કે બધે મને ચાંપલો, દોઢડાહ્યો, ચીકણો અને સાદી સમઝ વગરનો જ ગણવામાં આવ્યો, અને હું કાંઈપણ વાત કરવા જાઉં એટલે લોકો મારી મશ્કરી જ કરે. વળી સાથે સાથે મારી વાતની પણ મશ્કરી કરે, અને વાત મારા મનમાં જ રહે.

છેવટે મ્હેં કર્યો વિચાર કે આપણી વાત કોઇને કહેવીજ નહિ. આ ત્રિમાસિક છે તેમાં લખી મોકલવી છાપવી હોય તો છાપે, નહિ તો મોઢે આપણને ગાળો તો નાદે!

મારા ભેજામાં આજે એક "સાદી સમઝ" વગરનો ચક્રમ જેવો વિચાર આવ્યો છે તે લખી મોકલું છું. છપાય તો ઠીક છે.

એકવાર લગ્ન ગાળામાં વરઘોડે જતા જતા મને બહુજ વિચિત્ર વિચાર આવ્યો. મને લાગ્યું કે આ છોકરાને એનો બાપ એક છોકરી સાથે પરણાવવા



માગે છે. છોકરાના મા બાપ, તે છોકરો, કન્યાના મા બાપ એટલા એમા ખુશી છ તો નાહકના આખી નાતનાને અને વળી ગામના ઓળખીતા પાળખોતાને તે શીદને આ લોક સતાવતા હશે ? રેશમી કોરના ધોતીયા, ચાઇના સીલ્કનો કોટ, પાલીશ કરેલા ખમીસ તેનો કૉલર, આ બધું પાછુ પહેરવું પડે ના પહેરીયે તો સરખા સરખી લોકો કહે મવાલી છે અને વળી આપણી સ્રી, ધાડી પછાડી હોય એની સહીપણીયો, એને કોણી મારી આપણા સામું આગળી કરે. એટલે એ બિચારી શરમાય પણ ભાઈ! કોઇ ઘોડે ચઢીને પરણવા જાય ત્યારે આપણે આ ખર્ચ શેને માટે! કપડા શીવડાવાનુ ખર્ચ ને પાછું વૉશીંગ કપનીનું ખર્ચ. અસલ તો એમ હતુ કે રેસમી કોરના ધોતીયા પહેરવા પડે પણ તે કોરાજ પહેરવાના. ધોવડાવવાના એ નહિ ને નિખરાવવાનાયે નહિ. અંગરખો પણ બાર મહિને બે રૂપિયાની વરસુલ વાળો ધોબી ધોઇ શકતો હતો એટલુજ નહિ પણ નાળીયેર વ્હેચાતાતા એટલે આપણા તો બેટ કામળો અને વળી ઘરમા કે ગામ પરગામ ઘરડા બુઢ્ઢા સગા વહાલા હોય તેનાયે ટકા માગી લઇયે વળી ચાકર હોય કે ન હોય તો પણ એનો એક ટકો માગીયે એટલે ધોબીની વરસુલ તો એક લગન ગાળામાથી કાઢી લઇયે. હવે ટકા તો કોઇ વ્હેચતુ નથી. કોઇ બિચારો વ્હેચે છે તો બાઇબધો કહે છે કે થાલને આઈસ્ક્રીમ ખાઇ લઇયે ઠીક ભાઈ ઠીક. એક વરઘોડે આઠ આના તો ધોબીનું બીલ થાય અને વળી આઈસ્ક્રીમ શા! પણ ના કહિયે તો કહે મવાલી છે. માટે ભાઇ આપણે તો કૉન્ફરન્સમા ઠરાવ લાવીશુ કે વરઘોડાનો રિવાજ બધ કરવો. હે વાચનાર ભાઇયો! જરૂર તમારો વોટ મને આપજો

અરે ભાઈ! આટલુ દુ ખ જાણે ઓછુ હોય તેમ એક લગન ગાળામા મારાજ છોકરાનું લગ્ન આવ્યું. આ તો જબરી પીડા થઇ ગઇ અત્યાર સુધી તો આપણે મીરાબાઇના કાળા કામળા જેવી, કાળી બેંગલોર ટોપી પહેરતા હતા પણ હવે તો એકદમ ઝગઝગાટ તોરા વાળી રેલ્વેના ડેંજર સીગ્નલ જેવી લાલચોળ પાઘડી અને તે પણ ખાસ અમદાવાદી ઘાટની ગોળ મટોળ બધાવીને પહેરવી પડી. અરેરે આ દુઃખજ કોને કહુ ? આપણે તો કાંઇ જાણતાજ નહોતા ઘરમાં ડોસી હતા અને ઘરવાળા હતાં એ બેયેજ બારોબાર તૈયાર કરાવી મંગાવી હતી ડોસાના વખતનો જુનો ગુમાસ્તો આવતો એટલે એની મારફતેજ આ બધું થતુ.

વળી પછી એટલામાં એક મેલા પંચીયાવાળો, ઉઘાડા કાળા શરીરવાળો, ગળામાં મોટી રૂદ્રાક્ષની માળા ધારણ કરેલો બગલમાં કાંઇ મેલું ઘેલું પોટકું મારેલો બ્રહ્મદેવ આવી પહોંચ્યો. અને ધાંટાધાંટ કરી કહે "ભાઇ નાહિ લ્યો મારે ઉતાવળ છે." ઠીક આપણે તો ન્હાયો. એક કોરૂં, કડકડતું, કસબી, છ વાર લાંબુ, પીતાંબર પહેરવા આપ્યું. કહે ભાઇ છાંટો નાંખો. હું કાંઈ પૂછવા ગયો તો કહે ઉતાવળ છે. આપણે તો એણે કહ્યું તેમ કર્યું. પોણોસો રૂપિયાના પિતાંબરની ગરદન મારીને આઠેક આના ધોવડામણીના ઉભા કર્યા. એના ગયા પછી મ્હારાં વૈષ્ણવ ઠેરાણીયે કહ્યું કે એ તો ગણેશ સ્થાપના કરી. સાંઝે માતાજી બેસશે. ઓ પ્રભુ! આ શું! હું તો સમાજીસ્ટ હતો. એકેશ્વરવાદી અને મૂર્તિની વિરૂદ્ધ હતો અને આ શંકરના દિકરા ગણેશની સ્થાપના મારે હાથે મ્હેં કરી! મારો સિધ્ધાંત ક્યાં જળવાયો? મહાદેવજીયે મિજાસમાં પોતાના છોકરાનું માથું કાપી હાથીનું માથું બેસાડ્યું, ને પછી પાર્વતિજીનો શોક સમાવવાને દિકરાનું માહાત્મ વધારીને ઠરાવ્યું કે દરેક ટાણે પહેલી સ્થાપના એની કરવી. શું એ ઠરાવ મને બંધનકારક છે? કઇ કૉંગ્રેસમાં એ પસાર થયો છે. કે કઇ ધારાસભાયે તેને કાયદો બનાવ્યો છે? મારૂં મન ખીન્ન થઇ ગયું છે અત્યારે વધારે નહિ લખું. હવે આવતા ત્રિમાસિકમાં વાત.

દોઢડાહ્યો.





## માતા અને પુત્રી.

"કેમ બ્હેન, આ શું કરવા માંડયું? પરવાર્યા?" એક મધ્યમ વયની એક બાઇએ બીજી તેટલી જ ઉમ્મરની સ્ત્રીને તેના ઘરમાં પેસતાં સવાલ કર્યો?

"હા, છોકરા નિશાળે ગયાં છે, અને બધું કામ પરવારી એટલે કહ્યું કે ચાલો જરા વાંચું. વિલાયતમાં માઓ છોકરીઓની સંભાળ કેવી રીતે રાખે છે, તે સંબધમાં આ પુસ્તકમા બહુ સારૂં લખાણ છે, તે વાંચતાં વાંચતાં આપણી માતાઓ સબધી વિચાર કરતી હતી બ્હેન, હિંચકે બેસને"

"અરેરે આપણા લોકોમાં તો સ્થિતિ બહુ ખરાબ આવી છે આપણે બધા સ્વભાવે બહુ બેદરકાર છીયે, અને કાળ બદલાતો ચાલ્યો રીતરિવાજ ફરવા માંડયા તેથી હવેની છોકરીઓ માટે ગામગપાટા પણ બહુ ચાલે છે. હમણા હમણા ચાર પાચ કુંવારીઓનું સાંભળ્યું. હવે તો ત્રાસ છૂટે છે. કોઇને વહેલાં લગ્ન કરવા નહિ મોટી મોટી છોકરીઓને ભણાવવી, અને ભણતર વગોવવું આ તો બહુ ખોટું થાય છે"

"બ્હેન, તું એમ અકળાઈશ નહિ, અને ભણતર નકામું વગોવીશ પણ નહિ. કાળ તો કાળનું કાર્ય કરશે. જમાનો ગ્રહ્યો નહિ જ રહે માટે તે બધાંની વચ્ચેથી ક્ષેમકુશળ કેમ પાર ઉતરવું તે જોવાનું છે છોકરાં પરણવાની ના કહે છે તેનાં અનેક કારણો છે. આપણે એકલો આપણો સ્વાર્થ ન જોવો. ભણી રહીને નોકરીએ લાગ્યા પછી જ પરણવાનું હોય એટલે પચીસ વર્ષ તો થાય જ તે ઉપરાંત મોંઘવારી અને ફેશનનુ એક કારણ છે કન્યાઓના કપડાંનાં ખર્ચ વધતાં જ જાય છે, આ કારણથી કોઇ લગ્ન કરવાનું એક બે વર્ષ ઠેલે તેમાં નવાઇ નથી, માટે છોકરાઓને ગાળો દીધાં કરતાં આપણી છોકરીઓને સાદાઇ અને ત્રેવડ શીખવવાનો પ્રયત્ન કરવો જોઇયે. આ ઉપરાંત વળી છોકરીઓનાં નબળાં શરીરોથી કેટલાએક યુવકો પરણતા અચકાય છે. એક જણને મોંએ મેં એમ સાંભળ્યું હતું કે પરણીને શું કરવા? આપણે સગવડ મેળવવા લગ્ન કરીયે તેને બદલે હું તો ચારે તરફ

ધણીઓને તેમની વહુની ચાકરી કરતા જોઉં છું. તેના કરતાં હું એકલીજ શું ખોટી ? એની વાતમાં બહુ ખોટું નહોતું. હમણાની કેટલીએક છોકરીઓ તો પતિને પીડારૂપ થાય છે, માટે છોકરીઓના શરીર સુધારવાનું કામ કરીશું તો પછી લગ્ન તરફનો છોકરાઓનો અણગમો ઓછો થશે. માટે છોકરીઓને પણ પૂરતી કસરત તથા સ્વચ્છ હવા મળે તેમ કરવું જોઇયે"

"તમે કહોછો તે પણ ખરૂં તો લાગે છે. ખર્ચાળ અને માંદી વહુથી બિચારા છોકરાઓને સુખ તો ના મળે, પણ ત્યારે આ બૂમાટા ઉઠે છે તેનું શું કરવું? એવડી મોટીનૂ કાંઇ ભણવા મોકલાય ?"

"ભણવા કેમ ના મોકલાય ? ભણવા મોકલે નહિ તો આખો દિવસ ઘેર શું કર્યા કરે ? અને બધી માઓ પણ કાંઈ આખો દિવસ ઘરમાં પણ હોય છે ? અને હોય તો પણ કાંઇ છોકરીની પાછળ પાછળ ભમ્યા કરે છે ? વખત મળે તો ભણાવવામાં તો પાછું જોવુંજ નહિ. નિશાળમાં તો એમનો જીવ ઉલટો કામમાં હોય ! સોબત છોકરીઓની હોય. અને વાતો ભણવાની હોય. અલબત્ત દેખરેખ રાખવી તે માબાપનું કાર્ય છે."

"દેખરેખ શી રીતે રાખવી.? આપણને પણ કોઇ કામ ન હોય ? સાસરે મોટાં મોટાં થઈયે ત્યાં સુધી હિસાબ ના હોય. પછી પીયેર જઇયે ત્યાં વળી મા આપણું સાંભળે નહિ. ધણી વળી નોકરી ઉપર પરગામ હોય કે સવારીમાં ફરવા ગયા હોય ત્યારે આ બધી દેખરેખ કેમ રાખી શકાય ?"

"હું તો કયારની તેજ કહું છું કે આપણા લોકોએ કેટલાએક સાંસારિક રીતરિવાજ બદલવા જોઇએ. સોળ સત્તર વર્ષની છોકરીની માએ હવે સાસરા પીયર કર્યા કરવો જોઇએ નહિ. સાસરા પીયર કરવાથી માણસને માથે અમુક જોખમદારીઓ રહેતી નથી; માટે મધ્યમ વયની સઘળીજ સ્ત્રીઓએ પોતાના બાળકો સાથે એક ઘેરજ વાસ રાખવો જોઇએ. મોસાળ દસાળ વચ્ચે છોકરાં પણ રખડતા અને કોઇની ધાક વિનાના થઇ જાય છે. પુરૂષોએ આ વાતમાં હવે ખાસ લક્ષ રાખવું જોઇએ. છોકરાં મોટાં થવા માંડે એટલે તેમની સઘળી જોખમદારી પોતાને માથે ખેંચી લેવી જોઇએ. નહિ તો પછી કોઈવાર છોકરીઓના બૂમાટા સાંભળવા વખત આવે: બહુ ઘરડી મા કે સાસુના કબજામાં ચડતા વેસનું છોકરૂં રાખવું નહિ; કારણ કે તે ત્યાં ધાકમાં રહે નહિ, અને વળી આ ઉપરાંત, છોકરી દૂર બેસતી થાય તે પહેલાં માએ એને સમજણી કરવી"



"સમજણી તે શી રીતે કરવી ? એને ર્‌હોડે તે કાંઇ બધી વિસ્તારીને વાત કરાય ? અને તે-વગર નાનું છોકરૂં સમજે પણ શી રીતે ?"

"એમ નહિ. વિસ્તારીને વાત કરવી પડે અને સમજણ બધીજ પાડવી જોઇએ બાર વર્ષની છોકરીને માએ પાસે બેસાડીને બધી સમજણ ધીમે ધીમે પાડવી. નવ વર્ષની થાય ત્યારથીજ થોડી થોડી વાતો સૂચવવી અને બાર વર્ષ સુધીમા તો બધુ બહુ વિગતવાર સમજે તો સારૂં એમ કરવાથી છોકરીઓને પોતાની જોખમદારીનો ખ્યાલ આવે, અને અવળે રસ્તે જાય નહિ"

"બજુ મને તો આમાં કાઇ સુઝ પડતી નથી.-એવી વાત તે છોકરીઓ આગળ કેમ કરાય ? અને કેટલીક તો આપણને ના ખબર હોય"

"જુવો મારી સરલા નાની હતી ત્યારનીજ હું તો તેની સાથે બધી વાતો કરૂં છું છોકરીથી બહુ અતડાઇ રાખીએ તો તે પોતાનું મન કોની આગળ ખોલે ? સરલા નવ વર્ષની હતી ત્યારે એક વાર હુ એને મારી બેનની સુવાવડ હતી ત્યા લઈ ગઇ હતી, અને બચુરો-કીકો બતાવીને મેં એને કહ્યું, જો આ ભાઇ માશીને બહુજ વહાલો છે તેથીજ અત્યારસુધી તેણે તેને પોતાના પેટમાં હેમ ખેમ સરસો રાખ્યો હતો, અને પોતાના ખોરાકમાથી તેનું પોષણ કરતી હતી હવે જ્યારે બહારની હવા તાઢ તાપ ખમી શકે તેવો તે થયો છે ત્યારે તે બહાર આવ્યો છે બહાર આવ્યો ત્યારે માશીને દુઃખ થયું હતુ અને થોડી પીડા પણ થઈ હવે દુઃખ મટી ગયુ છે, અને માશી-હોંશીયાર થઇ ગઇ છે, અને ભાઇને પાસે લીધો છે હવે તેને સંભાળથી મોટો કરશે"

"પછી તમારી સરલાએ શુ કહ્યું ?"

"એ તો મારા સામું ટગર ટગર જોઇને બધુ સાંભળ્યાં કરતી હતી. પછી થોડા દિવસ પછી ફરીથી બીજા કોઇની સુવાવડ વખતે મે બધી વાત પાછી કાઢી હતી તે વખતે તેણે કેટલાએક પ્રશ્ન પૂછ્યા હતા અને પછી મારે ગળે વળગીને રડી હતી અને કહ્યુ કે તમે પણ મારૂં એટલુ બધુ જતન કરીને ઉછેરી અને જાળવી હશે ને ? આ સમય પછી અમારી વચ્ચે વાતો કરવાની છૂટ વધી ગઇ હતી. એકવાર મે એક ફુલ લઇને તેને બતાવ્યુ હતું. તેમાં કેવા સારા રંગ છે તેનો ઘાટ કેવો મઝેનો છે વગેરે બાબતો તરફ તેનું ધ્યાન ખેચ્યું હતું પછી મેં તે ફુલને ચીર્યું અને તેના જુદા જુદા વિભાગના નામ એને કહ્યાં પછી મે ફુલમાંના નરકેસરમાંથી થોડી રજ લીધી અને

તેની નાજુક આંગળીઓ ઉપર મૂકી. તે ત્યાં ઘણીજ ચળકાટ મારતી હતી. પછી તે ભૂકો મેં સૂક્ષ્મદર્શક યંત્રમાંથી તેને બતાવ્યો અને તેમાં ઝીણા ઝીણા અસંખ્ય કણ હતા તે પણ બતાવ્યા. પછી મેં પુષ્પની સ્ત્રી યોનિ તેને બતાવી. પછી તેને છેડે સ્ત્રી કેશરનું ગર્ભાશય હતું. પછી મેં તેને કહ્યું કે પવનને લીધે એક ફુલના પુરૂષ કેસરમાંથી રજકણ સ્ત્રી કેસરમાં જાય છે. અને ત્યાંથી તે ન્હાના પુષ્પોનાં ગૃહમાં પેસે છે. તે વખતે રજકણ સુકાઈ જાય છે અને ભેજનું એક ટીપું બને છે. આ ટીપું ફુલમાં કોઇક બીજી અલૌકીક ચીજ સાથે મળે છે ત્યારે તેમાંથી નવા ફુલનું બી ઉત્પન્ન થાય છે. આ સઘળું મેં તેને ધીમે ધીમે સમઝાવ્યું હતું. અને પછી હસતા હસતા કહ્યું હતું કે ગર્ભાશય અને સ્ત્રી કેશરવાળું ફુલ તે નાની સરખીમા છે. અને પુરૂષ કેશર તે ન્હાનો સરખો બાપ છે અને તેમનું બાળક તે ફુલ અથવા ફળ છે..."

"તમારાથી તે છોકરીને મોઢે સહુ આ કહેવાયું. શરમ પણ ના આવી ?"

"શરમ, એવી ખોટી શરમથીજ અનર્થ થયો છે. મધ્યમ વયની મા પોતાની પુત્રીને આ વિષે વાત ન કરે ત્યારે કહે કોણ ? છોકરી જરાક સમઝણી થાય એટલે આ બધી ગુપ્ત વિદ્યા તરફ તેની જીજ્ઞાસા તો ઉશ્કેરાય જ છે, અને તે આપણે તૃપ્ત કરીયે નહિ તો પછી ગમે તેવી બ્હેનપણીઓની પાસે ખરા ખોટા ખુલાસા મેળવે અને પોતાના કર્તવ્યનું તથા જવાબદારીઓનું ભાન તેમને આવતું નથી. અને પછી કોઈ ફસાવનાર તેમના અજ્ઞાનનો તથા બિન અનુભવનો લાભ લઇને તેમને ખોટે માર્ગે ચઢાવે તો નવાઇ નથી. મારી પુત્રી સાથે આ વાતચિત થયા પછી વળી કોઇ કાળે મને ગમે તેવા ગુપ્ત ગણાતા વિષયના પ્રશ્નો પૂછશે તો પણ હું તો ફકત એને ફુલના સંસારની વાતચિત યાદ દેવડાવીશ. અને પછી કહીશ કે ફુલના સંસારમાં જે કામ, પવન વગેરેથી આકસ્મિક થાય છે તેજ કાર્ય આપણા સંસારમાં પતિ પત્નિ જાણી બુઝીને કરે છે એટલોજ ફેર છે. વળી સંસ્કૃતિવાળા સમાજમાં એક કન્યાને એક જ પતિ હોય છે, અને તે પતિને જ પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે, અને અન્ય કોઇમાં મન પરોવતી નથી.

"ખરેખર-બ્હેન, તમે આ કામ બહુ જ સારી રીતે કર્યું છે. હું પણ મારી નિમુને આ વાતની સમઝણ પાડીશ. અને બધું કરીશ."



' મને આ સાભળી આનદ થાય છે પછી ઋતુસ્રાવ એટલે શુ ? તે વખતે કેવી સભાળ રાખવી જોઇએ તે બધી સમજણ પાડવી જોઇયે, અને પરપુરૂષનો સગ પાપમય છે, તથા સગનુ પરિણામ શુ આવે છે વગેરે પણ સમજાવવુ જોઇએ અને ત્યારે જ કન્યાઓ કુપથથી દૂર રહેશે "

' હજી મારી નિમુ તો ન્હાની છે પણ સરલા તો દૂર બેસતી હશે "

' હા, સરલા દૂર બેસે છે પ્રથમ તે દૂર બેઠી તે દિવસે જ મે કહ્યુ હતુ કે બ્હેન ! તુ બાળકી મટી કન્યાવયમા આવી હવે તારે માથે ઘણી જવાબદારીઓ વધી હવે ત્હારે ત્હારી કાયા અને મન ખરેખર સભાળવાના છે ઋતુ આવે એટલે માતા થવાની યોગ્યતા આવવા માડે છે હવે જો કોઇ દુષ્ટની ફસામણમા તુ પડે તો પરિણામે કદાચ તુ માતા થઈ જાય અને તારૂ પાપ પ્રકટ થઈ જાય માટે એવા કોઇથી લલચાવુ નહિ વિવાહિત જીદગીના દરેક સુખ યોગ્ય વખતે તમને મળશે જ તે સુખ ભોગવવા માટે, તેને લાયક થવા માટે સઘળી તૈયારીઓ કરો પતિના પવિત્ર પ્રેમને પધરાવવા માટે તમારૂં મન અને શરીર પવિત્ર રાખ્યા કરો એમ હશે તો આ સુખ તમે સારી રીતે ભોગવી શકશો આ ઉપરાત ઋતુ પ્રાપ્તિ વખતે શારીરિક સભાળ કેમ લેવી, ખોરાકખાધ કેવી રાખવી તથા ભોજન શું લેવુ તે પણ મે તેને સમજાવ્યુ હતુ "

" ઓહો બ્હેન તમારા જેવા મા હોય તો છોકરીઓ ઘણીજ સુધરે તમારી સરલા પાસે કાઇ વચાવોછો ખરા ? "

" પણ ખરૂ તો નિશાળના પાઠોજ વાચવામા એનો વખત જાય છે પણ એને એવી ટેવ પાડી છે કે બીજી કોઇ પણ ચોપડી વાચતા પહેલા મને પૂછે છે કે એ વાચવા લાયક છે કે કેમ ? હુ એને વાધા ભરેલી, ફક્ત લાગણીઓનેજ ઉશ્કેરે એવી ચોપડી સિવાય બીજી કોઇ ચોપડી વાચતા અટકાવતી નથી કેટલીએકવાર તો ખાસ સારી ચોપડી ખોળીને હુજ એને વાચવા આપુ છુ "

' તમારી માફક દરેક માતા પોતાનુ કર્તવ્ય કરે તો કેવુ સારૂ ? "

અજ્ઞાત.

——:o:——

## वस्ती पत्रक.

ગયા ત્રિમાસિકના અંકના પૃષ્ટ ૧૩૨ થી ૧૩૫ પાના સુધીમાં વસ્તીપત્રક કેવી રીતે ભરવું તે સંબંધી વિસ્તારથી સૂચનાઓ આપી છે. કેટલેક સ્થળેથી વસ્તીપત્રકના છેલ્લા કૉલમ એટલે "વાર્ષિક ઉપજ 'વગેરે' સંબંધી કહેવામાં આવે છે કે આ કૉલમની જરૂરીયાત નથી. જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધરી છે કે બગડી છે તેની માત્ર સરખામણી કરવા સારૂ જ આ કૉલમ ઘણા વિચાર પછી વસ્તીપત્રકના ફૉર્મમાં દાખલ કરવામાં આવી છે.

**વસ્તીપત્રકનાં ફૉર્મની તમામ વિગત તદ્દન ખાનગીજ રાખવામાં આવશે.**

આશા છે કે આટલા ખુલાસા પછી જ્ઞાતિ બંધુઓ વસ્તીપત્રકના ફૉર્મ સ્વયંસેવકોને ભરી આપશે અગર ભરી પાધાર્યા ત્રિમાસિક ઑફીસ ઉપર મોકલી આપશે

વડોદરા, મુંબઇ, જામનગર, થાણા, પુના, સુરત વગેરે સ્થળોથી વસ્તીપત્રકનાં ફૉર્મ ભરાઇ આવ્યાં છે. હજી વલસાડ, પારડી, ચીખલી, ભરૂચ, આમોદ, અમદાવાદ, ગોધરા, સાણંદ, વીરમગામ, સાદ્રા, પાલણપુર, જુનાગઢ વગેરે સ્થળોના વસ્તીપત્રકના ફૉર્મ ભરાઇ આવ્યાં નથી. આશા છે કે સત્વર ફૉર્મ ભરી અમોને મોકલી આપી જ્ઞાતિ બંધુઓ ઉપકૃત કરશે.

---:o:---



## चर्चापत्रो.

૧

### મુંબઇમાં જ્ઞાતિની બોર્ડીંગની આવશ્યક્તા.

**ઉંચી કેળવણી અને તે મેળવવાને સાધનોનો અભાવ.**

આધુનિક સમયમાં જ્યાં જુઓ ત્યાં પ્રાથમિક અને ઉંચી કેળવણી મેળવવા સારૂ દરેકે દરેક જ્ઞાતિ, જ્ઞાતિ સંસ્થાઓ અને મંડળો પ્રયાસ કરે છે. જુદી જુદી જ્ઞાતિઓ જેવી કેઃ-નાગર, અનાવિલ બ્રાહ્મણ,



ઉનેવાળ, ઔદીચ્ય બ્રાહ્મણ, મોઢ-કપોળ વાણીયા, ભાટીયા, લુહાણા, પાટીદાર અને કોળી બંધુઓ તરફથી ગુજરાતમાં અને મુંબઇમાં પણ જ્ઞાતિના વિદ્યાર્થીઓને પ્રાથમિક અને ઉંચી કેળવણી આપવા સારૂ બોર્ડીંગો સ્થાપવામાં આવેલાં છે

આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ સારૂ સુરત, ભરચ, વડોદરા યા અમદાવાદમાં આવાં બોર્ડીંગ હાઉસની જરૂરીઆત નથી; પરંતુ મુંબઈમાં જ્યાં છેલ્લા ચાર પાંચ વર્ષથી ૩૦ થી ૪૦ વિદ્યાર્થીઓ પ્રતિ વર્ષે ઉંચી કેળવણી જેવી કે:-લૉ-(કાયદા), મેડીકલ (વૈદક), કૉમર્સ (વેપારી), ટેકનીકલ-વિજ્ઞાન (સાયન્સ) નું જ્ઞાન સંપાદન કરવા આવે છે ત્યાં બોર્ડીંગની ખાસ આવશ્યકતા છે

મુંબઇમા અભ્યાસ કરવા આવતા વિદ્યાર્થીઓને શી શી અડચણો વેઠવી પડે છે તેનો ખ્યાલ વિદ્યાર્થીઓ સિવાય અન્યને આવવો મુશ્કેલ છે; તેથી જરા વિગતે અને રુદરહ્યુ અડચણો અને વિટંબણાઓ દર્શાવીએ છીએ.

મુંબઇમા સારી હવા-અજવાળાવાળી ઓરડીઓનું માસિક ભાડું ઓછામાં ઓછુ રૂપીઆ વીશથી પચ્ચીશ આપવુ પડે છે. વિદ્યાર્થી મુંબઇમાં ચાલીઓમાં રહેતા હોવાથી આજુબાજુના લત્તામાં પ્રચલીત પ્લેગ, મેલેરીયા, ટાઇફૉઇડ વગેરે ચેપી રોગો થવાવાર તેમને લાગુ પડે છે

જમવાને વાસ્તે એક વિદ્યાર્થીને હૉટેલ, લૉજ અથવા સારી વીશીમાં રૂા. ૧૯-૯-૦ આપવા પડે છે સૌથી સારા લૉજમા જમવા જાય છતાં ખોરાક સારો મળતો નથી સડેલું અનાજ, ઘી અને તેલ તેમજ શાક વગેરે ખાવાની વસ્તુઓ જેમ બને તેમ સસ્તી લઇ આવવી; તે પછી ગમે તેટલી ખરાબ અને નુકશાન કર્તા હોય તેની હરકત નહિ; કારણ કે જો સસ્તો માલ વાપરે તોજ વીશીવાળાઓ કમાય આથી કરીને વીશીમાં જમનારાઓને ખાંસી, હુખસ, બધકોશ વગેરે દરદોથી અવરનવર પીડાવું પડે છે. વિદ્યાર્થીઓને આવી રીતે અવરનવર રોગ લાગુ પડે તો અભ્યાસમાં ખલલ પહોંચે અને નપાસ થાય તે દેખીતું છે

ખરાબ લત્તામા રહેવાથી અથવા તો વીશીના ખરાબ ખોરાકને લીધે ઘણા વિદ્યાર્થીઓની તબીયત લથડી જાય છે અને છેવટ કંટાળીને વિદ્યાભ્યાસ છોડી દેવો પડે છે. અને સરકારી ખતામાં અથવા કોઇ ખાનગી પેઢીમાં રૂ ૨૫ થી ૩૦ના નજીવા પગારમાં જીંદગી બરબાદ કરવી પડે છે.

કૉલેજની હોસ્ટેલોમાં આપણા જ્ઞાતિના સોમાંથી નેવું ટકા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવતા નથી તેનું કારણ હોસ્ટેલોમાં વધુ સગવડ નથી.

જ્ઞાતિનું જાદુનું બોર્ડીંગ મકાન થાય ત્યાં સુધીને માટે કામચલાઉ ભાડાનું મકાન બોર્ડીંગ હાઉસ વાસ્તે રાખવું. બોર્ડીંગમાં જ્ઞાતિના વિદ્યાર્થીઓ જેઓ ( Technical Education ) હુન્નર વિષયક કેળવણી, (commerce) વેપારી કેળવણી, (Science) વિજ્ઞાન શાસ્ત્ર, અને (Medical) વૈદક કોલેજ (Arts College) કાયદા (Law College) વગેરેમાં ભણનાર વિદ્યાર્થીઓને વધુ પ્રમાણમાં દાખલ કરવા.

"ધર્મના કામમાં ઢીલ ન જોઇએ" એ સુત્ર લક્ષમાં રાખી બોર્ડીંગનું ફંડ ઉઘરાવવા દરેક સ્થળોએ ઉત્સાહપૂર્વક કામ કરવામાં આવશે એવી આશા છે.

**મુંબઈમાં ભણતા વિદ્યાર્થીઓ.**

[ **નોંધઃ**—આ ચર્ચાપત્ર ઉપર સુરત, ભરૂચ, આમોદ, વડોદરા, અમદાવાદ અને જુનાગઢના જ્ઞાતિના વિદ્યાર્થીઓ જેઓ મુંબઈમાં ભણવા રહે છે તેઓએ સહી કરી છે. આવા બૉર્ડીંગની આવશ્યકતા છે કે નહિ તે આ ચર્ચાપત્ર વાંચી વિચાર કરી અમલમાં મૂકવાનું કામ જ્ઞાતિબંધુઓનું છે. આ કામ એક વ્યક્તિનું નથી. પરંતુ સમસ્ત વડીલ વર્ગ મુંબઇના જ્ઞાતિના બૉર્ડીંગ સારૂ જુદે જુદે સ્થળે વસના જ્ઞાતિબંધુઓ પાસેથી સારી રકમ ભેગી કરવા પ્રયાસ કરે તો કામ ઘણું સરળ થઈ શકશે. **ત્રિમાસિક ઑફીસ.** ]

૨

## लग्न अने क्रिया.

માહીતીની અપેક્ષા સારૂ, થોડા અનુભવવાળાની જીજ્ઞાસા તૃપ્ત કરવા સારૂ તથા ખરી વસ્તુ સ્થિતિ કેવી છે તેની જાણ સારૂ નીચેની હકીકત જ્ઞાતિનું હિત ધરાવનાર આપના ત્રિમાસિકમાં પ્રસિદ્ધ કરવા મહેરબાની કરશો.

આપણી જ્ઞાતિમાં વિવાહ થયા પછી લગ્નની ક્રિયા પૂરી થઈ વરકન્યાને વળાવતાં સુધીમાં જે જે ક્રિયાઓ થાય છે તેમાં કઇ ક્રિયાથી કન્યાનો પતિ તરીકે હક થાય છે, અને વરનો તે કન્યાના પતિ તરીકેનો તેને હક પ્રાપ્ત થાય છે ?

વિવાહથી માંડી વરકન્યાને ઘેર વળાવતાં સુધીમાં નીચે મુજબની ક્રિયાઓ થતી સાધારણ રીતે જોવામાં આવે છે.



૧. વિવાહ થતી વખતે ગોળ રૂપીઓ મોકલવામાં આવે છે અને અનુકૂળ હોય છે તો વરને કન્યાવાળા જમવા તેડે છે અને કન્યાને વરવાળા જમવા તેડે છે

૨. વિવાહની હા કહાવ્યા પછી કોઇ કોઇ વ્યક્તિઓ તુરત સાકર ખવડાવે છે, અને રીત આપ લે કરે છે

૩ વિવાહ પ્રસંગે સાકર ખવડાવવામાં આવી નહીં હોય અને વરકન્યા વાળાઓની ઇચ્છા હોય છે તો સમરાણે સાકર ખવડાવવામાં આવે છે.

૪ પાટે બેસીને સાકર ખવડાવવી હોય છે તો તે કાર્ય થયા પછી ખોલાભેલાની ક્રિયા થાય છે આ વખતે વર ઘોડેબેસી કન્યાને ત્યાં જાય છે ત્યાં રીત અપાય છે કન્યાને વરવાળાને ત્યાથી રીત અપાય છે.

૫ પછી સાકરણુની માણુ જાય છે, આ વખતે દર્ઝીના બે હાંડા ગોર કન્યાને ત્યાં લઇ જાય છે

૬ આ ક્રિયા થયા પછી વર લગ્ની છાપવા જાય છે, આ વખતે શું ક્રિયા થાય છે તે બધા જાણે છે,

૭ પછી વરઘોડો ચઢે છે ને વર પરણવા જાય છે. આ વખતે કેટલીક ધર્મ ક્રિયા થાય છે અને પતિ પત્ની તરફથી પોતપોતાના લોકો શ્લોકો બોલી પતિ પત્ની તરીકેના ધર્મ પાળવાના કૉલકરાર હસ્તમેળાપ કરાવી જાહેર કરે છે પછી ગોરવ ખવડાવવામા આવે છે, પહેરામણી આપવામાં આવે છે અને વર કન્યાને વિદાય કરવામાં આવે છે

૮ પછી વરીમુખડી થાય છે અને તે પ્રસંગે બન્ને પક્ષનો નવજુવાન વર્ગ આનંદ, ઉમંગ અને હાસ્યવિનોદની ચેષ્ટાઓ કરે છે.

ઉપર લખેલી ક્રિયાઓ પૈકી કઇ કઇ ક્રિયા પૂરી થયા પછી પતિ પત્ની તરીકેનો આસપાસ હક ઉત્પન્ન થાય છે ? આ સવાલનો જવાબ જાણવા કોલેજમા અપાતી વિદ્યાના પ્રતાપે પસરેલા જ્ઞાનથી જાગૃત થયેલ પણ બીન અનુભવી જીજ્ઞાસુ ઇચ્છે છે

૩

## છોકરીને ધર્મથી પરાંગમુખ કરનાર છોકરો.

મારી ઉમ્મર ૧૮-૧૯ વર્ષની હશે. મારી સ્ત્રીની ઉમ્મર ૧૪-૧૪ વર્ષની હશે. હું મીશન સ્કુલમાં ઉપલા વર્ગમાં ઇંગ્રેજી શીખતો હતો. આજે મારી ઉમ્મર 'વનં'માં છે. મને યાદ છે તે પ્રમાણે ભાદરવા માસમાં સ્ત્રીઓનું ગૌત્રાટ (ગૌત્રી રાત્રી ?) નું વ્રત આવે છે. મારી ઉપલી અવસ્થામાં મારી સ્ત્રીને મારા વડીલોએ ગૌત્રાટનું વ્રત કરવાનું કહ્યું. તેની પણ સંપૂર્ણ ઇચ્છા હતી. તેમાં વડીલોની આજ્ઞા થઇ. મને એ બાબતની ખબર પડી. મેં તેને તેમ કરવાં ના કહી. શી દલીલો કરી હશે, શું કારણો બતાવ્યાં હશે, શાં લાભાલાભ જણાવ્યા હશે તેનું કંઇ આજે યાદ નથી તે બિચારી મુંઝવણમાં પડી. સ્વામીની ઇચ્છા પ્રમાણે ચાલવું કે વડીલોની આજ્ઞા પાળવી, તેનો નિકાલ તેનાથી થઇ શકે નહીં. તેનું મ્હોં ઉતરી ગયું, દેરાણી જેઠાણીથી વાત વડીલોને કાને ગઇ. તેમના તરફથી ઉપલે માર્ગે મારો ખુલાસો પુછાવાયો. આપણું મ્હોં ચડ્યું. ઉવટે મારૂં કાંઇ ચાલ્યું નહી, અંતે વડીલોની આજ્ઞાનો અમલ થયો.

આપણી બહેનો ન્હાનપણથી તે વૃદ્ધા અવસ્થા સુધી પાઠપુજા ઉપરાંત કયાં કયાં વ્રતો બે ત્રણ દાયકા ઉપર કે તે પહેલાં કરતી હતી. હાલમાં હવે શું રહ્યું છે, તેનો તથા ભાઇઓ સંધ્યા, તર્પણ, ઉપરાંત કયા કયા પાઠો જેવા કે ચંડીપાઠ વગેરે યજ્ઞો જેવા કે વૈશ્વદેવ, લઘુરૂદ્ર, મહારૂદ્ર, શતચંડી વગેરે પ્રસંગોપાત કરતા હતા, કોણે કર્યા હતા તેનો હેવાલ આપણી નાતનો કોઇ અનુભવી વયોવૃદ્ધ લેખક આપશે તો માહિતીનો એક સંગ્રહ થશે. જમાનો કેવો બદલાતો જાય છે તે જણાશે. તેની અસર શી થાય છે, તે સમજાશે. વળી હાલમાં મન ઉપર આપણો કાબુ કેમ ઘટતો ગયો છે. ને વાસના અને લાલસા તરફ કેમ વૃદ્ધિ થતી જાય છે, તે પણ દેખાઇ આવશે. અનિષ્ટ અને નિર્બળતા ખોળવાનો આ પણ એક માર્ગ શું નથી ?

ક. ખ. ગ.



## प्रासंगिक नोंध.

**બ્ર. ક્ષ. પરિષદ**

ગયા અંકમાની પ્રાસંગિક નોંધ વાંચીને નાતના ઘણા ગૃહસ્થોએ આ અંકમાં આપણી પરિષદ ભરાવવાની નક્કી તારિખો જોવાની આશા રાખી હશે. આ ભાઇઓ થોડા સમય માટે નિરાશ થશે એવો અમને ભય છે. પણ નિરાશા થોડાજ સમય સુધી રહેશે એમ અમારૂં માનવું છે. કારણ કે ભરૂચના આગેવાનો પરિષદ ભરવાની તરફેણમાં તો છેજ, પરંતુ તેમનું કહેવુ એમ છે કે પરિષદ ભરવામાંજ કર્તવ્ય સમાપ્ત થતુ નથી, પણ પરિષદમાં પસાર કરેલા ઠરાવોનો અમલ આખી નાતમા શી રીતે થાય તે પ્રશ્ન પણ સાથેસાથેજ વિચારવાનો છે આ પ્રશ્નનો વિચાર કરવાનું કામ તેઓ ઉતાવળે હાથ ધરવા માગે છે ભરૂચમાં કેલવણી પરિષદ વગેરે પરિષદો છે, તે વખતે નાતના વિચારશીલ પુરૂષો બીજા ગામોથી પણ ભરૂચ આવ્યા હશે, તેમની હાજરીનો લાભ લઇ આ પ્રશ્નનો વિચાર કરવા અને જરૂર પડે તો પરિષદનું સ્વરૂપ ફેરવવાની પણ તેમની ધારણા છે. આ ઉપરથી એટલું તો કહી શકાય કે પરિષદ સબંધી વિચારો પૂર ગંભિરાઇથી ભરૂચમાં ચાલે છે ખરા. અને જો વિચારો ચાલશે તો પરિષદ મળવાનો સંભવ રહેશે ખરો. જો પરિષદના સ્વરૂપ સબંધી વિચાર કરવાનો હોય તો ભરૂચના આગેવાનોને અમારી વિનંતી છે કે તેમણે બીજી પરિષદોમાં બીજે ગામથી લોકો આવશે એવી આશા રાખી બેસી રહેવું નહિ, પણ જુદા જુદા ગામના નાતના વિચારશીલ પુરૂષોને ખાસ આમંત્રણ મોકલી આ બાબતનો વિચાર કરવા આગ્રહપૂર્વક બોલાવવા જોઇયે. નહિ તો ઘણાંયે માણસોનો સાથ મેળવી શકાશે નહિ

**પરિષદનું સ્વરૂપ**

પરિષદના સ્વરૂપ સંબધી વિચાર થાય છે તે સારી વાત છે, પરંતુ અમારૂ એમ ધારવું છે કે તે વિચાર કરવા માટે પરિષદ બોલાવવાનું જ મૂલતવી રાખવાની જરૂર નહોતી. કારણ કે આ વિચાર ખૂદ પરિષદ મારફતેજ કરવાનુ યોગ્ય થઈ પડત. તે ઉપરાંત ઠરાવોનો અમલ કરાવી શકાય તોજ પરિષદની ઉપયોગિતા છે એમ ધારવું ભૂલભરેલું છે, અલબત્ત

ઠરાવોનો અમલ સંપથી, શાંતિથી, અને સર્વેની શુભેચ્છાઓ સહિત કરાવી શકાય તો તો સારી વાત છે. પણ કેટલાએક ઠરાવો કોઈ ન્હાના વિભાગને અનુકૂળ નહિ હોય તો બધાને એમ લાગશે કે નાતમાં કલહ થશે, અને પરિણામ એ આવશે કે તે ઠરાવજ પડતો મુકાશે. આ પ્રમાણે અમુક ઠરાવ કે તે ઉપરના ભાષણોથી નાત મત કેળવવાનો જે સંભવ હશે તે પણ દૂર થશે. પરિષદની એક મુખ્ય અસર સામાન્ય નાત મત કેળવવાની પણ છે આ બાબતમાં આપણી પરિષદને સંસાર સુધારા પરિષદ સાથે સરખાવી શકાય. સંસાર સુધારા પરિષદના ઠરાવોનો અમલ સામાન્ય પ્રજા વર્ગમાં તથા સુધારકોના મંડળોમાં પણ કરાવી શકાતો નહોતો. અને ત્રીસ વર્ષથી તે પરિષદ મળે છે તો પણ સુધારકોને માટે કોઇપણ પ્રકારની કીડ કરવામાં, અમુક બાબતો માટે સોગન લેવડાવવામાં, તેને સફળતા મળી નથી. છતાંયે કોઈ પણ એમ કહી શકશે નહિ કે તે પરિષદ નિષ્ફળ નિવડી છે, અને દેશમાં તે હિલચાલની કાંઇ શુભ અસર થઇજ નથી. તે હિલચાલની સીધી કે આડકતરી અસરથી સંસાર સુધારાની ઘણી બાબતો અત્યારે દેશમાં સર્વમાન્ય જેવી થઇ ગઇ છે. અંત્યજ વર્ગ સામેનો વિરોધ, ક્ષુદ્ર નાતોની સખ્તાઇ, પરદેશ ગમન, બાળલગ્ન, સ્ત્રીઓનો દરજ્જો, વગેરે ઘણી બાબતોમાં તેની અસર માલૂમ પડે છે. કદાચ સીધી રીતે આ હિલચાલને કેટલાએક માન નહિ આપે પણ ઉંડા ઉતરીને વિચાર કરતાં માલૂમ પડી આવશે કે તેની હિલચાલને લીધેજ આપણું વાતાવરણ બદલાતું ચાલ્યું છે. તેજ મુજબ આપણી નાતની પરિષદનું સમજવું. તેની પહેલી આડકતરી. અસરોને પણ અવગણવી જોઇયે નહિ સામાન્ય નાતમત કેળવવાનું ઘણું જ ઉપયોગી કામ તેણે કર્યું છે, અને હજી પણ ઘણી સારી રીતે કરશે તે ભૂલવું જોઇયે નહિ. કેળવણી ફંડ. ટ્રસ્ટ ફંડ અને નાતની મિલકતો બાબતમાં ધ્યાન આપવાનું કાર્ય તેને લીધે જ વેગવાન બન્યું છે, અને બનશે. પરિષદ મળી નથી તે દરમિયાન આ બાબતો તરફ જ્ઞાતિજનોની જે બેદરકારી થઈ છે તે આપણે જોઇયે છીયે. વળી આ સામાન્ય ઐકયતા કાળમાં એક જ્ઞાતિના જન પણ સાથે મળી ઐક્યને એખલાસ વધારે તે ઇચ્છવા યોગ્ય છે. હવે કાંઇ પહેલાંની માફક લગ્ન પ્રસંગે જાનો જતી નથી કે, મરણ પ્રસંગે કોણ પણ જતી નથી. એટલે જુદા જુદા ગામો વચ્ચે ઓળખાણના પ્રસંગ પણ નથી આવતા, તેનો પ્રસંગ પણ પરિષદથી મળે છે. આ રીતે અમારું

તો દઢતાથી માનવું છે કે ઠરાવોનો અમલ કરાવવાની સત્તા હોય કે ના હોય તો પણ પરિષદના લાભ ઘણા છે, અને તે ન મળવાથી આપણે ઘણું ખમવું પડે છે, દરેક ગામમાં ફક્ત એક એક બેઠક જ થઇ છે, તેટલામાં તો તે અસરકારક નથી, લાભદાયક નથી, એમ બૂમો પાડવી તે અમે જરા ઉતાવળીયું ગણીયે છીયે અને આશા રાખીયે છીએ કે આગેવાનો પરિષદ મેળવવાનો નિશ્ચય કરી તે ટુંક સમયમાં મેળવશે જ !

**નાતનું બંધારણ**

નાતના બંધારણ વિષે એક લેખ રા સા. મલજીનો આ અંકમાં પ્રસિદ્ધ થયો છે કેટલાએક વર્ષો ઉપર પ્રો. બળવંતરાય ઠાકોરે આ સંબધી હિલચાલ શરૂ કરી હતી, અને કેટલાએક ગૃહસ્થોના અભિપ્રાયો એકઠા પણ કર્યા હતા. તેમણે સઘળો પત્રવ્યવહાર ત્રિમાસિકમા તે વખતે પ્રસિદ્ધ કર્યો હતો એ તરફ અમે સર્વેનું ધ્યાન ખેંચાયે છીયે. આ વિષયનો વિચાર અત્યારે આપણા દેશમાં વ્યાપી રહેલા રાજકીય, સામાજીક અને રાષ્ટ્રીય વાતાવરણથી નિરાળો થવો જોઇયે નહિ એવું અમારૂ માનવું છે. આપણી નાત પણ હિંદનું-ગુજરાતનું-એક અંગ છે તે વાત પળમાત્ર પણ વિસરવી જોઇયે નહિ અને દેશોદયના કાર્યમાં આપણા કાર્યથી વિઘ્ન આવશે કે કેમ, તેનો દરેક વખતે સંભાળપૂર્વક વિચાર કરવો જોઇયે નાતનું બંધારણ કરવાનો વિચાર કરતી વખતે તો આ વિષય ઉપર ખાસ ધ્યાન આપવું જોઇયે છીયે. નાતની સંસ્થાના અસ્તિત્વની બાબતમાંજ—ખાસકરીને તેના હાલના સ્વરૂપની તો વિરૂદ્ધમાંજ-ઘણાજણે મત દર્શાવ્યા છે. નાતની તરફેણમા જેઓએ મત દર્શાવ્યા છે, તેઓએ વર્ણવ્યવસ્થા વખાણ કર્યા છે અને વર્ણવ્યવસ્થાના એટલે ફકત ચાર વર્ણ. હાલની ગુજરાતની બસે ઉપરાત નાતો-અને તેમાયે એકબીજા સાથે કન્યા વ્યવહાર નહિ તેવી નાતોનાં વખાણ તો હજી દષ્ટીયે પડયાં નથી આ સર્વ ધ્યાનમાં રાખીને સઘળા વિચાર થવા જોઇયે. અલબત્ત આપણી નાતમાં તો નાત એટલે લગ્ન વ્યવહારનું મંડળ એજ અર્થ થઇ ગયો છે. તે શિવાયની બીજી કાંઇ અડચણો નાત તરફથી કોઇને પણ નથી પરંતુ આ લગ્ન વ્યવહારના કુંડાળાનો વિચાર કરવાનો સમય પણ આવ્યો છે. ખાસકરીને દશા બ્ર. ક્ષત્રિય અને આપણા પુરોહિતોને માટે તો તે જીવન કે મૃત્યુ જેવો પ્રશ્ન છે. આપણે પણ તેનો વિચાર વેળાસર નહિ કરીયે તો પરિણામ વિપરિત આવશે.

આ અગત્યના સૈન્યમાં દાખલ થવા માટેનો સમય હવે પૂરો થઇ ગયો છે:

**હિંદ રક્ષક સૈન્ય.** અત્યાર સુધી નામમાં તો આપણે ક્ષત્રિય છીયે. અમે આશા રાખીયેછીયે કે આપણી નાતના યુવકો પણ સારી સંખ્યામાં આમાં જોડાયા હશે. અમારા જાણવા મુજબ વિલ્સન કોલેજના બે વિદ્યાર્થીઓ તો આમાં જોડાયા છેજ. આ બન્ને ભાઇઓને અમે અભીનંદન આપીયે છીયે. બીજા કોઈ પણ જોડાયા હોય તે પણ અભિનંદનને પાત્ર છેજ. આ પ્રસંગે શરીરસંપત્તિ સુધારવાની દરેક વિદ્યાર્થીને અમે વિનંતિ કરીયેછીયે. નાતના આગેવાનોને પણ આગ્રહ કરીયેછીયે કે નાતની શરીર સંપત્તિ તરફ તેઓ લક્ષ આપે. દરેક હાઇસ્કુલના વિદ્યાર્થીએ પોતાની સ્કુલની ક્રીકેટ વગેરે રમતોમાં ભાગ લેવો જ જોઇયે. વળી નાતની ટીમ હતી કરવા ખરચ અને અમદાવાદમાં લક્ષ અપાવું જોઇયે. સ્પૉર્ટસના મેળાવડા પણ ફરી ચાલુ થવા જોઇયે. દરેક માબાપે પોતાના પુત્ર-પુત્રી પાસે પુરતી કસરત કરાવવા તરફ, નિયમિત રીતે ખુલ્લી હવામાં ફરવા મોકલવા બાબત, તથા એ કાંઈ બની નહિ શકે તો ઘરમાં મગદળ વગેરે કરાવવા તરફ ખાસ ધ્યાન આપવા વિનંતી છે.

———:૦:———

☞ મુંબઇમાં ટપાલ વ્હેંચનારાઓએ એક પખવાડીયાથી હડતાળ પારેલી હોવાથી તા. ૨૦ મી સપ્ટેમ્બરના કાગળો તા. ૨ જી અકટોબરે મળ્યા છે. કેટલાક સ્થળોએથી જ્ઞાતિના ખબર અંતર લખી મોકલ્યા છે પરંતુ હજી અમને મળ્યા નથી. તેથી જેટલા ખબર અંતર અમે મેળવી શકયા છીએ તેટલા છાપ્યા છે. તા. ૬-૧૦-૧૯૧૭. ત્રિ. ઓ. ]

———:૦:———

## જ્ઞાતિના ખબર અંતર.

—++++∞++++—

### નિમણુકો ફેરબદલીઓ વગેરે.

—રા. ગીરધરલાલ કેશવલાલ ઠાકોરને થાણા જીલ્લાના ફૉર્થ મેડ એકાઉન્ટન્ટ નીમવામાં આવ્યા છે.

—રા. સાકરલાલ ચંદુલાલ દેસાઇ બી. એ. વાડાના મામલતદારની બદલી વસઈ થઇ છે.

—મુંબઇના કૉ-ઓપરેટીવ કવૉર્ટરલી નામના ત્રિમાસિકમાં Co-operative Pilgrimage to the Karnatac નામનો લેખ રા રા. મલજીએ લખ્યો છે.

—અક્ટોબર માસના સમાલોચકના અંકમાં રા પ્રાણલાલ કીરપારામ દેસાઇએ "દુર્ગાદાસ" નામની વાર્તા લખી છે

—ભરૂચમા ચાલુ માસમા "છેલ્લા અઠવાડિયામા" બીજી ગુજરાત કેળવણી પરિષદ" અને ભરૂચ જીલ્લા પરિષદ મળનાર છે. ઘણા જ્ઞાતિબધુંઓ તે બને પરિષદોને ફત્તેહમદ બનાવવા જુદી જુદી રીતે તન, મન અને ધનથી મદદ કરી રહ્યા છે, તેવી જ રીતે ગોધરામાં મળનારી ગુજરાત પરિષદને અને પહેલી ગુજરાત સંસાર સુધારા પરિશદને પણ ફત્તેહમદ કરવા બનતો પ્રયત્ન અન્ય જ્ઞાતિબંધુઓ કરશે એમ આશા છે.

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. નિર્મળા જયંતિલાલ ત્રિકમલાલ દેસાઇ | ને | પુત્ર | અમદાવાદ. |
| ,, પદ્માવતી ચીમનલાલ કલ્યાણરાય | ને | ,, | ,, |
| ,, રત્નગૌરી ધીરજલાલ પ્રાણસુખરામ | ને | ,, | ભરૂચ |
| ,, તનમનગૌરી રામલાલ મોતીલાલ | ને | પુત્રી | ,, |
| ,, સવિતાગૌરી નરહરીલાલ ભોગીલાલ | ને | ,, | ,, |
| ,, ચતુરલક્ષ્મી ઠાકોલાલ ચીમનલાલ | ને | પુત્ર | આમોદ. |

## મરણ.

| | રોગ | ઉમર | સ્થળ |
|---|---|---|---|
| અં. સ્વ. સુનીબ્હેન (સ્વ અનંતરાય હકુમતરાયના વિધવા) | પ્લેગ | ૫૫ | વાડાસીનોર. |
| ચંદ્રપ્રસાદ ગોવિંદલાલ નરસેરામ | ,, | ૧૬ | ,, |
| ગં. સ્વ. બીજળીબ્હેન (સ્વ કલ્યાણરાય ખુશાલરામના વિધવા) | ,, | ૫૪ | અમદાવાદ. |
| હીરાલાલ મણીલાલ | ,, | ૩૪ | ,, |
| સૌ. ચંદ્રમણી રતીલાલ લાખીયા . | સુવારોગ | ૨૯ | ,, |
| સ્વ. જમીએતરામ કેવળરામની બાળક પુત્રી | | માસ ૧૮ | ભરૂચ |
| મણીલાલ ડાહ્યાભાઈની ,, | ,, | | ,, |
| મગનલાલ દમોદરામ | વિષમજ્વર | ૫૨ | વડોદરા. |

## " જ્ઞાતિપત્ર વાર્ષિક."

છેલ્લાં બે વર્ષથી ગુજરાતના જ્ઞાતિપત્રોના અધિપતિઓ તરફથી સંયુક્ત " જ્ઞાતિપત્ર વાર્ષિક " નામનું એક પત્ર દર દિવાળીએ પ્રકટ કરવામાં આવતું હતું. બે વર્ષના અનુભવથી તેની ઉપયોગીતા માલૂમ પડી છે. પરંતુ આ સાલ કાગળની ઘણીજ મોંઘવારી હોવાથી તે પ્રસિદ્ધ કરવાનું બની શકશે નહી. કાગળ સોંઘા થતાં ફરીતે " જ્ઞાતિપત્ર વાર્ષિક " પ્રકટ કરવામાં આવશે.

લી૦

મુંબઈ, તા. ૨૩-૮-૧૭

કેશવપ્રસાદ છોટાલાલ,
કનૈયાલાલ માણેકલાલ મુનશી,
સહમંત્રીઓ
જ્ઞાતિપત્ર વાર્ષિક કમિટી.

---

### બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક મંડળ.

પ્રમુખઃ—રા. મણીલાલ અંબાલાલ ઠાકોર બી. એ.
સભ્યોઃ—રા. વૈકુંઠરાય શ્રીપતરાય ઠાકોર બી. એ.
રા. કાન્તિલાલ બોરીલાલ દેસાઈ.
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ બી એ., એલએલ. બી., તંત્રી.
સૂચનાઃ—ત્રિમાસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર
પ્રકાશક—"બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, ગાયવાડી, ગીરગામ-મુંબઈ" ને સરનામે કરવો.

---

"જ્યાં સુધી માતારૂપ વિરાંગનાઓ મળી નથી ત્યાં સુધી વીર પુત્રોની પ્રજા બની શકે એમજ નથી. સ્ત્રીએ કંઈ ઉતરતી પંક્તિના પુરૂષ જેવાં થઈ સંતોષ માનવાનો નથી, પરંતુ જ્યારે એનું કાર્ય ક્ષેત્ર જૂદું છે ત્યારે તો તેણે ઉત્તમ પંક્તિની સ્ત્રીજ થવું જોઈએ.-જ્યારે હિંદની પુત્રીઓ તેમના પુત્રોને પ્રોત્સાહિત કરતી થશે, ત્યારેજ જેમ પૂર્વકાળમાં હતું અને—જેમ હોવું જ જોઈએ તેમ—હિંદમાં મહાત્મા, વીર પુત્રો, તત્વજ્ઞાનીઓ-અને શુરાઓની પ્રજા બનશે.

શ્રીમતી એનીબેસંટ.

---

"પ્રગતિ ઉત્પન્ન કરનારા તમે વર્ષો પણ અમે છીએ, અને પ્રગતિના અનેક માર્ગમાં અમારા પ્રોત્સાહક સહચાર વિના, તમારી પરિષદો અને તમારી રાષ્ટ્રીય સભાઓ નિરર્થક છે. **તમારી સ્ત્રીઓને કેળવો એટલે પ્રજા પોતાની સંભાળ પોતેજ લેશે.** ગઈ કાલ, આજ, એટલુંજ નહિ—પણ મનુજ જીવનના અંત સુધી એ વાત સત્ય છે કે—**જે હાથ પારણું હિંચોળે છે તેજ હાથમાં જગત ઉપર સામ્રાજ્ય ભોગવવાની સત્તા છે.**"

શ્રીમતી સરોજીની નૈડુ.

---

## આપણો ઉદ્ધાર ક્યારે સંભવે છે ?

જેમ શંકર ને ઉમા, રામ ને સીતા, નળ ને દમયંતી, હતાં તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ટિમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણાશક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાન્તિ દેતી થશે ત્યારેજ—પણ તે પહેલાં નહિ—આપણો ઉદ્ધાર સંભવે છે.

મોહનલાલ કરમચંદ ગાંધી.

# બુદ્ધિપ્રકાશ-ત્રૈમાસિક

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached

જાગો, ઉઠો, વિરમો નહિ, સાધ્યો ન આશય જ્યાં સુધી — ઉપનિષદ્

વર્ષ ૧૧ મું.] જાન્યુઆરી ૧૯૧૮ [અંક ૧ લો.

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂ. ૨-૪-૦

તંત્રી—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ. એલએલ. બી.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર,

ગામવાડી, ગિરગામ મુંબઈ નં. ૪





પ્રીન્ટર—શા. મગનલાલ જગજીવનદાસ [ ૩×૭૪

પ્રેસનું નામ—શ્રી 'સરસ્વતિ' છાપખાનું, ૩૫૬, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.

પ્રકાશક—જીવનલાલ માધવલાલ ઠાકોર

પ્રકટ કરવાનું ઠેકાણું—ગામવાડી, ગીરગામ—મુંબઇ નં. ૪.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૧૧ મું.]　　જાનેવારી ૧૯૧૮.　　[ અંક ૧ લો.

## हिन्द माताने.

નમન નમન પ્રિયમાત અમ્હારી, નમન નમન પ્રિયમાત,
અમ અન્તરની દેવલડી હો, નમન ત્હને દીનરાત,
માવડી નમન ત્હને દીનરાત.—નમન૦

અજબ વિરલા વીરની જનની, ભવ્ય દીધા સન્દેશ,
અન્ધારેથી વિશ્વ ઉગાર્યું, પલટ્યું નવલે વેપ,
માવડી નમન ત્હને દીનરાત.—નમન૦

દિવ્ય સ્નેહના નિર્મલ ઝરણાં, અમ હૈયે રેલાય,
પ્રેમહલક ભક્તિની જાગી, ત્હારે ચરણે જાય,
માવડી નમન ત્હને દીનરાત.—નમન૦

તુજ સૌખ્યે અમ હિત સમાયાં, તુજ જ્યોતિ અમતેજ,
માવડી ત્હારે પૂણ્ય આંગણે, ભરમ થયા સૌ ભેદ,
માવડી નમન ત્હને દીનરાત.—નમન૦

અગણિત ત્હારા બાળ અમે પણ; એકજ છે લલકાર,
જગત મહિં વીરરંગ જગવશું, કેરશું તુજ જયકાર,
માવડી નમન ત્હને દીનરાત.—નમન૦

વસન્ત વિનોદી.

———:૦:———

# त्रिमासिकनुं वार्षिक अवलोकन.

તા ૧લી જાન્યુઆરી ૧૯૧૪ના શુભ દિવસે બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકની બદલી અમદાવાદથી મુબઇ કરવામા આવી આજે આ હકીકત બન્યાને ચાર વર્ષ થયા છે આ ચાર વર્ષની કારકીર્દી વિષે થોડા શબ્દો આ પ્રસગે લખીએ તો અયુકત ગણાશે નહિ

ત્રિમાસિક પત્રની સુપરત અમદાવાદથી મુંબઈ થઈ ત્યારે માજી તત્રી સાક્ષર બધુ હરિપ્રસાદ મજરાયે તેને માટે નીચે પ્રમાણે ભવિષ્ય કલ્પ્યું હતુ —

" રા કેશવપ્રસાદ, રા કાન્તિલાલ, રા વૈકુંઠલાલ તથા રા જીવનલાલ— એમનો જે ઉત્સાહ છે અને આ પત્રદ્વારા ન્યાત સેવા કરવાની એમની જે ઉંકઠા છે તે મ્હને એટલી સુવિદીત છે કે ત્રિમાસિકનુ ભવિષ્ય દિન પ્રતિદિન વિશેષ ને વિશેષ ઉજ્વળ થશે એ બાબત મ્હને કોઇ પ્રકારની શકા રહેતી નથી ઇત્યાદિ"

જ્યારે ત્રિમાસિકને મુંબઇથી પ્રકટ કરવામા આવ્યુ ત્યારે ઉપર જણાવેલા ચારે બધુઓનો દઢ સકલ્પ હતો કે દરેક ભાઇએ તે સબધી જવાબદારીનો હિસ્સો પોતાના ફાળા પડતો પોતે ઉપાડવો ર્‌હે તો પ્રથમથી જ વ્યવસ્થાપક મડળને વિનતિ કરી હતી કે વિદ્વત્તા, અનુભવ અને ઇચ્છાશકિતના મદપણાને લીધે મ્હારાથી ત્રિમાસિકની વ્યવસ્થામા કઇ અગત્યનો ભાગ લઇ શકાય તેવો સભવ નથી* ત્રિમાસિક શરૂ થયા પછી થોડા વખતમા અનુભવ સિદ્ધ થયુ કે ત્રિમાસિકનો સઘળો બોજો રા કેશવપ્રસાદે ઉપરના ત્રણે ઉત્સાહી બધુઓ સાથે પોતાના કામનો અનુપમ ભોગ આપી ઉપાડી લીધો છે, અને ત્રિમાસિકને તથા આપણી ન્હાની ન્યાતને તેમણે ગુજરાત તથા મુબઇ ઇલાકાની બીજી ન્યાતોમા છેલ્લા ચાર વર્ષમા સારી રીતે ઓળખીતી કરી છે તથા તેને માટે બીજી ન્યાતોમા માનની દષ્ટિ ઉપજાવી છે તેમજ કેટલીક બાબતોમાં આપણી ન્યાતનો દાખલો બીજી ન્યાતોએ લેવા જેવો છે એમ તેમણે

*[ આ સ્થળે અમારે જણાવવુ જોઇએ કે પ્રથમથીજ વ્યવસ્થાપક કમિટીના જુવાન સભ્યોને પોતાના અનુભવનો લાભ, યોગ્ય સલાહ અને સૂચનાઓ કરી રા મણીભાઇએ આપ્યા છે એટલુજ નહિ પરતુ ત્રિમાસિકનુ અસ્તિત્વ અને આજની સ્થિતિ તે એમને જ આભારી છે ત્રિમાસિક ઓફીસ. ]

પોતાના ઉમંગ, સ્વાર્થ ભોગ તથા ઉદ્યોગથી બીજી ન્યાતોને બતાવી આપ્યું છે. ન્યાતના લાભ માટે આ ચારે બંધુઓને પરમાત્મા લાંબું આયુષ્ય બક્ષો તથા પાછલાં ચાર વર્ષમાં તેઓ જે ઉત્સાહ ત્રિમાસિકના કલ્યાણ માટે રાખી રહ્યા છે તે ઉત્સાહ કાયમ રાખો એજ આપણી પ્રાર્થના!

ત્રિમાસિકનું જીવન નીચેના ઉદ્દેશો માટે છે (૧) ન્યાતની ચાલુ સ્થિતિનું જ્ઞાન આપવું, (૨) ન્યાતના ભાઇ બ્હેનોને ઉન્નતિ તથા પ્રગતિના માર્ગો બતાવવા, (૩) હાલના દેશકાળને અનુકૂળ જીંદગીના આદર્શો ન્યાત આગળ રજુ કરવા, (૪) જ્ઞાનનો પ્રકાશ સર્વે ભાઇબ્હેનોને યથાશક્તિ આપવો.

ગુજરાતમાં હાલ જે અનેક ન્હાની ન્હાની ન્યાતો છે તે બહુ દિવસ ચાલશે એમ લાગતું નથી. લોકોમાં સ્વદેશનું અભિમાન જેમ જેમ વધતું જશે તેમ તેમ ન્યાત જેવી ન્હાની સંખ્યામાં હાલ જેટલું અભિમાન છે તે સ્વાભાવિક રીતે કમી થવાનું. જન્મભૂમિ જેવા વિશાળ ક્ષેત્રમાં (સ્વયંતા) પોતાપણાનું માન ફેલાય તેમ ન્યાત જેવા ન્હાના સમાજમાંથી પોતાપણાનું માન કમી થવાનું જ. તેથી દિવસે દિવસે ન્હાની ન્હાની ન્યાતોનાં પત્રકોની અગત્યતા કમી થવાની એમ મને ખાત્રી છે તોપણ હિંદુ સમાજમાં ન્યાત કેવળ નાબુદ થાય એવો બનાવ મારી કલ્પનામાં આવતો નથી. લગ્ન સંબંધ માટે ન્યાતનો ઘણો મ્હોટો ભાગ હમેશાં પોતાની ન્યાતની વ્યક્તિઓ માટે જ પસંદગી બતાવશે. કોઇ કોઇ અપવાદ નહિ બનવાના તેમ મારૂં કહેવું નથી. પણ તેવા દાખલા હમેશાં અપવાદ રૂપજ રહેવાના. પોતાના આચાર વિચાર, અમુક ખાવાપીવાના પદાર્થો માટે પક્ષપાત, અમુક રૂઢી માટે પક્ષપાત: આવા સંસ્કારો ઘણા જન્મોથી અમુક ન્યાતમાં ઘર કરીને રહ્યા હોય તેને ઉલ્લંઘી જવાનું સાહસ કરનારા ન્યાતમાં હમેશાં ઘણા થોડા થવાના. આ માનવું ખરૂં હોય તો ન્યાતની હયાતી હિંદુ સમાજના એક અંશ અથવા સોશિયલ યુનિટ તરીકે કદી પણ જવાની નથી અને ત્રિમાસિક જેવા ન્યાતના પત્રોની જરૂરિયાત રહેશે જ.

આપણા ત્રિમાસિકની આર્થિક સ્થિતિ મુંબઈ આવ્યા પછી કાગળોના ભાવ ઘણા વધી ગયેલા હોવા છતાં સારી રીતે ટકી રહી છે. કોઇની પાસે પૈસોની મદદ માગવાની જરૂર તેને પડી નથી પણ હજી ગ્રાહકોની સંખ્યા ઘણી જ ઓછી છે. જ્ઞાતિમાં એક એક ઘર એવું રહેવું ન જોઇએ કે જ્યાં ત્રિમાસિક ન જતું હોય. 'આપણી ન્યાતની તેમ જ દશા ભાઈઓની અને પુરોહિત બંધુઓની ચાલુ સ્થિતિનું જ્ઞાન તે કેવી સારી રીતે આપે છે તે બધા

બાઇ બ્હેનોને ખબર છે જન્મ, મરણ બદલી, પ્રમોશન માન, અપમાન વિગેરે વિકારો ન્યાતના ભાઇબ્હેનોમાં થાય છે તે બધાની સંપૂર્ણ નોંધ ચોક્કસ રાખીને આપવામાં આવે છે. આટલી જ સેવા આ પત્રે બજાવી હોત તોપણ તેની અસ્તિત્વની કારકીર્દિની જરૂરિયાત તે સાબીત કરત પણ તે તો બીજી ઘણી પ્રકારની સેવા બજાવી રહ્યું છે. ન્યાતના ભાઇબ્હેનોને ઉન્નતિના માર્ગો, બુદ્ધિની ખીલવણી કરી બતાવવાનો ઉદ્દેશ આ પત્રે ગયા ચાર વર્ષમાં બહુ સારી રીતે જારી રાખ્યો છે ત્રિમાસિક બહુ ધ્યાનથી વાંચનાર વર્ગ—આપણી ન્યાતના યુવકો તથા સ્ત્રીઓ તથા બાળાઓ છે આપણી ન્યાતમાં સેંકડે નેવું કુટુંબોમાં ઘરવ્યવસ્થાનો બધો ભાર સ્ત્રીવર્ગ ઉપાડે છે, અને ઘરના કામકાજમાંથી પરવારી પુસ્તકો કે છાપાઓ વાંચવાનો વખત તેમને મળતો નથી પણ તેવી સ્ત્રીઓ પણ ત્રિમાસિક પોતાની ન્યાતનું પત્ર હોવાથી ખંતથી વાંચે છે તેમને હાલના સમયમાં પોષ મળતા વિચારો, જીવનના આદર્શો પ્રગતિના માર્ગો બતાવવાના સાધન પુરૂં તો આ એક આપણું ન્હાનું ત્રિમાસિક જ છે ગયા ચારવર્ષમાં ત્રિમાસિકે ધર્મ સંબંધી, ગૃહવ્યવસ્થા સંબંધી, રસોઇની વાનીઓ સંબંધી, ઘરમાં ઉપયોગી બીજી આર્થિક બાબતો સંબંધી લેખો લખી જ્ઞાનનો પ્રસાર કરવા બનતો પ્રયત્ન કર્યો છે ન્યાતમાં ઘર કરી રહેલા વ્હેમો કહાડવા મહેનત કરી છે. વરવિક્રયની રૂઢીએ ન્યાતમાં ઘર કરવા માંડ્યું છે, તેને સારી રીતે ખુલ્લી પાડી ફજેત કરવાનો વખાણવા લાયક શ્રમ લીધો છે તેથી આગળ વધી કુંવારી કન્યાઓમાં જે યુવાની વાસનાઓ અનેક વર્ષોના બંધન પછી હાલના વખતમાં નવી જન્મવા માંડી છે, તેના ગુણ-દોષ બતાવવામાં જુના લોકમતની બ્હીક નહિ રાખતા હિમ્મતપૂર્વક લખાણો લખ્યા છે છુટ સાથે પોતાના શીયલની કિંમત, વર્તમાનની ખીલવણી, તથા પોતાના માબાપ તથા ન્યાત માટે પોતાની જે જવાબદારી વધે છે તે હકીકત વાર્તા રૂપે લેખ લખી બતાવવા સારો યત્ન કર્યો છે આપણા અવગુણ, ખામીઓ વ્હેમો બદીઓ હોય તેમને તો જેમ બને તેમ ચોખ્ખા શબ્દોમાં ખુલ્લા કરવા તે જ પ્રમાણિક લેખકોનો ધર્મ છે, નહિ તો મરકીના જંતુ કે ખસના જંતુ કે બીજા સંહાર કરનાર અનેક જંતુ માફક તેમનું બીજ રોપાઇ મ્હોટું ઝાડ થઇ આખી ન્યાતનો નાશ કરે ફક્ત સારી સારી વાતો લખવી અને ન્યાતમાં કઇ રોગના બીજ દાખલ થયા હોય તેને બતાવી આપવામાં ખોટી લાજની વૃત્તિ રાખવી એ સુધારકનું કામ નથી, તે તો મિથ્યાભિમાનનું ફળ છે ખરો મિત્ર આપણા અવગુણ ટાળી માત્ર ગુણોને વખાણ્યા કરે તે નથી, ખરો મિત્ર તો તે જ છે કે આપણી દયો

તથા ખામીઓને બતાવી આપણને સદ્માર્ગે દોરે. ત્રિમાસિકે ન્યાતના ખરા મિત્ર તરીકે ખરી વાત પ્રિય ભાષામાં ગયા ચાર વર્ષમાં આપણને વારંવાર કહી છે એમ બધી ન્યાતને ખબર છે. તેને માટે તેને પ્રમાણિક મિત્રો ધન્યવાદજ આપશે. અને તેનું હમેશાં કલ્યાણજ ઇચ્છશે. ક્ષત્રિય કહેવાતી ન્યાતમાં તો સ્પષ્ટવકતા અને નીડર લેખકોને માટેજ અંતઃકરણમાં અવકાશ હોવો જોઇએ. આપણા ન્હાના ગુણોને મ્હોટા કરી બતાવી મ્હોટા અવગુણોને ઢાંકનાર બ્હીકણ મિત્રો "ક્ષત્રિય"નું નામ ધારણ કરવા યોગ્ય નથી. ચઢતીનો રસ્તો પડતી તરફ જતાં વળણો–નો નાશ કરવાથીજ ઉઘાડો થાય છે. તે સિવાય બીજો માર્ગ આગળ વધવા માટે નથી.

ત્રિમાસિક ભવિષ્યમાં પણ નીડરપણે સત્યનું ભક્ત બની ન્યાતની તથા તેની મારફત પરમાત્માની સેવા કર્યા કરો. એવી પ્રાર્થના સાથે હું વિરમું છું.

મણીલાલ અચ્છતરાય ઠાકોર.

---

# कवि दयाराम परिचय.

ચંદ્રમાને ઓળખાવવો તે શું ? ન્હાનપણથી છોકરાંને તેના તરફથી માણ માણનું પણ આનંદથી આખી પોળી લાઈના મ્હોંમાં ચણુકીયાં કરીએ છીએ. યુવાવસ્થામાં પ્રેમ અને અંતર ઉર્મિઓના સાક્ષી તરીકે તેનો પરિચય થાય છે. સર્વ રસને પોષનાર તરિકે ચંદ્ર સર્વમાન્ય છે. શિતળતા-સુખ આપનાર તરિકે પ્રસિદ્ધ છે. શ્રીશંભુ જેવા યોગી પણ તેને આભૂષણ તરિકે ધારે છે તે જ પ્રમાણે કવિ પણ સર્વ રસને પોષી રસિકજનોના અંતઃકરણના તથા મસ્તકના આભૂષણરૂપ થઇ પડે છે. કવિરત્ન દયારામભાઇનાં પદો, ગરબીઓ, ગીતો ન્હાનાં ન્હાનાં છોકરાંને પયપાનરૂપ યુવકોને મીઠી લહેજત આપનારાં રસના ભંડારને પ્રેમના કૂપારૂપ થઇ પડે છે એટલુંજ નહિ પણ સર્વત્ર શ્રીકૃષ્ણ દેવાધિદેવની ભકિતમાં લીન થઇ ગયેલાને આશ્વાસન આપનારાં થઇ પડે છે. વૃદ્ધ પુરુષોને કવિશ્રીની વાણી પ્રેમભીની છતાં અસંસાર સમુદ્ર તરવાને નૌકારૂપ થઈ દિવ્ય માર્ગ ઉઘાડે છે.

ગુજરાતના ઉત્તમ કવિઓમાં ગણાતા કવિ દયારામ સને ૧૯૬૭ યા બીજા મત મુજબ ૧૭૭૭માં નર્મદા નદીના કાંઠે ચાણોદ નામે ગામમાં જન્મ્યા હતા.

તેમના ભાગ્યશાળી માતાપિતાનું નામ પ્રભુરામ અને રાજકોર હતું. કવિએ ન્હાનપણમાં થોડોઘણો અભ્યાસ નાનકડી નિશાળમાં કર્યો પરંતુ તેમની સંસ્કૃત શીખવાની તીવ્ર ઇચ્છા, તેના માતાપિતાના અવસાનથી સોળ સત્તર વર્ષની ઉમરે મામાને ઘેર રહી ઉછરવા પ્રસંગ આવતાં મનમાં'રીજ રહી ગઇ.

માતપિતાના સ્વર્ગવાસ પછી અને ચાણોદમાં કોઇ નજીકનું સગું નહિ રહેવાથી કવિએ પોતાની જીંદગીનો મ્હોટો ભાગ ડભોઈમાં ગાળી ગયો અને અંતે સને ૧૮૫૨ની તા. ૯ મી ફેબ્રુઆરીએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો.

કવિને જાતે ગાવાનો અપ્રતિમ શોખ હતો અને તેથી પુખ્ત વયે પણ સંસ્કૃત, વ્રજભાષા અને બીજો કેટલોક કાવ્ય-સંગીતનો અભ્યાસ ગુરૂકૃપાથી કર્યો. કોઇ મહાત્માના આશીર્વાદથી દયારામને કાવ્યશક્તિ પ્રાપ્ત થયાનું કહેવાય છે.

કવિ શ્રીકૃષ્ણચંદ્રના અનન્ય ભક્ત હોઇ શ્રીવલ્લભી સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. દુનિયાની સારીનરસી માનનિંદા સ્તુતિથી બેપરવા રહી તેમણે પોતાના હૃદયના ખરા ઉભરા શૃંગારભક્તિમાં રેડી ત્રિવિધતાપમાં બળતા પામર જીવોને ક્ષણિક અલૌકિક અને અપૂર્વ શાન્તિ આપવાનું સાધન કર્યું છે કે રસિક હૃદય સહસા આનંદથી ઉભરાઈ કહેજ કે —

"ડભોઇ ધન્ય છે કે આવા નરરત્નની તું માતા છે"

માણેકલાલ સાકરલાલ દેસાઈ.

---

## ઉંઘ અને આરામ.

આપણામાંથી દરેક જણ રાત પડે કે ઉંઘે છે પરંતુ ઉંઘ આપણી કેવી સેવા કરે છે, આપણા જીવનમાં ઉંઘની ઉપયોગીતા કેટલી છે, તથા ઉંઘવાની પણ એક કળા છે તે વાતથી થોડાક જ જાણીતા હશે. ઉંઘ વિના કોઇને ચાલેજ નહિ. ઉંઘજ નહિ પણ સારી ઉંઘ શાંત અને પરિપૂર્ણ ઉંઘ, સર્વેને અગત્યની છે. તે વિના શારીરિક તથા માનસિક શક્તિઓ ક્ષીણ થાય છે. તે વિના આપણું શરીર અનેક રોગનું સ્થાન થવાનો ભય રહે છે. મંદવાડમાં સારી ઉંઘ આવે તો સાજા થઇ જવાય છે, અને જો ઉંઘ ન આવે તો મોતનો ભય રહે છે. જો ઉંઘના દામ બેસતા હોત, તો તો દરેક જણ તેની કિંમત જાણત. પણ એ તો મફત મળે છે, પણ છે અમૂલ્ય

ઉંઘથી મન અને શરીરને આરામ મળે છે. જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી મન અને શરીર કોઇપણ સમયે સામટો આરામ તો લઈ શકે જ નહિ. પરંતુ ઉંઘમાં શ્વાસોશ્વાસ ધીમે ચાલે છે, હૃદય ધીમે ધીમે ધડકે છે, પાચનક્રિયા મંદમંદ રીતે થાય છે, આંતરડાં અને જઠર પણ બહુ જ ધીમાશથી પોતાનું કામ કરે છે, અને સ્નાયુ, મસલ તો તદ્દન આરામ લે છે. પરંતુ આ સર્વેથી વધુ લાભકારક તો ઉંઘમાં આપણું મગજ, પ્રમાણમાં ઘણો આરામ લે છે તે વાત છે. મગજના અમુક ભાગનું કામ તો ચાલુ રહેજ. આપણે જાણીએ છીએ કે આપણું મગજ તે એક તાર ઑફિસ જેવું છે. આપણા શરીરના કોઇપણ અવયવને કામ કરવું હોય તો તે માટે હુકમ મગજ તરફથી આવે તોજ કામ કરી શકે. હાથ હલાવવો હોય, ચાલવું હોય, ચાવવું હોય, કાંઇપણ કરવું હોય, તો મગજની ઑફિસમાંથી હુકમ નિકળવો જોઇએ, તે માટે ધીમો ધીમો પણ શ્વાસ લેવો હોય તો મગજમાંથી હુકમ નિકળવોજ જોઇએ અને તે માટે ઉંઘમાં પણ આટલા કામ પૂરતું મગજ જાગૃત રહે છે. બાકી સર્વ રીતે તે આરામ લે છે અને જે ભાગોને આરામ મળે છે તે ભાગ જાગ્યા પછી વધારે શકિત ધરાવતા હોય છે તે વાત ડૉકટરો દેખાડી શકે તેવી છે. આ ઉપરાંત મગજના પણ કોઇ કોઇ ભાગ ટેવથી, ચિંતાથી કે રોગથી કોઇવાર જાગૃત રહે છે. દાખલા તરિકે ન્હાના બાળકની માતા ગમે તેવી ગડબડ છતાં જાગતી નથી, તે પણ પોતાનું બાળ સ્હેજ રડે તો જાગી ઉઠે છે. તેમજ રાત્રે નાટક જોઇને કોઇ આવનાર હોય છે, તો આપણે એકજ બુમે જાગીએ છીએ. આ પ્રસંગોએ મગજ તો આરામ લે છે પણ તેમાંના અમુક તાર ચિંતાને લીધે યા તો નિશ્ચયને લીધે જાગૃત રહે છે.

આપણે ઉંઘીએ છીએ, ત્યારે આપણી શક્તિઓનો બચાવ કરીએ છીએ. જો જાગ્યાજ કરીએ તો આ શકિતઓ વપરાઇ જાય. ઉંઘમાં આપણે આપણી શકિતઓ તથા અવયવો વાપરતા નથી એટલે તે ઓછા ઘસાય છે અને લાંબા ચાલેછે મંદવાડના વખતમાં પણ ડૉકટરો કહેછે કે ઉંઘ જેવી ઉત્તમ દવા એક પણ નથી. જે માણસ ઉંઘમાંથી ઉઠાડીને દર્દિને દવા પાય છે તે મૂર્ખ ગણાય છે. ઉંઘજ દવા છે દવા કરતાં પણ વિશેષ છે. શરીરના દરેક ભાગે કોઇ પણ સમયે આરામ લેવોજ જોઇએ તેથી તેમાં ભરાયલો કચરો નિકળી જશે અને નવું બળ આવશે. હૃદય આપણું સતત ચાલ્યાજ કરે છે તો પણ તે ઉંઘમાં આરામ લે છે. જાગતા હોઇએ ત્યારે ત્રણ વાર તે ધબકતું હોય તો ઉંઘમાં તે એકજ વાર ધબકે છે, આ રીતે તે આરામ લે છે,

પુખ્ત ઉમરના મનુષ્યો માટે ઉંઘ આવશ્યક છે પણ બાળકો માટે તો તે ઘણીજ કિંમતી છે બાળકોને મ્હોટા થવાનું છે, દરેક અવયવ ખીલવવાનું છે, નવી શક્તિઓ મેળવવાની છે, આ બધું ઉંઘમાંજ થાય છે. દિવસે તેઓ પુષ્ટિ મેળવે છે, તથા મેળવેલી શક્તિઓ અજમાવી જુવે છે રાતે તેઓ મળેલી પુષ્ટિમાંથી નવી શક્તિઓ ખીલવે છે તે માટે જે બાળકને પૂરતી ઉંઘ મળતી નથી તેના ઉપર ઘાતકીપણું ગુજરે છે, અને ભવિષ્યમાં તેને ઘણુંજ નુકશાન થાય છે. માટે દરેક માબાપે, અથવા બોર્ડિંગના કે ગુરૂકુળના અધ્યાપકોએ આ વાતનું વિસ્મરણ થવા દેવું નહિ. બાળકોને રાત્રે મોડા સુવાડી સ્હવારે વ્હેલા વ્હેલા ઉઠાડી, વાંચવા બેસાડી દેવા તે ક્રૂરતા છે. ઉંઘથીજ એમનું મગજ તેજ થશે, અને યાદદાસ્ત સુધરશે ઉંઘમાંજ તેમની શક્તિઓ ખીલશે, અને શરીર વધશે. બાળકના ખરા હિતેચ્છુઓએ તેને પૂરતી ઉંઘ લેવા દેવી જોઈએ.

વળી બીજી પણ એક વાત ધ્યાનમાં રાખવાની છે આપણું મગજ તે કાંઇ એવી ચીજ નથી કે તેમાં ભરવું હોય તેટલું ભરી શકાય. કેટલાએક શિક્ષકો અને માબાપ પણ એમજ સમજે છે કે જેમ બાળક વધારે વખત વાંચે તેમ હોંશિયાર થાય પરંતુ તેમાં ભૂલ છે મગજને પણ આરામની જરૂર છે અને આરામ મેળવ્યા પછી તે વધારે સારૂં કામ કરે છે આરામ ન મળે તો તે ઘસાઈ જાય છે માટે રોજ માફકસર અભ્યાસ કરવો જોઇએ, તેમ રવિવારની રજા પણ ભોગવવી જોઇએ

ઉંઘ અમુક કલાકોની મળવી જોઇએ તેટલુંજ બસ નથી પણ તે શાંતિ ભરી તથા અનુકૂળ સંજોગો વચ્ચે મળવી જોઇએ આ વિષયમાં મજુરિયાત વર્ગના બાળકોની સ્થિતિ દયાપાત્ર છે અને તે સ્થિતિ સુધારવી તે દરેક જણની ફરજ છે બાળકો દેશનું ધન છે. તેમની સંભાળ લેવી, તેમને નિરોગી રાખવા તે પ્રજાની ફરજ છે આ બાબતમાં ખાસ કરીને મીલોમાં નોકરી કરતા બાળકોની સ્થિતિનો વિચાર કરવો ઘટે છે પરોઢમાં પાંચ વાગતાના નોકરી ઉપર તેમને બોલાવવા તે એક જુલમજ છે દેશની ભાવિ પ્રજાની શક્તિઓનો નાશ કરવા સમાનજ છે અડધો વખત કામ કરતા બાળકોની પણ ઉંઘમાં કોઇ પણ રીતે ખામી આવે તેવી યોજના થવી જોઇએ નહિ બરોબર ઉંઘેલું બાળક ઓછો વખત કામ કરશે તો પણ સારૂંજ કામ કરશે વળી મજુરિયાત વર્ગના બાળકોને ઘણા અવાજ અને ગોંધાટ વચ્ચે ઉંઘવું પડે છે કોઇવાર રાત્રે કારખાનામાં કામ કરતા હોય છે તો તેઓને શાંતિભરી ઉંઘ મળતી

નથી. વળી કોઇવાર તેના માબાપને મોડે સુધી કામપર રહેવાનું હોય છે તો પણ તે બાળકને ઉંઘાડી શકાતું નથી માટે તેમના રહેઠાણ અવાજથી દૂર જોઇએ. તથા બાળકની માતાના કામ કરવાના કલાક ઓછા હોવા જોઇએ; વળી અડધો વખત કામ કરનાર બાળક મજુરને ઉંઘ્યા પછી અભ્યાસ પણ કરાવવો જોઇએ. દેશની કોઇપણ રીતની પ્રગતિ કરવી હોય, દુનિયાની સખ્ત સરસાઇમાં ટકી રહેવું હોય તો **મજુર અને કારીગર વર્ગને કેળવણી આપવીજ** જોઇએ. સારી ઉંઘ ઉપરાંત, રહવારના બે કલાક બાળક મજુરોને કેળવવાની ફરજ, મીલ માલિકો ઉપરજ નાંખવી જોઇએ.

ઉંઘથી ખરેખરો આરામ મેળવવો હોય તો મગજને પૂરેપૂરી શાંતિ મળવી જોઇએ. મગજની શાંતિને હરકત કરનારા, શરીરની અંદરના પણ કારણો હોય છે તેમ બહારનાં કારણો પણ હોય છે. પ્રથમ તો સુવાનો ઓરડો સ્વચ્છ રાખવો જોઇએ. આપણા જીવનનો એક તૃતીયાંશ કરતાં પણ વધારે સમય જે પથારીમાં આપણે ગાળવાનો છે તે પથારી તરફ ઘણું જ ધ્યાન આપવું જોઇએ. ચાદર ઘણી જ ચોખ્ખી રાખવી જોઇએ; એ ધોવામાં કે ધોવડાવવામાં કસર કરવી તે ખોટી કંજુસાઈ છે. વળી કદી પણ ચાદર વિના સુવું નહિ. તેમ કરવાથી તળાઇ ગંદી થાય છે અને તળાઇ વારંવાર બદલી શકાતી નથી. તળાઇ વખતોવખત તડકે નાંખવી અને તેમાં માંકડ થવા દેવા નહિ. માંકડને લીધે ઉંઘ બગડે છે અને પૂરો આરામ મળી શકતો નથી. તકીઆને પણ હમેશાં ગલેફ રાખવા, નહિ તો તે ચીકણા થઈ જાય. ગલેફ પણ વારંવાર ધોવા જોઇએ. સુવાનો ઓરડો હમેશાં માળ ઉપર તથા વધારે હવા ઉજાસવાળો રાખવો જોઇએ. રાત્રે સુતી વખતે બધી બારીઓ બંધ કરી દેવી જોઇએ નહિ; થંડીના દિવસ હોય તો ઓઢવાનું વધારે રાખવું; તથા કપડાં સંભાળીને પહેરવાં. પણ બારીઓ વાસીને ઘમઘોરીયું કરી મૂકવું નહિ. તેથી હવા બગડે છે. પથારી ઘણીજ પોચી, પીંછાની રાખવી નહિ. તેથી શરીર અંદર હુબે છે અને ચામડી બહારની હવા લઇ શકતી નથી. અવાજ કે ઘોંઘાટ બહુ થતો હોય છે તો પાછલી રાત્રે બરોબર ઉંઘાતું નથી માટે ઘોંઘાટ વગેરેનો ઓરડો સુવા માટે પસંદ કરવો. છતાં પણ અવાજથી હરકત થતી હોય તો કાનમાં રૂનાં મ્હોટાં પૂમડાં ઘાલીને સુઈ રહેવું, કે ઉંઘ ખરાબ થાય નહિ. રહવારના આંખ ઉપર એકદમ અજવાળું આવે તો જાગી ઉઠાય છે, માટે એમ પ્રકાશ આવે તે રીતે સુવું નહિ. અથવા તો જે બારીમાંથી

પ્રકાશ આવતો હોય તેના ઉપર જાડાં કપડાંનો પડદો કરી દેવો પણ તે વાસવી નહિ.

મ્હોટાં શહેરોમાં ટ્રામ, મોટર, વગેરેનો અવાજ ઘણો હરકત કરનારો થઇ પડે છે. રેલ્વે પણ ઘણો અવાજ કરે છે. આ બધાં હલરો માણસની ઉંઘ ખરાબ કરે છે. તેમના અવાજ ઉપર અંકુશ મૂકવો તે મ્યુનિસિપાલીટી કે સરકારની ફરજ છે. ઘણીવાર થોડું ખર્ચ કર્યાથી અથવા તો ઝડપનો બોજ આપ્યાથી અવાજ ઓછો કરી શકાય છે. આમ હોય તે દાખલાઓમાં તો સત્તાવાળાઓએ જરૂર વચ્ચે પડવું જોઇએ.

આ સઘળી બહારની હરકતો કરતાં તો શરીરની અંદરની હરકતો ઉંઘને ઘણું નુકશાન કરે છે. આસપાસની સાવચેતી ગમે તેટલી રાખી હોય તોપણ જો પેટમાં પથ્થર જેવો ભારે ખોરાક પચ્યા વિનાનો પડી રહેલો હોય તો કદાપિ કાળે ઉંઘ આવે જ નહિ. અને જો કદાચ ઉંઘ આવી જાય તો સ્વપ્નાં આવ્યાં જ કરે અને મગજને આરામ મળે નહિ. તે માટે સારી ઉંઘ લાવવા સારૂ હલકો ખોરાકજ રાત્રે લેવો જોઇએ. એટલુંજ નહિ પણ ડૉકટરો એમ કહે છે કે રાત્રે ઉંઘ અને વાળુની વચ્ચે ત્રણ કલાકનો ગાળો રાખવો જ જોઇએ. આ વાત આપણે હિંદુ લોકોએ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. આપણામાં ઘણી ન્યાતો રાત્રે જમણવાર કરે છે. જમણવારમાં ભારે ખાવાનું હોય છે અને જમીને ઘેર જતાંજ લોકો અડધા ઉંઘરાટા હોય છે. આથી પાચન શક્તિ અને ઉંઘ બન્નેને નુકશાન થાય છે. વળી બાળકો નિરંકુશ ખોરાક અને તે પણ ભારે સ્વાદિષ્ટ ખોરાક લે છે અને પછી તરત ઘેર જઇને ઉંઘી જાય છે. તેથી તેમને તો ઘણુંજ નુકશાન થવા સંભવ રહે છે. પુખ્તઉમરના મનુષ્યો કરતાં બાળકોની ઉંઘ વધારે કિંમતી છે અને તેથી તેમના કાઠા ઉપર અસર થાય છે તે વાત તો જાણીતી છે. આ કારણોથી સાધારણ રીતે સર્વેએ પોતાનો વાળુનો સમય કાં તો આવકોની માફક વ્હેલો રાખવો અથવા તો હલકો ખોરાક ઉંઘતા પહેલાં ત્રણ કલાક ઉપર લેવો. વળી ન્યાતોના જમણવારમાં તો હલકો ખોરાક કરવો તદ્દન અશક્યજ છે તેથી ગમે તેમ કરીને તેનો સમય વ્હેલો કરવોજ જોઇએ. નહિ તો આખી ન્યાતને ઘણું નુકશાન થવા સંભવ છે. અત્યારસુધીમાં આવા રિવાજથી કેટલું નુકશાન થયું હશે તે કોણ માપી શકે તેમ છે !

માણસની ઉંઘ પહેલી રાત્રે ઘણી ગાઢી હોય છે અને પછી રહવારે સ્વાભાવિક રીતે આપણે ઉઠીયે ત્યાં સુધી આછીને આછી થતી જાય છે. જે લોકોને ઉંઘ બરોબર આવતી હોય નહિ તેઓએ ચહા, કૉફી, જેવા ઉત્તેજક પીણાં બપોર પછી લેવા નહિ. તે પીવાથી મગજને ઘણો શ્રમ પડે છે.*

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

---:o:---

## आंख उघडी.

(૧)

શ્રી.

શ્રી. શ્રી.—

વિ. વિ. સાથે લખવાનું કે, મારા ચિ૦ ઇન્દુરાવનાં લગ્નનું શુભ મુહૂર્ત સંવત......ને ઈસવી......ને રોજ સાંજના ૭ વાગ્યાનું (સ્ટા. ટા.) નિરધાર્યું છે, અને તેનો વરઘોડો તે જ દિવસે સાંજના પાંચ વાગ્યે મારે રહેવાને મકાનેથી ચઢશે; માટે તે શુભ પ્રસંગે આપ-સહકુટુંબ-પરિવાર સહિત પધારી શોભામાં વૃદ્ધિ કરી મને આભારી કરશો.

અમદાવાદ,
ઠેં૦ × × ×
તા..... ... ...

લી૦ સેવક,
મણીલાલ કે. ના
યથાયોગ્ય.

(૨)

**સ્નેહી ભાઈ ઝીણુભાઈ,**

મારા આજના કાગળની સાથે તમને મારા લગ્નની કંકોત્રી પણ મળશે. મારા લગ્ન ઉપર આવવા આપણા તમામ ભાઇબંધોને મેં આમંત્રણ મોકલી આપ્યાં છે......તમારે આવવુંજ પડશે. તમારા રમુજી સ્વભાવથી બધાંને આનંદ પડશે, ને વળી આવવાથી નવા જુના દરેક સ્નેહીઓને પણ મળી શકાશે. વધુ કાંઇ લખતો નથી. આવશો એટલે મળાશે. રૂબરૂમાં બધું...એજ.

લી૦ સ્નેહાધીન,
ઇન્દુના સલામ.

---

* My Magazine માંના Sleep and Rest નામે લેખનો આ લેખમાં ઘણોજ આધાર લેવામાં આવ્યો છે.

(૩)

રા. ઇન્દુરાવ મણીલાલ . . .હાલમાં મુંબઇ યુનિવર્સીટીના એક ગ્રેજ્યુએટ છે, તેમના પિતા હાલમાં——ના પબ્લીક પ્રોસીક્યુટરની જગ્યાએ છે, ઇન્દુરાવની ઉમ્મર અત્યારે પચીસ છવીસની છે

ઇન્દુરાવનું-મણીલાલનું-કુટુમ્બ કેળવણીમાં આગળ પડતું અને ખાનદાન ગણાતું ખાસી સુધારા-ખોટી ફેશન-ધારા ન્યાતમાં તેમને ત્યાંથીજ ચાલુ થતા અને સર્વે પ્રસરતા

ઇન્દુરાવનું પહેલીવારનું લગ્ન તેમની સત્તર વર્ષની વયે એક અગ્યાર વર્ષની બાળા સાથે થયું હતું તેમની પત્ની સાસરામાં ઠરેલ, ઠાવકી અને ડાહી ગણાતી તેની મોટી ઉમરને લીધે તેને સર્વ કોઈ માનથી બોલાવતું

લગ્ન પહેલાં તેનો અભ્યાસ ગુજરાતી પાંચમી ચોપડી સુધીનો હતો, પણ પાછળથી નવરાશના સમયમાં સાસરે કે પિયરમાં તેણે અભ્યાસ ચાલુ રાખ્યો હતો ઇન્દુરાવના સહવાસને અંગે તેનામાં ઇંગ્રેજી શિક્ષણના સંસ્કાર પડવા પામ્યા હતા

ઇન્દુરાવના મત પ્રમાણે તે તેને યોગ્ય પત્ની હતી, અને પોતાની સહ-ચારીણી બરાબર બની શકે, તે માટેના સર્વ ઉપાયોને અમલમાં આણતો ઇન્દુરાવ તેને ખરા અંતઃકરણથી ચ્હાતો અને પત્નીને કેવી રીતે ચ્હાવું તે શીખ્યું હતું બન્નેનું જોડું પ્રેમમય-સુખી-હતું

તેમના સંસાર અરસામાં તેઓ એક બાળકના માતપિતા થવા પામ્યા હતા

આખરે તેમનું પવિત્ર જોડું ખંડિત થયું કસુવાવડમાં ઇન્દુરાવની વ્હાલી પત્ની પોતાની વીસ વર્ષની ઉમ્મરે એક નમાયું બાળક મૂકીને થોડા દિવસની માંદગી ભોગવી મરણ પામી.

(૪)

ઇન્દુ મારો બાળપણનો મિત્ર હતો ગુજરાતી નિશાળમાં તેમજ હાઇસ્કુલ અને કૉલેજમાં અમે બન્ને લગભગ સાથે હતા. મારા ઉપર તેની કંકોત્રી અને કાગળ આવતાં હું વિચારમાં પડ્યો લગ્ન ઉપર જવું કે નહિ—તે મને સુઝ્યું નહીં છેવટે મેં મારા ક્રોધો દર્શાવતા કાગળ લખ્યો — .

સુરત, તા. x x x

ભાઈ ઇન્દુ,

તારા લગ્નની કંકોત્રી અને તારો આગ્રહનો કાગળ મળ્યો. દિલગીર છું કે, તારા લગ્નમાં-તારા આનંદમાં-હું ભાગ લઇ શકું એમ નથી. મારૂં અંતઃકરણ કબુલજ કરતું નથી.

તારી વ્હાલી પત્નીના મરણને હજી લગભગ એક વર્ષ પૂરૂં થવા આવ્યું હશે, તેટલામાં તારા અંતઃકરણમાં કોતરાઇ રહેલી-વસી-રહેલી-તારી પવિત્ર પત્નીને પણ તું ભૂલી ગયો? તેનો અચળ સ્નેહ-પ્રેમ-પણ ભુંસાયો?

ગયા વર્ષમાં-તારી પત્નીના મરણ પછી-તું જે બાવો-ફકીર-સાધુ થવાનો હતો, કુવો-હવાડો-કે નદી પૂરવાનો હતો, ઝેર ખાઇ-પી-આપઘાત કરવાનો હતો, તે તુંજ કે કોઇ બીજો? ભવિષ્યમાં લગ્ન ન કરવાની તરફેણમાં કોઇ બીજું હતું કે? આતો હિંદુ સંસારની 'વહુ મૂઈ ને ઉંદરડી મૂઇ'—'વહુ તો પગની જુતી બરાબર'—'જુતી ઘસાઇને નવી આણી' તેમ-તેવી કહેવત તને પણ લાગુ પડી? અજ્ઞાન હિંદુ ભાઇઓ સ્રીના મરણ પછી તેર દિવસમાં લગ્ન કરી બેસે છે, ને તેમના મનને કે, 'એક જનાવર ગયું ને બીજું વેચાતું આણ્યું'—તેમાં ને તારા કેળવાયલા મગજમાં કાંઇ ફેર? તેં એક વર્ષ રાહ જોઇ તેટલુંજ ને?

ભોગજોગે-અકાળે-એમ્ ધાર, કે, અત્યારે તારૂંજ મરણ થયું હોત, તો તારી સદાની વ્હાલી પવિત્ર પત્ની-વિધવા-થઈ તારૂં નામ સંભારતી આપણાં સંસારનાં ટપલાં ખાતી-ન્યાત જાત-સગા વ્હાલાનું-અપમાન સહેતી, ઝુરી ઝુરી તેની જીંદગીભરના દિવસ પૂરા કરતી હોત. ના હોત તેને મન તો કાંઇ આનંદ કે સુખ. તારાં માત-પિતા સીધાં ચાલે અને તારી પત્ની તેમની તાબેદારી ઉઠાવે-તો વળી વૈતરૂં કરતાં પેટ ભરે અને નહિ તો તેને બિચારીને છેવટ કોર્ટનો કે કોઇનો આશ્રય લેવો પડે તે બધું શેને ખાતર? ફક્ત તારી સાથે પરણી માટે કે? હવે તું તારી અને તેની સ્થિતિ વચ્ચેનો વિચાર કર. જોઇ નથી કે તું ભૂલી ગયો આપણી વિધવા બ્હેનોની દુઃખી જીંદગી?

હશે, તેટલેથી પણ બસ. લગ્ન કરવું હતું તો ક્યાં ગયો તારો આગળનો જુસ્સો? સ્નેહલતા, વિધવા જયંતી અને બાસુબિલ વખતનાં ભાષણો-તેને ટેકો આપવામાં આગેવાની ભરેલો ભાગ ભજવતી વખતનો તારો આનંદ ક્યાં

જાય? અહીં જો કે, હું તે દરેકનું ટાંચણ કરી બતાવતો નથી પણ યાદ દેવડાવવા આ સાથે તારાં જડ્યાં તેટલાં ભાષણોની નકલો બીડું છું.

પ્રેમ લગ્ન—વિધવા—પુનર્લગ્નનો તું પાકકો હિમાયતી હતો અને છે, બાલુબહેનને અંતરથી ચ્હાય છે, ત્યારે શા માટે તું તે સારૂ પ્રયત્ન નથી કરતો? – લોકોને – સમાજમાં – દાખલો આપવા શા માટે વખત આવ્યે પગલાં નથી ભરતો?

આપણા આગેવાન હિંદુઓ-ભાષણ કર્તાઓ-સુધારાના હિમાયતીઓ-જૂના રિવાજની ધૂસરી ફેંકીદેવડાવનારાઓ. ભાષણોમાં, કોન્ફરન્સોમાં, ને છાપાઓમાં મ્હોટા મ્હોટા ભાષણો-લેખો-આપી, પ્રસિદ્ધ કરી, ગમે તેવી સખ્તમાં સખ્ત પ્રતિજ્ઞાઓ લે અને પારકાઓ પાસે લેવડાવે, પણ ઘેર જાય એટલે બસ સાહેબ ઠંડાગાર. ભાષણ ભાષણને ઠેકાણે ને પોતે પોતાને ઠેકાણે તેમની જાતે અગર ઘરમાં કાંઇ કરવાનું આવ્યું તો તેઓ પહેલ કરી બતાવી સમાજને દાખલો આપવા કરતા તેઓ તો જૂના રિવાજને અનુસરવામાં અને જાહેર ચર્ચા ચાલે તો આમ થયું ને તેમ થયું કહી પોતાની જાતને નિર્દોષ ઠરાવી છૂટી જવાના. જ્યારે આમ છે ત્યારે સુધારો કેવી રીતે થવાનો? ખરી વખતે હઠી જઇએ ત્યારે આપણે સુધરવાના ક્યારે?

હવે તું કાંઇ ન્હાનો કીકો નથી કે, તારો હાથ પકડી કોઇ તને પરણાવી દે. હવે બ્હાના કાઢે તો તે અમારે હડહડતું જૂઠું જ સમજવાનું .

તારી ગણત્રી હું ઉપલા સુધારાવાળાઓ સાથે કરૂં તો તેમાં ખોટું શું? શા માટે ના કરૂં? તારામાં—અણઘડમા—અને તેમનામા ફેર શો?

* * * *

મને લાગ્યું તે લખ્યું જેટલો મિત્રતરીકેનો હક હતો તેનો ઉપયોગ કર્યો. લખવાનું તો હજી પણ ઘણું યે છે, પણ બસ–

લી૦ તારો હિતેચ્છુ

ઝીણૂ

(૫)

જુનાગઢ

તા x x x

ભાઇ ઇન્દુરાવ,

તારાં લગ્નની કંકોત્રી મળી, જણાવવાને દિલગીર છું કે હું અને તારી ભાભી તારા લગ્ન ઉપર આવી શકીએ એમ નથી આમંત્રણ અને આગ્રહ માટે ઉપકાર,

મારા સાંભળવામાં આવ્યું છે કે, તારા પિતાએ તારા સસરા પાસેથી પહેરામણીમાં મ્હોટી સખ્ત રકમ પડાવી છે, અને તેમ છતાંયે તને તેના બદલામાં એક અણઘડ નેતરૂં વળગાડવા તૈયાર કરી રાખ્યું છે. તારા આગળ પડતા કેળવાયલા કુટુમ્બમાં જ્યારે આવો દાખલો બને ત્યારે બીજાની શી વાત?

ફક્ત આટલાં આજ કારણને લીધે મન પાછું હઠે છે. આને તું આનંદ માની શકે?

તારી આગલી સ્ત્રીના છોકરાને ઓરમાન મા મળશે અને તેથી તું, તારી સ્ત્રી, કે તારો છોકરો કોઇ શું સુખી થઇ શકશો? કદાચ હાલમાં ઠીકઠાક ચાલશે, પણ છેવટનું સાલ તો રહેવાનું જ.

ખરાને ખરૂં કહેવામાં હું કાંઇ ખોટું જોતો નથી. ભલે તને ખોટું લાગે.

લી૦ તારો,

કલ્યાણ

(૬)

કલકત્તા.

તા. x x x.

ચિ. ભાઈ ઇન્દુ,

તારા લગ્નનું ઓચિંતુ મુહૂર્ત ઠરેલું જોઇ હું તો અચંબામાં પડી. કેટલોક વખતથી તારૂં નામ ચગડોળે ચઢેલું જોવામાં આવતું હતું પણ હું તેમાં કશું ખરૂં માનતી નહોતી. ગયા અઠવાડિયામાં બાના કાગળમાં કાંઇક ઇસારો હતો. પણ મેં તો ધારેલું કે, તારા મક્કમ વિચાર આગળ બાનું કાંઈ ચાલશે નહિ......છેવટે તારા કાગળથી બધો ભરમ ભાગ્યો.

તારા લગ્નનાં અવસરને મારે આનંદનો માનવો! માનવો તો જોઇએ કે, ભાઇ પરણે છે. દિલગીરી ફક્ત નાનીના કાગળથી જ ઉપજે છે.

નાની લખે છે કે, 'બાએ તારા લગ્નમાં છાની કોથળીઓ પડાવી છે, અને તે તારાથી છાનું રાખ્યું છે. બાપાજી જાણે છે, પણ તેમણે આંખ આડા કાન કર્યા છે. બીજું વળી તે લખે છે કે, નવી ભાભી તો તદન રોણું છે. ભાઇ તેમાં કાંઇ જાણતો નથી, કારણ કે, તે તો અત્યાર સુધી મુંબાઇ રહેતો હતો.

ભાઇ ઈન્દુ! મારૂં અંતઃકરણ બળે છે. મને લાગે છે કે, બ્હેને ભાઇને બચાવવો જોઇએ. રક્ષાબંધન-રાખડી-બાંધી આવતા વર્ષલગી તારૂં રક્ષણ કર-

વાને મેં અંતરની આશિષ આપી હતી. વીરપસલી તે આપી છે, તો તે વીર પસલી લેનાર બ્હેન તને ફસાવા દેશે?

તારા મનથી તું આ લગ્નને માટે ખુશી છે? તેને માટે પૂરતી તપાસ તેં કરી છે? મારે તો 'ભાઈ લાવે તે ભાભી!' કબુલ કરવી પડે

નાનીની પાસેથી ખરી ખબર મેળવજે-મેળવવા પ્રયત્ન કરજે બાપાજીએ પૈસાને લીધે ઠીક મૂક્યું હશે અને બાએ ભરાવ્યુ હશે કે, મહા ગહેનને તું કબુલ થયો છે, તેમા એમણે આડે આવવુ નહિ, ને બાએ તો એના અસલી સ્વભાવ પ્રમાણે બધુ કર્યું હશે. બાના સ્વભાવથી તું ક્યા અજાણ્યો છે?

બ્હેને ભાઈનુ ભલુ તાકવું જોઇએ તારા ખરાં અંતઃકરણથી તું કબુલ થયો હોય તો મારે મન તો આનંદ! નહીં તો જન્મભેર અજાણુ ટોળા સાથે તારો જોડાએલ સંસાર જોઇ મારૂં મન બળી જશે મારાથી તને દુઃખી જોઇ શકાશે નહિ

મારે આવવુ કે ના આવવું તેની સમજ પડતી નથી આવીશ તો ખરીજ કે જેથી છેલ્લી ઘડીએ તને બચાવાય! બીજુ લખુ ?

મરદો આવા હશે? મૈયત બૈરી માટે તેમને લાગણી નહિ હોય! હું એમ નથી કહેતી કે, તેઓ બીજી વાર ના પરણે, પણ તેમને જ્યારે આવી ફૂટ બધે ત્યારે વિધવાઓની સ્થિતિમા ફેરફાર કરવાને શા માટે તેઓ આડા પડે છે?

બિચારી બૈરી જીદગીભેર સડયાં કરે, ને ગરદ ખુશ ખુશાલ મ્હાલ્યા કરે એ આપણા સંસારનો અન્યાય નથી? સંસારનો ક્યાં દાખલો લઉં! આ તારોજ દાખલો. તું પરણવા તૈયાર થયો બીજાની ક્યાં વાત કરૂં? તમારાથી એક પત્નીવ્રત ના પાળી શકાય? તમારે લીધે સ્ત્રીઓ પોતાની આખી જીદગી દુઃખમા ગાળે, પણ તમારાથી એમના જેટલું યે ના વેઠાય? એ અન્યાય નહિ? ત્યારે ઉલટે અન્યાયનો ન્યાય ક્યા? ધન્ય છે સ્ત્રીઓને, નહિ પુરૂષોને!

સાંસારિક વ્યવહારમા તમે આમ હારશો તો રાજદ્વારી બાબતમાં તમે શું સંભાળશો? એક વ્હાલી સ્ત્રી ભૂલાય તો બીજુ શું તમે નહિ ભૂલો? તમારા હાથમાં રહેલું સાંસારિક વાતાવરણ તમે જુવાનિયાઓ નહિ સુધારો કે, ન્યાયને આંખે નહિ દોરો, તો તમે કરશો શું? તમારા ઘરમાં અન્યાય તમારે હાથે થાય, ત્યારે તમારે માથે એવા અન્યાયો બીજાને હાથે કેમ ના થાય? ભોગવવાને લાયક છો તમે તો!

તે બધુંયે ખરૂં, પણ આટલી ઉમ્મરે તું તારા પોતાના લગ્નનો સવાલ મા-બાપાજીના હાથમાંથી ન લઈ શકે? પહેલાં ન્હાનાં વર વહુઓનાં લગ્ન થતાં તેમાં તો માબાપોનેજ બધું ઉપાડી લેવાનું હતું. તમે આટલા મોટા થઇ, તમારી પોતાની મરજીની વિરૂદ્ધ હોવા છતાંયે ભવિષ્યના સંસારને બગાડવા ફક્ત માબાપની મરજીને અનુસરો તે ડહાપણ ભરેલું, નહિ? લગ્ન જેવા સવાલ તમારા હાથમાં ન હોય તો દેશના ગહન સવાલમાં માથું કેમ મારશો? આટલી તમારી પરતંત્રતા! તમારીજ છે, તો સ્ત્રીઓની કેમ ના હોય?

આવ્યા પછી બધી વાત.

તને લખવા માટેજ આ કાગળ જુદો લખ્યો છે, તમારાં બધાંની તબિયત સારી હશે. એજ.

લી૰

સૌ. લલ્લુની આશિષ.

(૭)

અમદાવાદ, તા. x x x.

ભાઈ ઝીણુંભાઈ,

તમારો કાગળ મળ્યો. તમારા કાગળથી અન્ધકારનો પડદો ખુલ્લો થઇ ગયો છે. મારી પત્નીનો પ્રેમ-તેની મૂર્તિ-આગલા સર્વે પ્રસંગો મને સાંભરી આવ્યા-નજર આગળ તરી આવ્યા. તેને આપેલું વચન યાદ આવ્યું...... x x x આ કારણોને લીધે અંતે મારૂં મન ફેરવાયું.

મારી પત્નીના વચનો યાદ દેવડાવવા-સંભારી આપવા-ખાતર હું તમારો હમેશનો તાબેદાર છું.

ઘરમાં રોજ ચાલતા કંકાસને છેવટનો દૂર કરવાના હેતુયે હું મારી બાના ખાસ આગ્રહને તાબે થયો હતો. મને એવી ખબર નહતી કે, મારા પિતાયે છાની રકમ લીધી છે! આ રિવાજને હું ધિક્કારૂં તો જાણ્યા પછી તેને અમલમાં કેવી રીતે મૂકી શકું?

સ્નેહલતા-વિધવા જયંતી-બાસુબિલ-વખતનાં ભાષણોની નકલો બીડવા ખાતર તમારો ઉપકાર માનું છું. તમને હું ખાત્રી આપું છું કે, હું પણ મારી પત્નીની પાછળ દુઃખી હાલતને સુખી માની લઇ વિધુર રહી-ફરીશ.

લગ્ન ન કરવાના વિચાર ઉપર હું આવ્યો છું. આજ રાતની મેલમાં પૂને જઈશ. ત્યાં જઇ હિન્દ સેવક સમાજ (Servants of India Society)માં જોડાઇશ, અને દેશની બનતી સેવા બજાવીશ.

મને સીધે રસ્તે ચ્હડાવવા બદલ તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

સી૦ તમારો સદાનો
ઇન્દુ.

(૮)

અમદાવાદ, તા. x x x

ભાઇ કલ્યાણ,

તારો કાગળ મળ્યો. મારે કુમળું ફૂલ જેવું બાળક મને અંતરથી વ્હાલું છે. તે મારી સ્ત્રીની પ્રસાદી-થાપણરૂપ છે. તેને મારે શા સારૂ કરમાવી દેવું પડે?

જો હું લગ્ન કરૂં તો તેને કદી સુખ ના મળે એ ખુલ્લુંજ છે......હું તેને મારી છાતીપર રાખીશ અને જાણે તેની વ્હાલસોઇ માતા મરીજ ગઇ નથી એમ તેને લગાડીશ

તારા કાગળ ઉપરથી મેં તપાસ કરી ત્યારે મને જણાયું કે, તારી વાત તદ્દન ખરી હતી આ બાબતમાં મને ખરેખર ઠગવામાં આવ્યો છે.

હું જોકે, આખા તદ્દન અજાણ્યા-નિર્દોષજ-હતો. મારી ભૂલ એટલી કે, મેં પહેલેથી તપાસ કર્યા વગર તેઓના ઉપર વિશ્વાસ મૂકયો, પણ ઉલટું તેમણે મૂકેલા વિશ્વાસનો દુરૂપયોગ કર્યો.

લગ્ન ન કરવાના ઠરાવ ઉપર હું અંતે આવ્યો છું.

તારા કાગળથી મને કશું ખોટું લાગ્યું નથી.

સી૦ ઇન્દુ.

(૯)

અમદાવાદ, તા. x x x

અ. સૌ. સુશ્રુષી નન્દુ બ્હેન,

બ્હેનો હોજો તો તમારા જેવીજ હોજો આપણા દેશને હવે તમારા જેવી બ્હેનોની પળેપળે જરૂર છે. સાધુત્વ રક્ષણ કરવાને યોગ્યપેલી બ્હેનો દરેક ઘરમાં હોજો.

નાનીને પૂછવાથી બધી ખબર જાણી છે. એણે મને પહેલેથી ના કહી એનું કારણ એને એમ જણાયું કે, મારી મરજી જ્યારે આમ છે તો વચમાં

હું શું કામ આડે આવું ? એવું કહેવું એક રીતે ખરૂં હતું, પણ તેને તમારા જેવા થતાં ના આવડયું !

બા અને બાપાજી તો હજી નકારમાંજ જાય છે. તમને તમારો જવાબ આપું ?

આપણું સાંસારિક વાતાવરણ અસલને બંધબેસતું હતું, પણ પછી તેમાં સડો લાગતાં એટલે સુધી પહોંચ્યો છે કે, તે સડાને પહોંચી વળવા હાલમાં કોઇ હામ ભીડતું નથી. એ સાંસારિક સડો આપણને સડાવે છે, અને સાથે દેશને પણ સડાવે છે. એ સડામાંથી પોતે કેવી રીતે છટકવું અને દેશને કેવી રીતે છોડવવો, તે માટે દરેકની આંખ ઉઘડી છે પણ હજી જોઇએ તેવા પ્રયત્નો થયા નથી. એનો કોઇ શોધક નીકળ્યો નથી અને ખરી નાડ કોઇએ પારખી નથી. સૌ જૂદા જૂદા રસ્તા બતાવે છે. તેને માટે ખરો ઇલાજ કર્યો છે, તે અજમાવાય છે. હજી તે માટેના અખતરાઓ અફળ જાય છે, ને સફળે થાય છે. સરળ રસ્તો હાથ આવતાં લાગેલો સાંસારિક સડો એની મેળે નાશ પામશે.

ખરૂંજ છે અને અત્યાર સુધી પુરવાર થયું છે, કે સ્ત્રીઓ કરતાં પુરૂષો ઉતર્યાં. પુરૂષો સ્વાર્થી અને મતલબી છે.

સૌ સૌનાં સુખ માટે પ્રયત્નો કરે છે. પુરૂષોએ આવા પ્રયત્નો કર્યાં છે. હવે સ્ત્રીઓએ પોતાને માટે પ્રયત્નો કરી રસ્તા ખોળવાની જરૂર છે. સ્ત્રીઓ જ્યાં સુધી તેને માટે તૈયાર નહિ હોય ત્યાં સુધી કોઇ શું કરશે ?

આ સવાલ આગળ સ્ત્રીઓની પરતંત્રતા નજરે આવે છે. સ્ત્રીઓએ પુરૂષો પાસેથી તે દૂર કરાવવાના પ્રયત્નો કરવા જોઇએ.

તમારે હવે આવવાની જરૂર નથી. તમે જે અન્યાય આંગળી કરી બતાવ્યો તે મારી નજરમાં ઉતર્યો છે, ને તેને ન્યાય આપવા હું હવેથી લગ્ન કરનાર નથી.

આજે રાતે પૂને જાઉં છું. સ્વ. ગોખલેવાળી સંસ્થામાં જોડાઇ તે માર્ગે આપણામાં પેઠેલા સડાને દૂર કરવાનાં પગલાં ખોળીશ.

અહીં બધાં સારાં છે. હવેથી કાગળ પૂને લખશો. એજ.

લી૦

ઇંદુના દંડવત્ પ્રણામ,

(૧૦)

મુરબ્બી પિતાજી,

મને ખરા જણાયલા કેટલાક કારણોને લીધે હુ આખરના નિશ્ચય ઉપર આવ્યો છુ કે, મારે મારા આ લગ્ન ના કરવા મારા માટેની કાળજીને લઇ આપે જે કાર્ય આરંભેલુ તેમા હુ આપને નારાજ કરૂછુ તેથી ઘણોજ દિલગીર છુ

માજાથી છાની ..રા ... .પાસેથી લગ્નની પહેરામણીને નામે જે રકમ આપે લીધી છે, તે તેમને પાછી મોકલાવી આપશો લગ્ન ન કરવાના કારણોમા આ મને મુખ્ય જણાયુ છે, કારણ કે આ રિવાજને હુ ધિક્કારૂ છુ

આજની મેલમા પૂને જઇશ સાથે મારા બાલકને પણ લઇ જાઉ છુ ત્યા જઇ હિન્દ સેવક સમાજ (Servants of India Society)મા જોડાઇશ

મારી ખાત્રીજ છે કે મારૂ આ પગલુ આપને અને મારી બાને ઉદ્ધતાઇ ભરેલુ લાગશે સગાવહાલાઓ મને ફાટી ગયેલા-વહી ગયેલો-ગણશે, પણ મને કાઇ દરકાર નથી આશા છે કે થોડા દિવસમા મારા ઉપરનો આપનો ગુસ્સો ઉતરી જશે

મને પાળી પોષી-કેળવી-મ્હોટો કર્યો તેના બદલામા હુ કશુ કરી શક્યો નથી તેથી મારૂ અંતઃકરણ બળે છે મને કેળવણી આપી છે, તે જ ખજાનો મારે બસ છે બીજી મિલ્કતની મારે જરૂર નથી

ના છુટકેજ મારે આ પગલુ ભરવુ પડયુ છે.

મારી બાને પ્રણામ બેનને આશિષ

લી૦

ઇન્દુના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ

(૧૧)

અમદાવાદ, તા x x x

મુરબ્બી,

આપને જણાવવાને દિલગીર છું કે, આપની ચી૦ .. સાથે મારૂ લગ્ન થનાર હતુ, પણ તે હવે હુ કરવા અશક્ત છુ

મારા પિતાજીએ આપની પાસેથી પહેરામણીને નામે જે મ્હોટી રકમ લીધી હતી તે પાછી લઈ લેશો અને કદાચ આપવા ના કહે તો કોર્ટમા ફરિયાદ માંડી વસુલ કરશો મારી પાસે તેમની સહીનો પુરાવો મોજુદ છે આપને લખી આપેલી પહોંચ શાહીચુસ (બ્લોટિંગ) ઉપર આબાદ પડી રહી છે

મારી આપને નમ્ર સૂચના છે કે મારા પિતાજી પાસેથી આપને જે રકમ પાછી મળે તેમાંથી આપની ચી૦........ને પૂરતું શિક્ષણ આપશો. આપણી આગળ પડતી ન્યાતના પ્રમાણમાં આપે કશું પણ શિક્ષણ આપ્યું નથી.

લી૦

ઈન્દુરાવ મણિલાલના પ્રણામ.

(૧૨)

અમદાવાદ, તા. x x x

મુરબ્બી પિતાતુલ્ય, .....

કેટલાંક કારણોને લીધે હું લગ્ન કરી ઓરમાયાંનું સાલ કોઈપણ રીતે ન કરવાના મક્કમ ઠરાવ ઉપર આવ્યો છું, અને કાંઈ પણ ધાંધલ ના થાય તે માટે આજે રાતના પૂને જાઉં છું. સાથે ચી૦...ને લેતો જાઉં છું. ત્યાં જઈ સ્વ. ગોખલેવાળી સંસ્થામાં જોડાઈશ. આપ ચી૦...માટે બેફિકર રહેશો. આપને ચી૦ ( દીકરીના )...વિના ગમશે નહીં, તે સ્વાભાવિક છે, પણ હું તેને મારી સાથે લઇ જાઉં તેમાં હું સુખી થઇશ એમ માની લેતો જાઉં છું.

લી૦

ઇન્દુના પ્રણામ.

—લી.—

———:o:———

# वरविक्रय.

સને ૧૯૧૭ ની નવેમ્બરની તા૦ ૩-૪-૫ નો દિવસ આપણા હિંદુસ્તાનના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે કોતરાયલો છે. તે દિવસોમાં ગોધરા ખાતે ભરાયલી બન્ને પરિષદોથી ને તેમાં ચર્ચાયલા વિષયોથી ભાગ્યેજ કોઇ અજાણ હશે. બન્ને પરિષદોમાં આપણી ન્યાતના ઘણા સ્ત્રીપુરૂષોની હાજરી હતી એ ઘણી આનંદની વાત છે. આવા દરેક જાહેર કાર્યમાં આગળ પડતો ભાગ લેનાર પોતાને ઉચ્ચ અને કેળવાયલી કહેવરાવનાર ન્યાતમાં અને બાળલગ્ન, કેળવણી વગેરેના ભાષણોથી સભાઓ ગજાવનારના ઘરોમાં વરવિક્રયરૂપી દુષ્ટ રાક્ષસ સ્નેહીની માફક ઘર કરી રહ્યો છે એ શું ઓછું શોચનીય છે. અભણ અને અજ્ઞાન કહેવાતી ન્યાતોમાં થતાં વિક્રય અને બાળલગ્નની માફક જો આપણી ન્યાતમાં પણ હોય તો આપણામાં અને હેમનામાં શું ફરક રહ્યો? અજ્ઞાનતાને લીધે અને અસમજથી રાખી મૂકેલા રિવાજ તો કેળવણીનો પ્રચાર

થતાં પાંચ દશ વર્ષ જશે; પરંતુ તેવી કોમોના તે રિવાજોપર ટીકા કરનાર આપણે કેળવાયલાઓતો સુધર્યા પછીજ દાખલ કરેલા દુષ્ટ રિવાજને જો દુર નહિ કરીશુ તો તેના પરિણામો શુ આવશે ને આપણે કેટલા નીચે જઈશું તે કહી શકવુ અશક્ય છે

આપણે કેળવાયલા થઇને આપણી ન્યાતમાથી કયો ખરાબ રિવાજ દુર કર્યો ? બાળલગ્નને પણ કઇ આપણે હોંસે દુર નથી કર્યા–એટલે કે આપણે કેળવણીના બળની જ્ઞાનની દ્રષ્ટિથી અટકાવ્યા નથી પણ એ તો પડયા ત્યારે દેવને નમસ્કાર કર્યા માની લીધા. બાળલગ્નથી હાનિ છે એવી ભાવના હજી અમારામા સ્ત્રીઓમા આવી નથી આ તો છોકરાને ભણાવ્યા સિવાય છુટકો નથી અને તે જેમ વધારે પરીક્ષા પાસ કરશે તેમ તેની કિમ્મત વધારે આનશે વરની આ સ્થિતિ થતા સ્વાભાવિક રીતે કન્યા મ્હોટી થાયજ; એટલે કે યોગ્ય વયનુ લગ્ન એ આપણો તેડેલો પરોણો નથી પરંતુ આવેલો અણગમતો પરોણો છે કોઇ પણ માતા પોતાની છોકરીને તદુરસ્તીને ખાતર કે યોગ્ય કેળવણી આપવાની ખાતર મ્હોટી નથી કરતી અમુક પ્રકારનું ગૃહશિક્ષણ, વિદ્યા, સગીત, મનોનિગ્રહ વિગેરે જે નીતિરીતિની ઉચ્ચ કેળવણી શાળામા તેમ માતા તરફથી જે પુર્વ કાળમા અપાતી તેના તો આજે સ્વપ્નાંજ છે.

આજે તો અમે ચાર બ્હેનો એકઠા મળીએ છીએ કે દુ:ખ રડીએ છીએ કે શુ કરીએ ? છોકરી મ્હોટી થઇ છે તે નિરાતે ઉંઘ પણ નથી આવતી આજે ઠેકાણુ પડતુ હોય તો આજે લગ્ન કરૂ પણ શુ કરીએ ? કંઇ હાથમા છે ઇત્યાદિ વાતો કરીએ છીએ ને તે સસ્કાર અમારી પાસે બેઠેલી અમારી કન્યાઓને અમે જાણે અજાણે પાડીએ છીએ અમુક ઉમ્મર સુધી અખડિત કૌમાર્યવ્રત પળાવી માતા, પત્ની અને પુત્રવધૂ તરીકે દરેક સ્થિતિમાં રહી શકે અને યોગ્ય ફરજો બજાવી શકે એવું શિક્ષણ આપવુંજ જોઇએ એવી માન્યતા ને તેને અંગે રાખવી જોઇતી દ્રઢતા એ બેના અભાવે કન્યાઓને યોગ્ય શિક્ષણ આપી શકાતુ નથી દેખાદેખી જે હાલ શિક્ષણ અપાય છે તેનાથી ઉછૃંખલતા, ખર્ચાળપણુ, સ્વતત્રતા સિવાય ખાસ સગીન ફાયદો દેખી શકાતો નથી વરવિક્રયરૂપી દુષ્ટ શ્વાસ દિવસે દિવસે વિશેષ પ્રસાર પામતો જાય છે ને એ નીચ લોભવૃક્ષના આપણે કેવા કડવા ફળ ચાખ્યા છે. તેનું શુ પરિણામ આવ્યુ છે ? આપણે કેટલું અધઃપતન થયું છે ને આપણી શુ સ્થિતિ થઇ છે એ ખુલ્લુ કરીને કહેવાની જરૂર નથી કારણ કે તે સઘળું મ્હારા જ્ઞાતિબંધુઓ કે ભગિનીઓથી અજાણ્યુ નથી, એ સ્થિતિનો–એ પરિણામનો

-વિચાર પણ કંપારી ખવરાવે છે. પરંતુ ઘણુંજ આશ્ચર્યજનક છે ને તેટલુંજ મનસ્પદ છે કે આપણે તેને આચારમાં મુકાયલો જોઇએ છીએ ને તે પણ ઘણીજ શાન્તિથી જોઇએ છીએ. તેને માટે કોઈની પણ આંખ ઉઘડતી નથી. કંઇ પણ સ્ફુરતો નથી એ શું ઓછું શરમભર્યું છે. એ રિવાજ ચાલુ રહેવા દેવાથી તો આપણે આપણને કેળવાયલા અને સુધરેલા કહેવાનો હક્ક પણ ગુમાવીએ છીએ. જ્યારે આપણી ન્યાતમાં આપણેજ સુધારો નહિ કરીએ તો પછી બીજું કોણ કરશે ? આપણી ન્યાતમાંજ જો આપણે કાંઇ ન કરી શકતા હોઇએ તો પછી બ્હાર મ્હોટા મ્હોટા ભાષણો આપવા તે પગ નીચે લંકા બળે ને પારકી આગ ઓલવવા જેવું છે ને એટલું તો હવે ચોક્કસજ છે કે ભાષણો કર્યે કર્યે કાંઇ વળે તેમ નથી. વિચાર કરતાં આચારની-કહ્યા કરતાં કરી બતાવવાની-વધારે જરૂર છે.

આટલો વખતથી આ દુષ્ટ રિવાજ પ્રચલિત છે છતાં પણ કોઇએ એવી પ્હેલ કહાડી છે કે ન્યાતના રિવાજ ઉપરાંત એક પાઈ પણ લીધા વિના લગ્ન કરવું. પૈસા તો આવે તે માર્ગે જાય છે. એવો નિસાસાનો પૈસો કાંઇ ટકતો નથી. પરંતુ આપનારને તેથી કેટલો કલેશ થાય છે, કેટલો ત્રાસ થાય છે તે તો તે જ જાણે. વધુ શરમાવા જેવું તો એ છે કે ન્યાતના પૈસાદાર ઘરો પણ આ અપવાદની બ્હાર નથી. ત્યાં તો ઉલટો આ રિવાજ વધારે પ્રમાણમાં છે. હજી આપણે આટલેથીજ નથી અટક્યા એ લોભે તો આપણું હિંદુત્વ ને મનુષ્યત્વ હર્યાં છે. કહેવાદો કે આપણે એ નીચ લોભયજ્ઞમાં આપણે હાથેજ તેની આહુતિ આપી છે ને તે કૃત્ય તે એ છે કે કન્યાવાળાના ઘરબાર ગીરો મુકાવી તેની આખી જીંદગીમાં પાઇ પાઈ કરીને સંઘરેલી રકમ બેહજાર ને પાંચ હજારની થેલી ત્રીજોરીમાં સાચવીને ગૃહિણી કને મૂકાવીને મ્હારા વિદ્વાન ગણાતા, કેળવાયલા કહેવાતા, સુધારકમાં ખપતા, કન્યાવિક્રય ને બાળલગ્નના ભાષણોથી સભાઓ ગજવતા, સો ઉંદર મારીને બિલાડી પાટ બેઠી હોય તેવા બંધુઓ વડીલો પંચમાં જઇને હિન્દુના પવિત્ર ગણાતા દેવ, ગૌહત્યા, બ્રહ્મહત્યા ને ગીતાજીના સોગન ખાઇ આવે છે. આવા આપણા સત્યવક્તૃત્વ ને ધર્મનિષ્ઠતાને માટે વધુ લખતાં જડ કલમ પણ કંપે છે પરંતુ મ્હારા જ્ઞાતિબંધુઓ મનુષ્ય નથી કંપતા (કારણ અમે હિમ્મતવાન ક્ષત્રિય છીએ-[illegible] કે ભુંડે નામ તો છે ને-) તે શું ઓછું શરમભર્યું છે ? આ સ્થિતિ જેમ વધુ વખત ચાલુ રહેશે તેમ આપણે વધુ ને વધુ નીચે જઈશું. જે થોડુંઘણું બાકી રહ્યું હશે તે પણ ગુમાવીશું ને આપણું કેટલું અધઃપતન થશે તે કલ્પવું અશક્ય છે,

# एक चक्रमना विचारो (चालु).

—⁂—

અધિપતિશ્રીએ કૃપા કરી મારા દોઢ ડાહ્યા વિચારો માટે ગયા અંકમાં જગા કરી આપી તે માટે તેમનો ઉપકાર માનું છું. અને વળી ગઇ વખતેજ "વધારે આવતા અંકમાં" એમ કહીને મેં મારો હક રાખ્યો હતો તે હકની રૂએ, હું વળી પાછા મારા થોડા વિચારો લખી મોકલું છું.

ગઇ વખતે મેં જણાવ્યું હતું કે લગ્ન વખતે આપણને કેટલી સતામણ થાય છે, તથા મારાજ છોકરાના લગ્ન વખતે મ્હોરા માટે, હું આર્ય સમાજી, પ્રાર્થના સમાજી હોવા છતાંયે, કેવી રીતે બેસાડવા પડયા હતા. ત્યાર પછી શું થયું તે હવે જણાવીશ. પછી મારો બાવીસ વર્ષનો છોકરો એની સાસુને ખોળે બેસવા ગયો. તથા જોડે જોડે સાકર પણ ખાવાનો હતો. વાહરે મારો નાનકડો કીકલો! કેવો સારો શોભ્યો હશે! હું કહું છું કે હવે આ રિવાજનું શું કામ છે? ત્યારે બધા મને ચક્રમ કહે છે. પણ બોલો સાહેબ ચક્રમ કોણ લાગે છે? હું કે આ રિવાજ રાખનારા? ત્યાર પછી વળી મારે ત્યાં રાખરણની માણ મેળવાની હતી. આપણે તો ઉપરની બારીયેથી બધો તાલ જોયા કરતા હતા. કારણ કે એ આપણા ક્ષેત્રની વાત નહિ. એ તો લેડીઝ ડીપાર્ટમેંટની વાત. એટલે આપણાથી બોલાય નહિ. બે મ્હોટી માટીની માણો આણી હતી. અને તેમાં દહીં નાંખ્યું હતું. આ દહીં બહુ સંચાનું સપ્રેટ હતું, એ તો ઘેરે ઘેરની વાત એટલે સૌ જાણતાજ હશો. આમાં ખાંડ નાંખીને મેળવાની. થોડું ઘી પણ અંદર નાખવાનું હોય છે પણ એ તો કહેવાય પાંચ શેર અને તંખાય પા શેર. આમ મેળવીને પછી બે માણો ગોલાઓ બાંધીને લઇ ગયા વેવાઇને ઘેર. આ કારભાર બધો ત્રણેક કલાક મારે ત્યાં ચાલ્યો, અને એક આવે ત્યારે બીજું ના જડે. એમ કરતાં ઘોંઘાટ એટલો થયલો કે એતો લગ્નમાંજ શોભે વળી આ માણમાંનું સુંદર સંચાનું દહીં તો છોકરીઓ ન્યાતમાં વ્હેંચવા નિકળે. ઉનાળાનો દહાડો હોય તો દહીં વખતે ફદફદી પણ જાય. અને છોકરીઓને ખાસો પાંચ છ કલાકનો ઉદ્યમ મળે. વળી કોઇને વધારે ઓછું અપાય તો લઢવાનો લાભ પણ મળે. મેં કહેલું કે આ રાખરણની માણ કાઢી નાંખો અને જો તમને વ્હેમ હોય તો શુકનનું થોડું દહીં મોકલો. બગડેલું દહીં અને તે પણ લચકે લચકા, ન્યાતમાં નહિ વ્હેંચાય તો ચાલશે. પણ પહેલ કોણ કાઢે? ઠીક ભાઇ ઠીક!

પહેલ ના કાઢશો, બીજ ના કાઢશો અને રીત પણ ના કાઢશો મોઘવારીની બુમ પાડો, પણ નકામા ખર્ચ ઓછા ન કરશો છોકરીઓને ભણવા વખત નથી પણ શાખરણુ વ્હેચવા છે.

વળી ત્યાર પછી તણી છાપવાની વાત આવી કોઇ દિવસ તરવારનુ મ્હો પણ નહિ જોયલુ તે છોકરો બભે તરવાર લગાવી ઘોડે બેસી બટેરાનો મચ્છવેધ કરવા નિકળ્યો મે કોઇને પૂછયુ કે ભાઇ હવે આટલુ ના ર્યું હોય તો ! ત્યારે વળી પાછો મને દોઢ ડાહ્યો અને ચાપલો તથા ચીકણો કહી મારા એક વૃદ્ધ કાકાએ મને ચૂપ કરી દીધો પણ પછી તો મ્હોટો લગ્નનો વરઘોડો નિકળ્યો થોડી ઘણી ન્યાતની ગાડીઓ એકઠી કરી હતી પછી વળી એક જેવી તેવી વાડી હતી વાડી તો લુટાઇ જવાનીજ હતી, અને મારાજ હાથનો કારભાર હતો એટલે મે એક ત્રણ રૂપિયાનુ ખોખુ આણ્યુ હતું. પણ એટલુએ આણુ તો પડ્યું હતુ વાડીની આસપાસ જુવાનીઆ ટોળુ હતુ તેમની પાછળ મ્હોટા મરદો હતા તેમણે નવા કપડા તથા લાલચોળ પાઘડી પહેર્યા હતા કોઇ દિવસ ના પહેરે તેવાઓએ પણ પાઘડી પહેરી હતી હુ પણ તેઓમાનો એક હતો—આ સૌ તો ઓળખાતા પણ ન હોતા તેઓ બધા ધીમે ધીમે ગભીર મો રાખી ઠાવકા ચાલતા હતા ત્યાર પછી ઘોડી ઉપર વરરાજા બેઠા હતા ઘોડા ઉપર સુનેરી સાજ હતો. વરે જરીનો જામો, મ્હોટુ પિતાબર, સુનેરી પાઘડી, અને શરીર પણ ઢંકાઇ જાય એટલો શેરો પહેર્યો હતો એનો દેખાવ તો કંઇ વિચિત્રજ લાગતો હતો આવા કપડા શું કામ એને પહેરાવતા હશે ? સારા સ્વચ્છ કપડા પહેરીને પરણવા જાય તો શુ લગ્નક્રિયા અધુરી કહેવાય ? કોણ જાણે કે તેને પૂછાય ? પૂછુ તો કદાચ ચક્રમ કહે ઘોડી પાછળ બૈરા ઠહેરાબધ ચાલતા હતા અને કેટલાએ દસકા થયા ગવાતા આવેલા ગીતો ગાતા હતા એમનો પોશાક પણ ચિત્ર વિચિત્ર હતો કિમતી તો હતોજ શોભીતો હતો કે નહિ તે તો કોણ [illegible]ણે ! આમ બધું સરપસ વ્હેંચાઇને ઘેર પહોચ્યુ તો ખરૂ. ત્યા વરરાજ [illegible]યાની બળીના ફેરા ફર્યા બળી ઉચકનારા બિચારા કન્યાના મામાઓના [illegible] હાથ ભુગ્ગી જતા હતા કારણ કે અદર કાઇ નાના સરખા કન્યા ભાઇ હોતા પણ ખાસા સત્તર વર્ષના હતા તો પણ આવી બળી કેમ કાઢતા [illegible]ો ! વરરાજાએ સોટીઓનો માર તથા પૂરીના પ્રહાર મૂંગે મોઢે સહન તો [illegible]ા પછી સૌ અદર ગયા પુરૂષ વર્ગમા નાળિયેર વ્હેચવાના હતા એટલે [illegible]ધાટ જબરો થઇ ગયો હતો સૌ પોતાના હાજર કે ગેરહાજર સગાના

ટકા ગણી લેવામાં પડયું હતું. આનંદ, ઉત્સાહ, ગાંભીર્ય કે શોભા કાંઇજ લેવામાં આવતું ન હોતું. બસ ટકા ટકા ને ટકાજ. આમ ટકા, જ્હેંચીને હું તો પશ્ન્યાતના સાજન આગળ ટકાનો બન્યો હતો.

પુરૂષોને બેસવા માટે કાંઇક ઠીક હતું. પણ સ્ત્રીઓને તો ચોકમાંજ બેસવાનું હતું. તેમાં કાંઇક થોડું ઘણું પાથર્યું હતું. અને બાકીને ઠેકાણે તો પાથરેલું ન હોતું એટલુંજ નહિ પણ પાણી ઢોળાયલું હતું. સ્ત્રીઓ બધી પોતાની ઝીકની, બદલાની, કસબની સુંદર સાડીઓ કે પટનીઓ સાથે અંદર ગઈ અને ગમે તેમ ગોઠવાઈ. અને એકે એકની સાડીનો કચ્ચર ઘાણ નિકળ્યો. શું સ્ત્રીઓ માટે રીતસર ગોઠવણ કરવાની પણ શાસ્ત્રમાં મનાઇ હશે? સ્ત્રીના દરજ્જાની, સમાન હકની વાત તો બાજુ ઉપર રહી પણ કાંઇ સાધારણ વિવેક તો તેમના તરફ દર્શાવવો જોઇએ? તેમનાં કપડાં ન બગડે તેટલું તો જોવું જોઇએ? ભાઇઓ એમાં કાંઇ માન આપવાનો સવાલ નથી એ તો આપણુનેજ નુકશાન છે. એમનાં કપડાં આપણાંજ ખીસામાંથી ખરીદાય છે. માટે જરા આ વાત ધ્યાનમાં લ્યો. કોઇને મોઢે તો મારાથી બોલાય નહિ, એટલે અહિંજ લખું છું. લગ્નક્રિયા ચાલી. બ્રાહ્મણો ગોત્રોચ્ચાર કરી ગયા. વરકન્યાના કુળના ગુણગાન કરી ગયા પણ બધું સંસ્કૃતમાંજ. ન સમજે વરવાળા કે ન સમજે કન્યાવાળા. પછી બધી ક્રિયા ચાલી તે પણ સંસ્કૃતમાં. સપ્તપદીના શપથ લેવાય તે પણ સંસ્કૃતમાં. કન્યાદાન અને પતિગૃહણ થયું તે પણ સંસ્કૃતમાં. અમારા ચિરંજીવીની સેકંડ લેંગ્વેજ તો ફારસી હતી; અને કન્યાને તો એકજ લેંગ્વેજ હતી, મધર ટંગ શિવાય બીજું કાંઇ ભણવા ફુરસદજ ન હોતી મળી. એટલે પરણનાર યુગલ આમાંથી શું સમજ્યા હશે તેની તો તપાસજ ના કરી હોય તે સારૂં. વળી દેવની સ્તુતિ પણ સંસ્કૃતમાંજ. આપણે બધા તેમજ બ્રાહ્મણ બિચારા એમજ જાણે છે. કે પરમેશ્વરની માતૃભાષા સંસ્કૃત અને તે વખતે હાઇસ્કુલનો ક્રમ આપણા જેવો નહિ હોય એટલે સેકંડ લેંગ્વેજ તરિકે ગુજરાતી સ્વર્ગમાં દેવતાઓ ભણેલા નહિ હોય. એટલે સંસ્કૃત સિવાય બીજી કોઇ ભાષામાં એમની સાધના કરીએ તો કદાચ તે સમજે નહિ. ઠીક ભાઇ ઠીક! ત્યારેતો પરમાત્માની પણ આ ઠીક વાત! અને સ્તુતિ કરનારા તો બિચારા સંસ્કૃત જાણે નહિ એટલે એમના આત્માને તો શાંતિ તે સ્તુતિથી ક્યાંથી મળે? પણ હજી કોઇની ધ્યાનમાં બધી ક્રિયા, સ્તુતિ, શપથ, ગુજરાતીમાં કરવાનું ઉતરતું નથી.!! આમ લગ્નક્રિયા થઈ રહ્યા પછી વળી વડીમુખડી થઇ. તેમાં એ કાંઇ કાંઇ ફારસો, ધમાધમ,

હોનગરા, વગેરે લખવા જેવું છે વરકન્યા છ'હ રમ્યા. કન્યા સંતાઇ. વરે ખોળી, વરરાજા નાહ્યા બન્ને બાટલા ઉપર બેઠાં. અને ગાડીમાં સજોડે બેસી ઘેર આવ્યા. આ બધું તો મેલ સ્પીડથી થઇ ગયું. પણ કારભાર આખો રાત ચાલ્યો હતો. આમાં શી મઝા પડી ? શું આ ધર્મ પ્રમાણે છે કે રૂઢીજ છે ? આ કાઢી નાંખ્યું હોય તો ?

હાલ તરત આટલા ઉપરજ વાંચનાર વિચાર કરશે તો બસ છે. વળી અધિપતિ કૃપા કરશે તો આવતી વખત વિશેષ.—

સી૦ હોદ્દહો.

---

## प्रभातियुं.

ઉઠને ક્ષત્રિના વીર વરણાગીયા,
તુજ વિના ન્યાત ને કોણ તારે;
કુઇ રિવાજ તો, ઘર કરી જે રહ્યાં,
તેહને તુજ વિના કોણ કાઢે.—ઉઠને૦
સર્વ સંસ્કારમાં લગ્ન સંસ્કાર તો,
આપણે સહુ અહિં શ્રેષ્ટ ગણતા;
ધર્મ ક્રિયા થકી, ગૂઢ બહુ હેતુથી,
લગ્નથી દંપતિ એક થાતા.—ઉઠને૦
ધર્મને દૂર કરી, સ્વમાનને તજી દઇ,
લગ્નની રીતમાં ભીખ લેતા;
ન્યાતિના ભાઇનું ને વળી બાઇનું,
હૃદયને બાળીને નિત વેચે;—ઉઠને૦
આ નથી શોભતું, હૃદયને પૂછ તું,
ન્યાતની આબરૂ બ્હાર ફુબે;
માત ને તાત તો આજ કન્યા તણા,
દીન દારિદ્રમાં ખુબ ડુબ્યા;—ઉઠને૦
જોઇ આ દીનતા હૃદયને બાળતા,
માત ને તાત સહુ બાલિકાના;
નારી જાતિ તણો, અવતાર દુઃખી ઘણો,
જાતને બાળીને ખાખ કરતા;—ઉઠને૦

ઉઠો શું ! ઉઠનો વીર જ્ઞાતિ તણા,
દૃષ્ટ રિવાજ આ બંધ કરવા;
સ્નેહથી ધારજો કંચ વિચારને,
ધર્મ સેવા તણો ના વિસરતો;—ઉઠનો૦

સ્નેહી-સેવાધર્મી.

---

## સંસાર.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

મ્હારી ત્હમારી પંક્ષી સમ છે પ્રીતડી,
મળીયાં જગની ડાળે અચાનક આજ જો;
" સફળ કરો આ સહજ સમાગમ આપણો "
દાખવજો કંઇ હૈયાં કેરી દાઝજો;—મ્હારી૦
સળગે આ વન દાવાનળ દુઃખ શોકથી,
પારધિ શર લઇ કરતો નિશદિન શોધજો;
નથી ઠરીને અહીંઆ કદીકો બેસતાં,
જન્મી પામ્યાં નહિં કંઇ જીવન મોજજો;—મ્હારી૦
ઝુમખે ઝુલે ઝુલે સુંદર મોરલા,
નાચે કૂદે ફળો ખાવાને માટજો;
મીઠાં નહિં પણ કડવાં ફળને ચાખતાં,
ભૂખે ભટકી વળતાં પાછા વાટજો.—મ્હારી૦
સુંદર સ્નેહ-સરિતા કેરે કાંઠડે,
ચંચુ ભરશું કરશું અમૃત પાનજો;
મળીયાં છો તો આનંદ કુંજે ગુંજતાં,
પ્રીતે કરશું મીઠાં કલરવ ગાનજો.—મ્હારી૦
સંપી જંપી રહેતાં દોષ વિસારશો,
એથી મળશે ઘડી અધઘડી આનંદજો;
ફરરર કરતાં ક્યાંને ક્યાં ઉડી જશું,
મળશું જો મેળવશો જગનો નાથજો;—મ્હારી૦

વસંત જ્યોતિ.

---

## जीवन सर्वस्व पतिमां मनमतिने विलीन राखवा हितवचन.

(અંતરે અહાહા–એ લય)

બ્હેનો ! નિજ પ્રિયતમ પતિ માંહિ, તમ મનમતિ કરજો લીન,
માનો જીવન કેરી એ ખીણ,
જે છે સ્નેહનું સાચું ચિન્હરે; બ્હેનો.
સદ્‌ગુણાલંકારે શોભી રૂડું કરો, નિજ ગૃહ શાંતિ સદન,
સર્વથી અંતર અલિપ્ત રાખીને, રાખજો હસતું વદનરે; બ્હેનો.
વિશુધ્ધ સાત્વિક સ્નેહનું દેજો, નિજ પ્રિય પતિને દાન,
જેના પરિણામમાં પામી રહેશો, દિવ્ય સતીનું સ્થાન રે; બ્હેનો.
જે સ્નેહ જાળવવા કાજે છોડયાં, આભૂષણો ને મ્હેલ,
તેવો દૈવી સ્નેહ જ આજે, વિરલ જનોમાં રહેલરે; બ્હેનો.
અર્ધાંગના છો નિજ પ્રિયતમનાં, દીન બનો શા કાજ,
હૃદયથી હૃદયને હેળવી લઇને, ભોગવો તે શું સામ્રાજ્યરે; બ્હેનો.
કાર્ય કરતાં કારણ રૂપમાં, થઇને રહો તદાકાર,
આદર્શણીય જીવન દર્શાવતાં, પામશો જગ જયકાર રે; બ્હેનો

સુલોચના બ્હેન.

—:o:—

## पुस्तक परीक्षा.

१.

### " तत्त्वचिंतन याने नित्यपाठ शिक्षापत्री."*

આપણે સામાન્ય રીતે લેખકો કે પંડિતો થતા નથી. આપણું વલણ ઐશ્વર્ય તરફ સત્તા પ્રાપ્તિ તરફ અને સનાની સાથે સાથે મળતા કે સત્તામિશ્ર ભોગો તરફ–આપણા પૂર્વજોએ એવું તો સુદૃઢ બનાવેલું છે કે સૈકાઓ થયાં આપણે એમનાં બાળકો હજી એજ ચીલાઓમાં આપણા જીવનપ્રવાહને વહેવાડયા કરીએ છીએ આથી કરીને આપણામાં ધર્મ અને વિદ્યા તરફ જે જોવાનું વલણ થાય છે તેઓ પણ ઘણુંખરું બાહ્યાચારની કર્મઠતા તરફ

* જેમ્સ એલનકૃત Meditations નો અનુવાદ. જ્ઞાનવર્ધક પુસ્તકમાળામાં પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા.

અને વિદ્યાના પોષણ તરફ વળે છે. બેશક, જે જનસમૂહનું સામાન્ય વલણ આ પ્રકારનું હોય તેમાં પણ જમાને જમાને કેટલીક અપવાદરૂપ વ્યક્તિઓ પેદા થાય. શ્રીમદ્ વલ્લભાચાર્યના જીવનવૃત્તાંતમાં એક પરોતાણી તેના પુત્રો અને ત્રણ ચાર બ્રહ્મક્ષત્રિયોનાં નામ આવે છે. ગયા જમાનામાં સદ્‌ગત મણિલાલ શંભુલાલે કંઇક પુસ્તકો રચ્યાં હતાં. અને સદ્‌ગત સાકરલાલ દુર્ગારામનાં એકાંત જીવનમાં શુદ્ધ ભક્તિભાવનું સરલ અંતઃકરણ તેની નિર્મલ ખુશબો ચારે તરફ ફેલાવી રહ્યું હતું. સદ્‌ગત અંબાલાલ સાકરલાલ અસાધારણ બુદ્ધિપ્રભાવથી ન્યાયાધીશ તરીકે અને દેશનાયક તરીકે પ્રથમ પંક્તિમાં ઝળક્યા તે ઉપરાંત એમના ભાષણોમાંના વિચારમૌક્તિકો અને એમની શૈલીની અજબ લક્ષ્યવેધિતાને લીધે એઓ પોતાનાં જમાનાના લેખક-ગુરુઓમાં પણ સ્થાયી કીર્તિ પામી શકયા. સદ્‌ગત ભગવાનલાલ સંપત્તિરામ પણ ગુજરાતી ભાષાનાં સાક્ષરરત્નોમાં કાયમ નામના મુકી ગયા છે. કવિ નર્મદ અને હોપ વાંચનમાલાના લેખકો મળીને જે મુઠ્ઠીભર કલમબાજોએ આ જમાનાના અર્વાચીન પાયો નાખ્યો તેમનામાં "કોલમ્બસનો વૃત્તાંત" એ સરલ અને મનોહર ઇતિહાસ લખનાર સદ્‌ગત મણિલાલ મથુરાદાસજીનું નામ પણ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં લાંબો સમય ટકશે. આગલા જમાનાઓમાં પણ આવા કોઇ કોઇ થઇ ગયા હશે. પરંતુ આ દાખલાઓ અપવાદરૂપજ છે. બ્રાહ્મણ જ્ઞાતિઓમાં જેમ જેમ અનેકાનેક શાસ્ત્રીઓ, વિદ્વાનો, કવિઓ, ભક્તો, સંન્યાસીઓ આદિ જમાને જમાને પ્રકટે છે, તેમ આપણી ન્યાતમાં થતું નથી. કલમ કડછી અને બરછીનો સમન્વયનો પેશો નાગરોની માફક આપણો પણ છે, એમ આપણે આગળથી ચાલી આવેલી ઉક્તિને ગર્વથી સમ્ભારીને કોઇ કોઇ વાર કહીએ છીએ ખરા. પરંતુ આપણી કલમ તે અમલદારીની સહીનું બીલાડું ચિતરવાની કે વકીલની પોતાના અસીલના પક્ષની હકીકતો રજુ કરવાનીજ કલમ થઇ ગઇ છે. સરસ્વતી દેવીની કલમનું રૂપ એ કોઇ કોઇ અપવાદરૂપ વ્યક્તિના હાથમાંજ ધરી શકે છે.

આથી કરીને રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય બી. એ. અને રા. રા. જાદવરાય હકુમતરાયે આ ચોપડી બહાર પાડી છે તેથી અમને વિશેષ આનંદ થાય છે. અને અમે આશા રાખીએ છીએ કે એઓ પોતાનો વિદ્યાશોખ આવો ને આવો સતેજ રાખી વખતોવખત બીજી ચોપડીઓ પણ પ્રકટ કરશે. એકાદ ચોપડી બહાર પાડનારા તો હાલના વાતાવરણને બળે આપણામાં સંખ્યાબંધ માણસો

થવા લાગ્યા છે. દાખલા તરીકે રા રા માણેકલાલ સાકરલાલે, રા રા ધીરજલાલ કેશવલાલે, અને રા રા ચંદુલાલ મણિલાલે સારી કવિતાઓ પ્રકટ કરેલી, રા રા ચિમનલાલ હરિલાલ સેતલવાડે, રા રા ખુશાલીદાસ ગંગાદાસે, અને રા રા નીલકંઠરાય ઠાહ્યાભાઈએ એક બે સારી ચોપડીઓ બહાર પાડેલી, અને રા રા ધીરજલાલ નરભેરામ, રા રા. ધીરજલાલ ચિમનલાલ, રા રા ત્ર્યંબકલાલ ચંદ્રશંકર તથા એમનાથી ન્હાની ઉમરના બીજા પણ કેટલાક લેખકો આપણામા હાલ છે, જેમાથી એક કરતા વધારે પોતાનો વિદ્યાશોખ કાયમ રાખશે તો સારી સાહિત્યસેવા બજાવી શકશે એવી આશા રહે છે પરંતુ આપણી ન્યાતનું સ્થાયી વલણ ઉપર લખ્યા પ્રમાણે જુદી જાતનું હોવાથી પ્રણાખરા માત્ર આરમ્ભ કરીને વિરમી જાય છે, બીજે ચીલે ચઢી જાય છે, અને એમના તરફથી બાધવા માડીએ તે આશાઓ અધૂરીજ રહે છે આ ચોપડીના કર્તાઓનુ કર્તા તરીકેનુ ભવિષ્ય આ પ્રમાણે ટુંકુ ન નીવડો એવી આશા રાખીએ છીએ

ચોપડી ઇંગ્રેજી ઉપરથી તરજુમો છે તથાપિ તેની ભાષા સરસ છે અને એમા તરજુમિયા વાક્યો અને શબ્દ કોઇકોઇજ છે. પાને પાને બોધ છે તે અતિશય શાત અને સાત્વિક શબ્દોમા અને શાતિ તથા સાત્વિકતા હરેક પ્રયાસે ખીલવવાનો છે. આપણા ખરા શત્રુ આપણા રાગદ્વેષ છે, આપણી હલકી વાસનાઓ છે, આપણે જે ખરો વિજય મેળવવાનો છે, જે ખરા સત્કર્મ કરવાના છે, જે સાચો ધર્મ વિકસાવવાનો છે, તે આ આસુરી સપત્ને દાબી દઇ હૃદયપદ્મમા દૈવી સપત્ના શુદ્ધ બીજ રોપી તેને ક્ષણે ક્ષણે પાળીપોષીને ઉછેરવા અને ખીલવવાનો છે જે આત્મા પોતાનું પોત આ પ્રમાણે વિકસાવે તેજ પોતાનો ખરો મિત્ર અને બેલી અને સદ્ગુરુ છે આપોપુ શુદ્ધ શાત રસથી ઝળહળો એવી આકાક્ષાજ ખરી મહત્વાકાક્ષા છે આ આકાક્ષાનો તનખો એકવાર ખરેખરો થતે છે તો પછી તેનામા ઇષ્ટ પરિણામ સાગોપાગ સિદ્ધ કરવાની શક્તિ પણ પૂરેપૂરી છે પરિણામમા ક્યારા રહે છે તે આપણી પોતાની નિર્બળતાને લીધે રહે છે, વાસનાબળ તરફ આપણો વિરાગ અને આત્મા ઉપરનો આપણો રાગ પૂરેપૂરો જામે નહિ તેને લીધેજ રહે છે એ વિરાગ અને એ રાગની વધુ વધુ જમાવટ કરવી એજ જીવન છે, એજ સત્કર્મ છે, એજ કર્મબધછેદન, અને એજ મુક્તિ છે આ પ્રમાણેનો બોધ આ ચોપડીમા પાને પાને અને લિપિએ લિપિએ અનેક યુક્તિપ્રયુક્તિ, દાખલા દલીલ અને

અલંકારો તથા વચનામૃતો વડે તેમજ એક સરખી સરલ અને શાંત શૈલીથી કરેલો છે. જે કોઇ આ ચોપડી શાંત ચિત્તે વાંચી શકશે અને તેનો બોધ ધારણ કરી તે પ્રમાણેનું આચરણ ઘડવા મથી શકશે, તે દરેકને એમાંથી તેની એકાગ્રતા અને દૃઢતાના પ્રમાણમાં ખરેખરો લાભ મળી શકશે. વળી બીજી ચોપડીઓની માફક આવી ચોપડીને આદિથી અંત સુધી સળંગ વાંચીએ તોજ લાભ મળે એમપણ નથી. બલ્કે આવી ચોપડીઓ એથી ઉલટી જ રીતે વાંચવાની હોય છે. ગમે તે વખતે શાંત ચિત્તે ગમે તે પાનું ઉઘાડી તે આખું કે તેનો ગમે તેટલો ભાગ વાંચીએ તો યે બસ છે. જે કંઇ વાંચન કરીએ તે શાંત ચિત્તનું વાંચન જોઇએ, તે પછી તેનું મનન જોઇએ અને તે વર્તનમાં ઉતારવા માટે આગ્રહ જોઇએ. જે આ પ્રમાણે કરી શકતા નથી તેમને આવી ચોપડીથી લાભ થવાનો સંભવ પણ થોડોજ છે. અને સામાન્ય વાંચનારાઓ વિષે તો આમાં અખાનું એક વચનામૃત ઉતાર્યું છે તે જ ખરું છે; એ અહીં ટાંકી આ અવલોકન પૂરું કરીએ છીએ.

> "ઝીણી માયા તે છાની છરી, મોટી થઇને મારે ખરી.
> બળગી પાછી અળગી ન થાય, જ્ઞાનિ પંડિતને માંહેથી ખાય,
> પંડે ઝીણો થઇ ઝીણીને (જો) હણે,–સાચી પ્રીત અખો તેને ગણે.
> ન્હાયાં ધોયાં ફરે ફૂટડા, ખાઇ પીને થયા ખૂંટડા.*
> જગત પ્રમોદે† જડા થઇ, પણ ઝીણી માયા તે માંહી રહી;
> કાયા કરે તે ઝીણીની પક્ષ, ઝીણી તે જડાનો કરશે લક્ષ."

**બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.**

૨.

**મેટરલિંકના નિબંધો**—(ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ગ્રંથમાળા નં. ૩.) ભાષાંતર કર્તા રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, કિં. ૦–૬–૦

રા. ધનસુખલાલ હવે ગુજરાતી સાહિત્યમાં રસ લેનારી આલમમાં અજાણ્યા રહ્યા નથી. તેમની વિનોદી વાર્તાઓ, રહસ્ય પૂર્ણ ગંભિર અંગ્રેજી ઉપરથી લખાએલા લેખો, અને ડીટેકટીવની કથાઓ આપણને પરિચિત છે. મેટરલિંકના નિબંધોનું ભાષાંતર કરીને તેમણે બતાવી આપ્યું છે કે આવા ગંભિર અને મનનશીલ લેખો માટે પણ તેમનો ભાષાપ્રસાદ પૂરતો છે. મૌન, પૂર્વ જીવન, અને સ્ત્રીઓ એ ત્રણ વિષયના નિબંધોનું ભાષાંતર આ

* ખૂંટડાઃ માતેલા સાંઢ. †પ્રમોદેઃ જગતને અતિ આનંદ આપે.

પુસ્તકમા કરવામા આવ્યુ છે. મેટરલિંક તે આત્માના સૂક્ષ્મ અને ગહન રહસ્યોને ખોળનાર બેલજીયમનો કવિ, ફીલસુફ, અને નિબધકાર છે તેના નિબંધો લેખનકળાના ઉંચા નમુના રૂપ છે, છતા યે તેમાની ભાષા અટપટી અને મુશ્કેલ છે તો પણ આ વિરલ અને ગહન પુસ્તકનુ ભાષાન્તર કરવામા રા. ધનસુખલાલે વિજય મેળવ્યો છે તે માટે અમે તેમને અભિનદન આપીએ છીએ. ભાષાતરની શરૂઆતમા રા ધનસુખલાલે મેટરલિંકના જીવનનો ટુંક હેવાલ આપેલો છે તે પણ ઉપયોગી થઇ પડવાનો સભવ છે આશા છે કે રા. ધનસુખલાલ પોતાની શકિતનો લાભ આપી હજી પણ ગુજરાતી પ્રજાને વધુ આભારી કરશે.

૩.

**દયારામ કાવ્યસુધા**—પ્રકાશક રા માણેકલાલ સાકરલાલ દેસાઇ. એમ એ આ શોભિતું નાનકડું પુસ્તક એક શુભ યોજનાની શરૂઆત રૂપે છે ગુજરાતના જાણીતા અને પ્રિય કવિ દયારામનુ સ્મારક જાળવવાની યોગ્ય હિલચાલ વડોદરામા શરૂ થઇ છે અને તે માટે "રૂપીઆ ફડ" કાઢયું છે આ ફડ એમને એમજ ઉઘરાવવાનુ નહિ રાખતા, કવિ દયારામના ઘણાજ જાણીતા થયલા કેટલાએક કાવ્યેનો એક સગ્રહ ઉપરના નામથી પ્રસિદ્ધ કરી તેની કિંમત એક રૂપિયો રાખવામા આવી છે. આ રૂપીયો સ્મારક ફડમા જશે આ પુસ્તકનુ પૂઠુ આર્ટ પેપરનુ છે અને તેના ઉપર બસી બજાવતા શ્રીકૃષ્ણનુ સુદર રગીન ચિત્ર આપેલુ છે પાછળના પૂઠા ઉપર કવિ દયારામનુ ચિત્ર છે આ સગ્રહમા લગભગ ત્રીસેક ઘણી સુદર ગરબીઓ પસદ કરવામા આવી છે. દરેક જણે આ ગરબીઓ મેળવવા માટે તથા સ્મારકના સ્તુત્ય કાર્યને મદદ કરવા માટે પણ, આ પુસ્તક ખાસ મંગાવવુ જોઇયે અને જેમની સ્થિતિ હોય તેમણે તેની વધારે નકલો લઇ વ્હેચવી જોઇએ સ્મારક ફડમાથી, ડભોઇમા આવેલુ કવિનું ઘર ખરીદી, તેને જાળવી રાખવાનો, ત્યા તેમની છબી યા પૂતળુ મૂકવાનો, કવિના અપ્રસિદ્ધ પુસ્તકોનુ સશોધન કરાવવાનો, તથા કવિની વાર્ષિક જયતિઓ ઉજવવાનો વિચાર રાખવામા આવેલો છે આ શુભ હિલચાલ, આપણા સાક્ષિરત્ન માણેકલાલભાઈએ ઉપાડી લીધી છે તે તેમનો સાહિત્ય શોખ દર્શાવે છે આ આપણને આનંદનુ કારણ છે અમે માણેકલાલ ભાઇને સૂચવિશુ કે આ યોજના આખા ગુજરાતમા જોઇએ, અને તે માટે જુદા જુદા ગામોમા આ પુસ્તકો મોકલવા જોઇએ

૪.

૪.

પ્લેગ, ક્ષયરોગ, કોલેરા, ઘરની માખી, મેલેરીયાના મચ્છરો ઈત્યાદી ચોપાનીયાં ભરૂચ સેનીટરી એસોસીએશન તરફથી અમને મલ્યાં છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ. ભરૂચ સેનીટરી એસોસીએશન છેલ્લાં ત્રણ વર્ષથી ભરૂચમાં સ્થાપવામાં આવી છે અને તેની વ્યવસ્થા અને દેખરેખ ભરૂચ જીલ્લાના કલેકટરના પ્રમુખપણા નીચે એક વગવાલી કમિટી રાખે છે. સદહુ એસોસીએશન તરફથી આરોગ્ય શાસ્ત્રનાં ચોપાનીયાં જુદા જુદા વિષયો ઉપર વિદ્વાન ડાકટરો પાસે લખાવી છપાવવામાં આવે છે. તે સિવાય ભરૂચ જીલ્લાના જુદા જુદા ગામોમાં મેજીકલેન્ટર્નની મદદથી આરોગ્યતાના નિયમો સમજાવવામાં આવે છે. મેલેરીયાના અટકાવ સારૂ કવીનાઇનની ટીકડીઓ ગયે વર્ષે મફત વ્હેંચવામાં આવી હતી. આ એસોસીએશન જોકે માત્ર ત્રણ વર્ષથી હસ્તિમાં આવી છે છતાં ઘણું સંગીન અને સારૂં કામ કરી શકી છે તેનું સર્વ માન એસોશીએશનના ઉત્સાહી સેક્રેટરીઓ ખા૦ બા૦ આદરજી મંચેરજી દલાલ અને રા૦ નરહરીલાલ કુરણારામ દેસાઇ બી. એ ને છે. અમે આ એસોસીએશનને તન, મન અને ધનની મદદ આપવા સર્વને વિનંતિ કરીએ છીએ.

૫.

**શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા પ્રથમ વાર્ષિક વૃત્તાંતઃ—** સદહુ પુસ્તક તેના પ્રકાશક ભટ ગિરિજાશંકર મણિશંકર સુરતકર તરફથી અમને મલ્યું છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે અમારી જ્ઞાતિમાં માત્ર છજ પદ્વિધરો માલૂમ પડે છે. અમે ધારીએ છીએ કે ઉંચી કેળવણી તરફ વધારે અભિરૂચિ થાય તે સારૂ શિષ્યવૃત્તિ (Scholarship) આપવાની ગોઠવણ નાત તરફથી થાય તો પરિણામ ઘણું સારૂં નિવડશે. પ્રકાશક શૉ. ભટ ઘણા ઉત્સાહિ ગૃહસ્થ છે અને અમને ખાત્રી છે કે તેઓએ આ સભા જે દષ્ટિબિંદુથી સ્થાપી છે તે પાર પાડશે. મોઢ બ્રાહ્મણ કોમમાં જાગૃતિ લાવવા સારૂ તેમને ધન્યવાદ આપીએ છીએ.

જી.



# प्रासंगिक नोंध.

**દેશહિત અને નાતો**

અત્યારે આપણો આખો દેશ સંક્રાંતિ કાળમાંથી પસાર થાય છે. તે વખતે જુદા ક્ષેત્રમાં કાર્ય કરતા, ન્હાના કે મ્હોટા, સર્વ સેવકોએ ક્ષણભર અટકી પોતે જે ક્ષેત્રમાં કાર્ય કરતા હોય તે દેશની મહેચ્છાઓ અને શુભ ભવિષ્યના વિરોધી છે કે નહિ તેનો શુભ વિચાર કરવો ઘટે છે જ્ઞાતિ માટે અને જ્ઞાતિ મારફતે કાર્ય કરતા સર્વને તો આ વિચાર ખાસ કરવો ઘટે છે આ બાબતમાં કેટલીએક બિનાઓ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. એક તો ના મોન્ટેગ્યૂ સાહેબ-હિંદી વજીર-અત્રે પધાર્યા છે તેમની સમક્ષ જુદા જુદા મંડળો તરફથી માંગણીઓ થઇ છે, તેમાં કેટલીએક કોમોએ રાજસત્તામાં કોમવાર પ્રતિનિધિત્વ માંગ્યુ છે પારસી જેવી કોમના કેટલાએક ગૃહસ્થોએ પણ આવી માંગણી કરી છે. બીજી તરફથી ગયા નવેંબર માસમાં ગોધરામાં મળેલી સંસાર સુધારા પરિષદે જ્ઞાતિના બંધનો શિથિલ કરવાની તથા જુદી જુદી હિંદુ નાતો વચ્ચે લગ્ન થાય તે કાયદેસર ગણવા જોઇએ તેવી હિમાયત કરી છે આ પરિષદના પ્રમુખ તેમના ભાષણમાં જણાવે છે કે નાત સંબંધીની ચાલુ સ્થિતિ કાયમ રહે તો રાજકીય, ઔદ્યોગિક, ધાર્મિક અને નૈતિક પ્રગતિમાં ઘણોજ પ્રતિબંધ નડે પરંતુ આ સાથે તેઓ એમ જણાવે છે કે નાતો આંતર સુધારણા અર્થે પરિષદ વગેરે ભરી જે પ્રયત્નો કરે છે તે સંતોષની વાત છે આ ઉપરથી તેઓ એમ માનતાં લાગે છે કે આવી આંતર સુધારણા થશે તો જ્ઞાતિ બંધનો શિથિલ થશે પરંતુ આ સાથે ત્રીજી બાબત તે મુંબઇમાં મળેલી આર્યન બ્રધરહુડની પરિષદ છે આ સંસ્થા પણ એમ માને છે કે જ્ઞાતિ બંધનો તેમ જ્ઞાતિની સંસ્થા અત્યંત હાનિકારક છે. અને તેટલા માટે દરેક સમજુ માણસે એકદમ નાત તજી દેવી જોઇએ આ પરિષદોના ઠરાવોમાં જણાવ્યુ છે કેઃ-જ્ઞાતિઓને લીધેજ અસ્પર્શ્ય વર્ગ ઉભો થયો છે જ્ઞાતિઓ સમાજના રાજકીય, સાંસારિક તથા આર્થિક વિકાસમાં વિરોધી છે. તેજ બાળલગ્ન, કન્યા તથા વર વિક્રય, ફરજીઆત વૈધવ્ય અને સ્ત્રીઓની દુર્દશાના કારણભૂત છે વળી આ પરિષદ જુદી જુદી નાતો વચ્ચેના લગ્ન માટે ભલામણ કરે છે તથા કોમવાર પ્રતિનિધિત્વને વખોડી કાઢે છે. તથા કોમવાર અપાતાં દાનો માટે પણ એમ વિનંતિ કરે છે કે તે સામાન્ય હિતને માટે થવાં જોઇએ,

નહિ તો ભરતામાં ભરાય છે, અને ગરીબ કોમો પછાતને પછાતજ રહે છે અને વળી દેશ હિતને હાનિકર્તા કોમી અભિમાનમાં વધારો થાય છે. આ રીતે આ ત્રણ્ દશ્યં આપણી નજર આગળ હોઇ, આપણને વિચારમાં નાંખે છે.

**આપણી નાત.** આપણે પણ આ આખી વાત વિચારવા જેવી છે, અને નાત હિત માટે કાંઇપણ કરતા હોઇએ ત્યારે દેશ હિતના મ્હોટા પ્રશ્નને નજર આગળ રાખવો જોઇયે. ખાસ આપણીજ નાતનો વિચાર હાલ તુરત તો આપણે કરી શકીએ. આપણી નાતમાં બીજી કેટલીએક નાતોમાં ગણાવાય છે તેવાં ખાસ દુખણ તો દેખાતાં નથી. મુખ્યમાં મુખ્ય બંધન તે લગ્ન વ્યવહારનું છે. પરદેશ ગમન સાથે આપણી નાતને વાંધો નથી. ખાણું પીણું અમુક વ્યક્તિઓ ખુલ્લી રીતે ગમે તેમ કરે તેને નાત છેડતી નથી વગેરે શુભ ચિન્હો છે. બહુ વિગતની બાબતોમાં નાત તરફથી કાયદાઓ થાય તે જરાપણ ઇચ્છવા યોગ્ય નથી. એમાં તો અંકુશ ફક્ત નૈતિક જ હોવો જોઇએ; અને નાતનો મત કેળવવા તરફ લક્ષ આપવું જોઇએ. નાતોથી થતાં દેખીતાં નુકશાનો જે હોય તે આપણામાં ના આવે તેમ કરવું તે એક ખરી દેશ સેવા છે એમ અમારું માનવું છે. નાત રાખવાના કે તોડવાના બહોળા પ્રશ્નમાં ઉતર્યા વિનાજ, આટલું તો આપણે તપાસી શકીએ. નાતને પરિણામે ગણાવેલા કુરિવાજોમાં ગણવાયલો એક વરવિક્રયનો રિવાજ આપણામાં દાખલ થઇ ગયો છે. આ બાબતમાં કદાચ કોઇ એમ કહી શકે ખરું કે જો કન્યાઓ ફક્ત નાતમાંજ વરાવવાની ન હોય તો વરની પસંદગીનું ક્ષેત્ર વિસ્તારવાળું થાય અને પરિણામે વરવાળા ભાવ ખાય નહિ. આ કથન કાંઇક અંશે સત્ય છે, પરંતુ વરવિક્રય જો કાઢવોજ હોય તો તે માટે નાતનો વિસ્તાર થાય ત્યાં સુધી વાટ જોવાની જરૂર નથી. હાલની સ્થિતિમાં પણ જો સમજુ વર્ગ પોતેજ—સુશિક્ષિત યુવકો જાતેજ કાંઇક દીર્ઘ દ્દષ્ટિથી વિચાર કરે તો આ રિવાજ તરત નાબુદ થઇ જાય. રાજસત્તામાં કોમી પ્રતિનિધિત્વ હોય તોજ કોમના લાભ સચવાય એવું તો આપણે નથીજ માનતા. કોમી હક વિનાજ વડી ધારા સભા સુધી આપણી નાતના પ્રતિનિધિ જઇ શકયા છે. અને કોમી હિત કંઇ કોમનાજ પ્રતિનિધિથી ઉત્તમ રીતે જળવાય છે તેમ નથી. દેશનું હિત થાય તેમાં એકંદરે તો કોમનું હિત આવીજ જાય છે. પણ આંથીયે એક ડગલું આગળ આપણે જવાનું છે. સામાન્ય ચુંટણી હોય તેમાંએ ફક્ત જ્ઞાતિ અભિમાનથી દોરવાઇ જઇ ગમે તેવો પણ નાતભાઇ હરીફાઇમાં ઉતર્યો હોય તેને આપણો મત આપવોજ જોઇએ એમ કરવું

અયોગ્ય છે. એમા યે હમેશ લાયકાત અને દેશહિત તરફજ ધ્યાન આપવું જોઇએ. સુરતીની રસાકસીમા આવા જ્ઞાતિ અભિમાનનો આપણા ઉપર આરોપ છે આ આરોપ સર્વ રીતે યોગ્ય નથી એમ માનવા છતાએ અમે નાત ભાઇયોને ચેતવીએ છીએ કે આ બાબતમા સાવધ રહેવું દાનની બાબતમા તો આપણી નાત કાઇ મ્હોટા કોમી દાન કરી શકે એટલી બધી તવગરજ નથી એટલે ખાસ કહેવાનુ નથી. પરંતુ પ્રસંગ આવે એમા એ મ્હોટું મન રાખવા આગ્રહ છે. વળી આપણા ઉપર અતડાઇનો આરોપ છે. આ આરોપ કોઇ પણ પ્રકારે દૂર કરી બીજી નાતવાળાઓ સાથે છૂટથી હળવુ મળવું જોઇએ, આ માટે યુવકોએ સામાન્ય કલબોમા વધારે ભાગ લેવો જોઇયે, તથા નાતના મંડળોમા બહારનાને બોલાવવા જોઇયે. અમને ખાત્રી છે કે આપણી નાતનો દેશહિતમા ડખલ કરનાર કોઇ પણ દૃષ્ટીયે નહિજ પડે

**ભરૂચમાં સ્ત્રીશિક્ષણ.**

ભરૂચ શહેરમા આજકાલ ઉત્સાહ ઘણોજ વ્યાપેલો છે તે તો સૌ જાણે છે તેમાએ વળી મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે કેળવણી પરિષદ ભરાઇ ગઇ છે, એટલે કેળવણીના વિષય તરફ ખાસ ધ્યાન દોરાય તે સ્વાભાવિક છે, આની અસર આપણી નાત ઉપર પણ કાઇક થઇ હોય તેમ લાગે છે, અને મ્હોટી ઉમરની કન્યાઓ અને સ્ત્રીઓ માટે શિક્ષણ વર્ગો સ્થાપવાની હિલચાલ ભરૂચની આપણી નાતમા થાય છે તે એક આનંદની બીના છે. હાલમા ભરૂચની આપણી નાતની કન્યાઓ ગુજરાતી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરીને અનેક કારણોને લીધે આગળ વધી શકતી નથી તેમને આગળ વધવાને અવકાશતો છેજ એમ અમારૂ માનવુ છે અને હાલમા ધાર્યા પ્રમાણે શિક્ષણ વર્ગની વ્યવસ્થા થશે તો તેનો લાભ ઘણો સારો લેવાશે એમ અમારી ખાત્રી છે માટે આ શુભ હિલચાલ અવશ્ય આગળ વધારવા ભરૂચના ઉત્સાહી યુવકોને તેમજ ઉદાર વડીલોને આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ ઇનામો આપવાના કે એવાજ કોઇ છુટક પ્રયત્નો કરતા શિક્ષણ વર્ગોથી વધારે લાભ થશે એ નિર્વિવાદ છે અને તેમાથી ભવિષ્યમા મહિલા વિદ્યાલય જેવી કન્યાઓના માધ્યમિક શિક્ષણ માટેની સંસ્થા ઉદ્ભવવાનો સંભવ પણ રહેશે માટે આ સ્ત્રી શિક્ષણ વર્ગો ઉતાવળે સ્થપાય તે ઇચ્છવા યોગ્ય છે

**ત્રિમાસિક.**

આ અંક સાથે ત્રિમાસિક અગીયારમા વર્ષમાં પ્રવેશ કરે છે. મુંબાઇ આવ્યા પછી તો તેને બક્ષીસ, યા કોઇ ફંડનો લાભ નથીજ મળ્યો–છતાં યે તે જ્ઞાતિજનોના લવાજમથી નિભાવાયું છે, તે ઉપરથી એટલું તો કહીજ શકાય કે તેની આવશ્યકતા છે, લોકોને તેની કાંઈક જરૂર તો છેજ. મુંબાઈ આવ્યા ને તેને ચાર વર્ષ પૂરાં થઇ ગયાં છે. તે દરમિયાનમાં જ્ઞાતિપત્ર તંત્રીના બે સંમેલનો અમે કરી શકયા છીએ. તથા જ્ઞાતિ પત્ર વાર્ષિક પણ બે વાર કાઢી શકયા છીએ. આ વાર્ષિક અમે અમારા ગ્રાહકોને ભેટ તરિખે પણ આપ્યા છે. આ ચાર વર્ષ દરમિયાન અમારે ખાસ ફરીયાદ કોઇની સામે કરવાની નથી. ઉલટો અમારે ઘણા જણનો ઉપકાર માનવાનો છે. લેખોથી, લવાજમથી તેમજ સલાહથી અમને ઘણાયે મદદ કરેલી છે. અમે બનતાં સુધી દરેક જાતના વિચારોને આ ત્રિમાસિકમાં સ્થાન આપ્યું છે; અને તેથી કેટલાએક વાંચકોને અમુક જાતના વિચાર પસંદ પડયા પણ નહિ હોય. છતાંયે બધાયે સહિષ્ણુતા બતાવી છે તે માટે અમે સર્વનો ઉપકાર માનીએ છીએ. છેલ્લા વરિતપત્રકને દશ વર્ષ થઇ ગયાં છે તેથી નવા વરિતપત્રક માટે અમે હીલચાલ કરી છે, અને તેને સારો ટેકો મળ્યો છે. નાતના વિદ્વાન વર્ગોને આ પત્ર મારફતે પોતાના વિચારો નાત ભાઇઓ સમક્ષ રજુ કરવા વિનંતિ છે. તેમ થાય તોજ ત્રિમાસિક ખરેખરૂં ઉપયોગી થાય.

——:o:——

હાલમાં સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ વગેરે સ્થળોએ પ્લેગ ચાલતો હોવાથી ઘણા જ્ઞાતિ બંધુઓ બહાર રહેવા ગયલા છે. તેમના શરનામા અમને મળ્યા નહિ હોવાથી અમે આ અંક અસલ ને તેમને શરનામે મોકલ્યો છે ત્યાંથી મંગાવી લેવા વિનંતિ છે. એપ્રીલ ૧૯૧૮ માં પ્રકટ થતો અંક અમે વી. પી થી મોકલીશું તે સ્વીકારી લેવા વિનતિ છે.

——:o:——

પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર બી. એ એ પોતાનાં કાવ્યોનો એક સંગ્રહ "ભણકાર" નામથી બહાર પાડયો છે. તેની સંપૂર્ણ સમાલોચના આવતા અંકમાં આપવામાં આવશે.

——:o:——

## બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક મંડળ.

—:o:—

પ્રમુખ—રા. મણીલાલ અજીતરાય ઠાકોર બી. એ.
સભ્યો—રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ.
રા. કાન્તિલાલ ભોગીલાલ દેસાઇ.
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ બી. એ., એલએલ. બી, તંત્રી.
રા. જીવનલાલ માધવલાલ ઠાકોર, પ્રકાશક.

સૂચના—ત્રિમાસિક સબંધી સર્વ પત્રવ્યવહાર

પ્રકાશક—"બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, ગાયવાડી, ગીરગામ, મુંબઇ" ને સરનામે કરવો.

—:o:—

જ્ઞાતિની કોઇપણ નિરાધાર સ્ત્રી યા પુરૂષ અથવા કોઇ પણ વિધવા બાઇને પોતા માટે અથવા પોતાના સંતાનની કેળવણી વગેરે માટે કંઇ પણ મદદ જોઇતી હોય તો આ પત્રની ઓફીસમાં A "અ" ને સરનામે લખવું.

☞ પત્ર વ્યવ્હાર તદ્દન ખાનગી રહેશે.

અ c/o.

બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઓફીસ,

ગાયવાડી, ગીરગામ-મુંબઇ.

—:o:—

એક ૨૦ વર્ષનો કોલેજમાં ભણતો તથા સારા આબરૂદાર અને પૈસાદાર કુટુંબનો આપણી નાતનો એક સુંદર અને સુશિક્ષિત યુવતિ સાથે લગ્નની ગાંઠથી જોડાવા માંગે છે.—માટે જે કોઇ બાળાની ઇચ્છા થાય તેણે "પ્રવીણ" C/o અધિપતિ, બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્ર ને સરનામે લખી મોકલવું.

☞ પત્ર વ્યવ્હાર તદ્દન ખાનગી રાખવામાં આવશે.—

### ઓ. ગજ્જરની આયોનિક ફાર્મસીમાં

અનેલી ભરોસાદાર, સોંઘી, ઉત્તમ
અને ઘરમાં વાપરવા લાયક **દવાઓ.**

ઘરની અંદર ભરોસાદાર દવાઓ હોય તો જરા જરામાં ડાકટરનું ખર્ચ થતું નથી, અને તાબડતોબ મદદ મળે છે.

**ફીવરડ્રોપ્સ:**—દરેક જાતના તાવ ઉપર અકસીર ન્હાની બાટલી ૦-૪-૦ મોટી બાટલી ૦-૧૨-૦.

**લીવર સોલ્યુશન:**—કબજીયાત દૂર કરનાર. ૭ ઔંસની મોટી બાટલીની કીમત ફક્ત ૧-૦-૦.

**ટૉનીક સોલ્યુશન:**—શકિત આવે છે તથા લોહી સુધારે છે. ન્હાની બાટલી ૧-૨-૦, મોટી બાટલી ૨-૦-૦.

**ટુથ પાઉડર:**—મ્હોંમાંનાં જંતુ નાશ પામે છે, સડતાં દાંત સુધરી જાય છે. મોટી ડબ્બી ૦-૬-૦, ન્હાની ડબી ૦-૪-૦.

**કફ પીલ્સ:**—ઉધરસ, સલેખમ તથા શરદી ઉપર અકસીર. શરૂ થતો ક્ષય અટકાવે છે. ૧૦૦ ગોળીના ૦-૪-૦.

બીજી પણ અનેક દવાઓ છે. વધુ ખુલાસા માટે લખો—

**ધી આયોનિક ફાર્મસી,**
**ગીરગામ-મુંબઈ.**

અમદાવાદના એજંટ:—

**ચુનીલાલ મયાચંદ મહેતા,**

ત્રણ દરવાજા —

ધણીઆણીએ, છતે બાપબહેને, દેશને માથે પડે છે-દવાશાળાઓ, પતીમખાનાંઓ, અને દુરંગો જેવાં ખાતાંઓમાં તેમને જવું પડે છે. પણ અનર્થ આટલેથી જ અટકતો નથી. વ્યક્તિસ્વાતંત્ર્યની અહમહમિકા ( individualism ) સ્ત્રીઓમાં પ્રવર્તતાં એ અતિસંકુચિત કુટુંબનો પણ ઉચ્છેદ થવા માંડે છે છોકરા-છોકરીઓ નિશાળોમાં જ જમે છે. નિશાળે ન જઇ શકે એવી કાચી ઉમરનાં બાળકો બાળકખાતાંઓમાં ઉછરે છે. ઘણાં ઘર રસોડાં વગરનાં જ હોય છે. પુરુષો તેમ સ્ત્રીઓનો પણ ફુરસદનો ઘણો વખત ક્લબો, નાટકશાળાઓ, રમતો જોવાનાં મેદાનો, કૉફીખાનાં, જુગારખાનાં, વગેરેમાં જાય છે. ઘર જેવી સ્થૂલ વસ્તુ પણ ધીમે ધીમે ખપ વિનાની થતી જાય છે. વળી ઘણાં જુવાન સ્ત્રીપુરુષો પરણતાં જ નથી. ઘણાં લગ્નવિમોચન (divorce) ની છૂટનો વારંવાર લાભ લઇને લગ્નના પ્રયોગો (experiments) કરે છે. અને વળી ઘણાં પરણેલાં જોડાં છોકરાં ઇચ્છતાં જ નથી તથા છોકરાં થવા દેતાં નથી: એટલે કે દાખલા તરીકે જુલાબ લેવાની દવાનો જેમ આપણે વિના સંકોચે અને સામાન્ય રીતે ઉપયોગ કરીએ, તેમ તેઓ ભ્રૂણહત્યાની દવાઓનો ઉપયોગ કરે છે. યુરોપીય સમાજની સવળી બાજુથી મોહિત થનારાઓએ આ તેની અવળી બાજુ પણ જોવાની છે, આ દોષો અને આ સડો ત્યાં કેટલા પ્રમાણમાં છે તેનો અડસટ્ટો કરવાનો છે, એ વધતા જાય છે કે કેમ તેનું અનુમાન કરવાનું છે, અને એ દોષો તથા સડાનું મૂલ વ્યક્તિસ્વાતંત્ર્યનો અતિશય છે કે બીજું કંઇ એ વિષે પુખ્ત વિચાર કરવાનો છે.

ત્યારે યુરોપીય કેળવણી તો આપણે ત્યાં સ્ત્રીઓ માટે પણ થવાની તો ઉપલા પ્રકારનાં દૂષણો આપણા સંસારમાં ન આવે અને એ કેળવણી આપણને પચે આપણને પથ્ય નીવડે આપણા સમાજના વિકાસમાં ઉપકારક નીવડે એવી શું શું કરીએ તો બને, આ સવાલ આ આખા વિષયમાં બહુ ગંભીર અને અપરિમેય મહત્વનો છે. જે સ્ત્રીપુરુષો પોતે પોતાને સ્ત્રીકેળવણીના હિમાયતી અને સુધારકો કહેવડાવે છે તેઓએ આ અતિવિશાળ અને મુશ્કેલ સવાલની ચર્ચા બધી બાજુએથી કરવાની છે અને જે આગ્રહી અને અગ્રણી સ્ત્રીપુરુષો સ્ત્રીકેળવણી અને સ્ત્રીઉન્નતિના કાર્યને પહોંચી વળવાને માટે કન્યાશાળાઓ સ્ત્રી-સમાજો વનિતા વિશ્રામો આદિ કહાડે કઢાવે છે, સ્ત્રીઉપયોગી ચર્ચા, ભાષણો, વર્તમાનપત્રો, સાહિત્ય આદિ ચલાવે છે અને પ્રસારે છે, તે સૌએ પોતાના નદાનામોટા દરેક પ્રયાસ અને પ્રયોગમાં આ સવાલ ધ્યાનમાં રાખવાનો છે

અને પોતાને મળતા જતા અનુભવ, તેમ તેમ પોતાના ફરતા અને બંધાતા જતા અભિપ્રાયોનો લાભ દેશને આપતા રહેવાનો છે

અને આ લાંબા થઇ ગયેલા કાગળમાં આટલા દિશાસૂચનથી વધારે કરવું શક્ય ન હોવાથી અહીં જ અટકીશ અને ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ સાહેબના બે વચનામૃત ટાંકીને આ કાગળ પૂરો કરીશ.

કેળવણી વિશે એ પ્રમુખ સાહેબે એક સ્થલે કહ્યું છે કે: "આપણી જુવાની આપણા બચપણની કેળવણીને ખીલવવામા જાય છે; આપણી પાકટ વય જુવાનીની કેળવણીને પરિપક્વ કરવામાં ગાળીએ છીએ; અને આપણી વૃદ્ધાવસ્થામાં એ પરિપક્વ કરવા મથ્યા હતા તે કેળવણી આપણને ઘણી ઘણી અપરિપક્વ જણાય છે અને તેને ખરેખરી પકવવાનો હવે તો સમય જ ક્યાં છે એવો આપણો બળાપો કાળની ઘોળાશ વધતી જાય છે તેની સાથે સાથે વધતો જાય છે. મતલબ કે કેળવણી આખો જન્મારો પહોંચે છે, નિશાળોમાં અને જુવાની ફુટે ત્યાંસુધીના સમયમાં તેમાંની કેટલીક બાબતોજ હાથ ધરી શકાય તેમ તે દરેકમાં પ્રગતિ પણ પારોરીમાની પહેલી ઝૂણી જેટલી જ થઇ શકે એ કેળવણીના અતિ ગાધીરિયા સુધારકોએ નિરન્તર ધ્યાનમાં રાખવાનું છે."

એજ પ્રમુખ સાહેબે સુધારા વિશે પણ એક સ્થલે કહ્યું છે કે: "અમુક સુધારો ગમે તેટલો શુભ હોય તોપણ તેના ગર્ભમાંના હિતકર ગુણો પૂરેપૂરા ક્યારે ખીલે? એ તો ત્યારે જ ખીલવાના કે જ્યારે અને જેટલે દરજ્જે સુધારો મનુષ્યજીવનના કેન્દ્રો અને ભાવનાશિખરો ઉપરના મહાસમીરણથી પ્રાણિત થતો હોય. અને શિખરોનો આ મહાસમીરણ તે જ સદાચરણ, તે જ ન્યાય, તે જ સત્ય અને સત્યપ્રીતિ, તે જ દરેક વ્યક્તિની માનવજાતિમાં અંતર્ગત નીતિબુદ્ધિ પ્રતિની અધીનતા, તે જ માનવજાતિની ભાવિ પ્રગતિ અને અપરિહાર્ય ઉદ્‌ગતિમાં દરેક વ્યક્તિની શ્રદ્ધા. કોઇ પણ સમાજ કે દેશ કે માણસોના નહાનામોટા સંઘમાં જેટલું સદાચરણ, જેટલો ન્યાય, જેટલું સત્ય, જેટલી નીતિબુદ્ધિ, અને જેટલી મનુષ્યત્વની ઉચ્ચતા માટે શ્રદ્ધા તેટલો જ સુધારો તેમાં તે તે વખતે શક્ય છે"

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરના અનેક આશીર્વાદ.

———:૦:———

# એક ચક્રમના વિચારો (ચાલુ).

—•—

વળી પાછા ફરીથી આપનું મગજ ખાવા હું હાજર થયો છું. ખરૂં પૂછો તો મગજખાવા નહિ, પણ ખવાયલા મગજનું પ્રદર્શન કરવા. ગઇ વખતે લગ્ન સમારંભનું વર્ણન કર્યું હતું, આજે લગ્ન સમયે થયેલા જ્ઞાતિભોજનનું વર્ણન કરૂં છું. આપના મોંમાં કદાચ પાણી છુટશે; પરંતુ આપ સૌ જમવા ગયા હશો તે યાદ કરી મનવાળી લેજો. છતાંયે મન ન વળે તો ઘરમાં હુકમ કરજો, વિનંતિ કરજો, આજીજી કરજો, કે કાંઇક મોં સ્વાદ કરાવે. તેમાંયે કાંઇ તમારૂં વળે નહિ, અને રાણી સરકાર રહેમ ન કરે, તો ગ્રોવનર, રેસ્ટોરા, લક્ષ્મીવિલાસ હૉટલ, કે સુખશાંતિગૃહ, અથવા તો રેવાજી કીનારે બેસી મમરાસેવ ને ભજીયાંથી, મન વાળજો.

હેવાલ શરૂ કરતા પહેલાં જરા ખાનગી વાત કહી લઉં. મારે ત્યાં લગ્ન આવ્યું તે અરસામાં ગ્રહાગ્રહીનું જોર જરા વધુ હતું. જર્મન યુદ્ધ શરૂ થયું તેથી કોણ જાણે આખી પૃથ્વી ઉપરજ લઢાઇનો પવન ફેલાઇ ગયો છે. મોટરવાળાને ગાડીવાળાનું યુદ્ધ, ગાડીવાન અને પગે ચાલનારનું યુદ્ધ, શેઠ અને નોકરનું યુદ્ધ, ટપાલવાળાને ટપાલ ઑફીસનું યુદ્ધ, પરીક્ષક અને વિદ્યાર્થીનું યુદ્ધ, મૉડરેટ અને હોમરૂલરનું યુદ્ધ, મા અને દીકરીનું યુદ્ધ, બાપ અને બેટાનું યુદ્ધ, અને અનંત કાળથી ચાલ્યું આવતું ધણી અને ધણીયાણીનું યુદ્ધ તો છેજ. આ છેલ્લા યુદ્ધે મારા ઘરમાં પણ દેખાવ દીધો હતો. યુદ્ધભૂમિ તે મારો ખાનગી ખંડ હતો. યુદ્ધનો દિવસ, મારા પુત્રના લગ્નના આગલા અઠવાડીઆમાં હતો. કારણ જ્ઞાતિભોજનનું જમણ હતું.

આપણે તો ઘરના માણસનો સ્વભાવ જાણીએ; એટલે નાત જમાડવાની વાત નિકળતાંજ ધીમે રહીને જાહેર કર્યું કે હું તો સુધારો કરવાનો છું. હમણા હમણા મોંઘવારી વધી ગઇ છે એટલે નાત જમાડવાનું ખર્ચ અતિશય આવે છે. તેમાં વળી હાલમાં આખા ગુજરાતની હવા બગડેલી છે. પ્લેગ અને કૉલેરાનું બળ વિશેષ છે, તેથી નાત જમાડવી તે જોખમ ભરેલું છે. વળી આપણી નાત મોડી રાતે જમે છે. અને હમણાજ મારા વાંચવામાં આવ્યું છે કે એટલા બધા મોડા જમવાથી, અને તેમાંયે ભારે જમણ હોય તેથી, શરીરને બહુજ નુકશાન થાય છે. આપણે આપણા નાતભાઇઓનું હિત ઇચ્છવું જોઇએ અને

તેથી નાતનો વિચાર જ પડતો મૂકવો જોઇએ લોક તો બે દિવસ બોલીને બેસી રહેશે, પણ આપણે તો આપણને તેમજ સામાને, બન્ને પક્ષને લાભ થાય તેમ કરવું જોઇએ.

આટલુ હુ બોલતાં તો બોલ્યો, પણ પછી તો મારા ઉપર વાદળીજ તુટી પડયુ હુ કંજુસ ઠર્યો મારા બાપદાદા કંજુસ ઠર્યા. કેટલીએ પેઢી ઉપર કાંઈક કારણથી નાત નહિ જમાડી હોય તે વાત સભારવામા આવી નાતમા નાક કપાઇ જાય આખી નાત કરતા વધારે ડહાપણુ મારામા ભરાઇ ગયુ છે એ કહેવામા આવ્યુ નાતના દાકતરોને ઘેર નાતો જમે છે, નાતના દાકતરો નાતમા જમવા જાય છે, તેમના કરતા મારૂ દાકતરી જ્ઞાન વધારે છે કે કેમ તે પૂછવામા આવ્યુ પછી એમ પણ કહેવામા આવ્યુ કે ખુશાલીને પ્રસગે ઉજાણીઓ કરવાનો રીવાજ આખી દુનિયા ઉપર છે સાહેબ લોકો પણ પાર્ટીઓ કરે છે પારસીઓ પણ જમણુ કરે છે અને એ બધા પણ મોડી રાતેજ ખાય છે. હવેના અંગ્રેજી ભણેલાઓને નાતનુ મો નથી ગમતુ, સાહેબ લોકની પાર્ટીઓમા તો નોતરા મેળવવા ફાફા મારે છે. નાતના લોક હરેફરે, આનંદ કરે, વાતો કરે, એકઠા મળે વળી બૈરાઓને બિચારાંને બહાર જવાના કયા પ્રસગો મળે છે ભાયડાઓ તો પાર્ટીઓમા જાય, હોટેલમા ખાય, ત્યારે બિચારી સ્ત્રીઓ કયા જાય ! માટે એમને ખાતર પણ નાત કરવી જોઈએ નાતો જમે ત્યા કુવારા છોકરાછોકરીઓ એકબીજાને જુવે, ભવિષ્યની પસદગી કરે આ પ્રમાણે એટલુ બધુ કહેવાયુ કે યુદ્ધમા મારો પરાજય થયો, અને હુ બોલ્યા વિનાનોજ રહ્યો વળી એટલેથી પૂરૂ ન થયુ હોય તેમ સાસુજીને ઉશ્કેર્યા અને એ બે જણાએ પણ એક થઇ જઇ મને દબાવીજ દીધો આ પ્રમાણે નાત જમાડવાનુ તો નક્કી થયુ

એ લોકો સૌ કહેવા લાગ્યા કે પહેલા છોકરાનું લગ્ન છે, તે બે નાતો જમાડવીજ જોઇએ. હુ તો વિચારમાજ પડી ગયો પણ આ વખતે તો હિમ તથી સામે થયો ત્યારે રાણી સરકારે નિધા કરીને કહ્યુ કે બ ને નાતો કાઇ ભારે કરવાની જરૂર નથી, એક ઉપર ઘીની કરજો અને બીજીમા તો શીખંડપૂરી કરો તો પણ ચાલશે. મેં તો મજબૂતીથી જવાબ આપ્યો કે ઘીના તો સ્વપ્ના જોયા કરો, અને ભારે કે હલકી, નાત તો એકજ કરવાની છે થોડી ઘણી ટપાટપી પછી એકજ નાત કરવાનુ ઠર્યું અને ઉપર ઘીની તો નહિ પણ જરા સારી રીતે કરવી એમ પણ નક્કી થયુ સારી રીતે કરવી એ આગ્રહ તો મારો હતો સ્ત્રી

વર્ગનું કહેવું એમ હતું કે સારી કરીને, ગમે તેમ ઘસી નાંખીને પણ બે કરવી. પણ હું દૃઢ રહ્યો અને અંતે ફાવ્યો.

જમણ શીખંડપૂરીનું ઠર્યું. મેં તેમાં ખમણઢોકળાં ઉમેરાવ્યાં. એટલે બૈરાંઓનો બબડાટ શરૂ થયો; ખમણઢોકળાંથી ખર્ચ વધી જશે. તેલના દાટ વળશે, વગેરે વગેરે. મેં કહ્યું કે નાત તો સારી થવી જોઇએ. અને વળી ઉમેર્યું કે ખમણઢોકળાંથી તો શીખંડનો બચાવ થશે. એટલે વળી પાછી શાંતિ ફેલાઇ.

નાતમાં લગ્ન ઘણા હોવાથી, મહા માથાકુટે નાતનો દિવસ મળ્યો. માથાકુટ તો એટલી બધી હતી કે મારા મનમાં એમ પણ આવ્યું હતું કે એકજ દિવસે બે ઘેર નાત હોય તો ! પણ આ મનની વાત હું કોઇને બહાર કહી સક્યો નહોતો. અંતે તે યાદગાર નાતનો દિવસ પણ આવ્યો. ઘરનાં સ્ત્રીમંડળે કેટલાએ દિવસથી સીધાસામાનની તૈયારી કરી હતી. સવારના પહોરમાં પંચના વાસણ આવ્યાં. દરેકમાં કલાઇની તાણ હતી. કોઇને કહું નહોવું તો કોઇને હાથો નહોતો. કોઇનો ખીલો જરા ઢીલો હતો તો વળી કોઈ સહેજ કાણું હતું; પણ બબડીને બેસી રહ્યા વિના મારો કાંઈ છુટકો નહોતો. પાડોશમાંથી, સગાંને ત્યાંથી, ખૂટતા વાસણો એકઠાં કર્યાં અને તે કામ તો પત્યું. પ્રથમ મારો વિચાર તો નાતની વાડીમાંજ જમણ કરવાનો હતો. પરંતુ સ્ત્રીમંડળ તરફથી અનેક વાંધા ઉઠાવવામાં આવ્યા હતા તેથી રસ્તા ઉપર જ નાત જમાડવાનું રાખ્યું હતું. ઘરની પાસે એક ચોકઠું હતું, ત્યાં ખુણામાં રસોઇ થતી હતી. ચારે તરફના માણસોની નજર તે ઉપર પડતી હતી. એકાદ કનાત આસપાસ બંધાવી હોય તો સારૂ એમ મેં સૂચના પણ કરી હતી, પરંતુ કોઇએ તે તરફ લક્ષ આપ્યુંજ નહિં વળી ઉપરથી એમ પણ કહેવામાં આવ્યું કે મોટો સુધરેલો થવાનો હું ડોળ રાખું છું, પણ અંદરથી તો નજર લાગવાની બીક રાખું છું. આ તહોમત મારા ઉપર આવ્યું એટલે હું પણ અભિમાનમાં ચૂપજ રહ્યો. રસોઇના સીધામાં સ્ત્રીમંડળ તથા રસોઇઆ વચ્ચે ખટખટ થયાજ કરતી હતી. લોટ જાડો છે. ઘી ઓછું છે. તેલ ખરાબ હોવાથી ઉભરો આવ્યા કરે છે. મશાલો બરોબર નથી. ચણાનો આટો ખમણઢોકળામાં આવો નહિ ચાલે. ચોખા અતિશય જુના છે તે ભાત ફીકો થઇ જશે વગેરે ફરિયાદો રસોઇયા તરફથી આવ્યા જ કરતી હતી. મને મનમાં થઇ જતું હતું કે, નાત તો બે કરાવવા ઉભા થયા હતા, અને એકમાં જ આવો જીવ કેમ રાખતા હશે. પરંતુ આ વિચાર બહાર પાડવા જેટલી મારામાં હિંમત નહોતી. પણ છેવટે તો મારા જેવા શાંત માણસની શાંતિ પણ ન રહે

તેલ થયુ અથાણાના જુના તેલનુ જ એક તપેલુ ઘરમાથી આણ્યુ અને તે વાપરવાનો હુકમ થયો. કોણ જાણે કેટલાએ વર્ષોનુ લોહીને તેલ કાઢ્યુ હશે. હુ ઘણોજ ઉકળ્યો રસોઇઓ ઘણોજ કકળ્યો, પણ અ તે એ તેલજ વપરાયુ.

સાંજ પડવા આવી ત્યારે મારા મનમા વિચાર આવ્યો કે જમવા બેસવાની જગા વળાવીને પાણી છંટાવી બધુ સાફસુફ કર્યું હોય તો ઠીક. આ વિચારથી મે થોડા માણસ એકઠા કરવા માડયા અને પાણી છાટવા વગેરેનુ તેમને કહેવા માડ્યુ. પરતુ એટલામા અદર ઘરમા કાઇક આ માણસોનું કામ પડ્યુ, એટલે એકદમ મારા ઉપર હુમલો આવ્યો હવે તો મારા માશી, કાકી વગેરે વૃદ્ધ સગા પણ આવી ગયા હતા, એટલે મારા ઉપર સખત હુમલો તે બધાયે મળીને કર્યો. કહ્યુ કે આપણે ત્યા કાઇ નવાઇની નાત થાય છે લલ્લલાને ત્યા નાત ગંદવાડમા જમે છે, તો વળી આપણે શું કરવા સુગ આણવી !! ઠીક ભાઇ ઠીક હુ તો નરમ પડી ગયો મારા મનમા વિચાર આવ્યો કે નાત એટલે કોણ ? આપણે અને આપણા સમાજ હની ત્યારે આ બધાને ગંદવાડમા શુ કરવા જમાડવા જોઇએ આપણા શહેરમા કુતરાઓની ખોટ નથી હોતી તેઓ કેવુ ગદુ કરે છે, તે પણ બધા જાણે છે વળી નાના છોકરાઓને તો ઓટલેજ મગે કરવામા આવે છે અને જરા મોટા હોય તે તો રસ્તા ઉપર રમતા રમતા જમે ત્યા બેસી જાય છે આ બધા ગંદવાડમા નાત જમવા બેસાડવી તે મને તો કાંઇ ઠીક ના લાગ્યુ. પણ શુ કરૂં ? ઉપાય જ ન હોતો છેવટે એમ મન વાળ્યુ કે નાતના લોકો પણ આ બધું જાણે જ છે અને છતાયે વાંધો લીધા વિના જમવા આવે છે, તેથી તેમને બહુ ગમતુ હશે કદાચ બહુ ચોખ્ખુ કરાવીએ, તો ગદામા બેસવાની ટેવને લીધે, બરોબર ખવાય નહિ, અને મારે માથે દોષ આવે કે ખાવાનાનો બચાવ કરવા માટે સાફસુફ કરાવવામા પૈસા ખરચ્યા હશે આમ ધારી આપણે તો શાંત જ રહ્યા.

રાત્રે આઠ વાગ્યા એટલે નાત ભરાવા માડી પહેલા છોકરા આવ્યા તેઓ બધે કુદાકુદ કરી રમતા હતા ત્યાર પછી ધીમે ધીમે મોટા આવ્યા સૌ પોત પોતાની જગ્યા રોકવા લાગ્યા કાઇક કાઇક તકરારો નજરે પડી, પણ ખાસ નહિ પછી પતરાવળ નિકળી બેસવા માટે થોડા પાટીઆ હતા, અને બાકીની પતરાવળો હતી બેસવાની પતરાવળ ખાસ નાની આણી હતી. જેમ તેમ કરી બધા ગોઠવાયા. કોઇક પુરુષોના કીમતી રેશમી પિતાંબરોના છેડા ધૂળમા પડતા હતા વળી સ્ત્રીઓની ભારે સાડીઓ બગડતી હતી કોઇકની જગ્યા ખાજરૂ સમક્ષ જ હતી અને કોઇક તો ગટરના દ્વાર ઉપર જ પતરાવળ નાખી બેઠું

હતું. દીવાના ઝાંખા પ્રકાશમાં સૌ ખાવાના ધ્યાનમાં હતા એટલે કોઇને બીજા આડાઅવળા ચોખ્ખાઇના કે એવા કોઇ વિચાર આવ્યા નહિ, અને નિર્વિઘ્ને ખાવાનું કામ ચાલ્યું. વચમાં વચમાં શાક માટે બૂમાબૂમ, લઢાઇ જેવું કાંઇક થતું. ખમણઢોકળાં ખૂબ વખણાયા, ખૂબ ખવાયા, અને ખૂબ છંડાયા. છાંડવાનું તે તો બ્રાહ્મણો ઉપર આપણી ખાસ વિશેષતા છે. બ્રાહ્મણ 'ભટ્ટ' હોય તે પતરાવળ સાફ કરીને ખાય. આપણે તો મુસદ્દી લોક તે ભરેલે ભાણે જ ઉઠીએ. અલબત્ત ખાવાનાની જોડે અધોળ નવટાંક ધૂળ પણ પેટમાં ગઈ હશે. પણ મ્યુનિસિપાલીટી રસ્તા ધૂળવાળા રાખે તેમાં આપણો શો વાંક ? અંતે નાત ઉઠી. લગભગ અગીઆર વાગવા આવ્યા હતા એટલે બૈરાંઓ સંગાત ખોળતા હતા. થોડાક-આગળ ગયા હતા તેમાંથી કોઇની કંઠી તોડાયાની બૂમ પડી હતી પણ સુભાગ્યે કાંઇ નુકશાન થયું ન હોતું. અડધા ઉંઘતા, ભારે પેટે સૌ ઘેર ગયા: જેનું જઠર મંદ હોય તેને વહેલા સુવું પડે. મજબૂત માણસ તો મોડા સુવે તો પણ પચી જાય !!

હોઇ ડાહ્યો.

———:o:———

## પરિતાપ.

ooo

દિલ થાકી ગયું રટીને રટીને
 તુંજ નામ હરિ કંઇ રાત્રિ દિને,
દિલનો પરિતાપ દિલે સમશે
 નથી સ્નેહી હવે અવકાશ હવે. ૧

નહિ પ્રેમ હવે, નિઃશ્વાસ બધે
 પછી ક્યાંહી કરૂં દિલ ખાલી સખે ?
હતી હોંશ હરિ-મળવાને વળી
 સ્મૃતિ તે પણ હાલ જતી રહી છે. ૨

સહ્યું સહ્યું દિલનેજ રહ્યું
 પછી કાંઇ હવે બીજું ના કરવું,
દિલ માંહી પડ્યા પ્રભુ જેહ ઘંડા
 રૂઝાય નહિં તે કેમે કર્યાં. ૩

ફુલડાં જ્યમ વાડી વિષે ખીલતા
 હૃદય આ દિલડાં જગમાં ખીલતા,
ખરવાં કળિથી 'પમરાટ' જતો
 ત્યમ હેત ધર્યું હૃદયેથી સખે. ૪

—સ્નેહી.

## સમાલોચના.

"ભણકાર"

(પ્રૉ. ઠાકોરકૃત પદ્ય કૃતિઓનો સંગ્રહ. મૂલ્ય રૂ ૨). પાના ૧૫૨.)

સાક્ષર સમાજમાં દીપનાર, સાક્ષર શબ્દના ખરેખરા અર્થમાં પણ દીપનાર, સાહિત્ય શબ્દના સંકુચિત અર્થમાં પણ ખરેખરા સાહિત્ય પ્રેમી જન, અત્યારે જો કોઇ પણ આપણી નાતમાં હોય તો તે પ્રૉ. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરજ છે તેમનો સાહિત્ય પ્રેમ, રાજકોટની સાહિત્ય પરિષદ્ સમયે તેમણે તે પરિષદ્‌ની વ્યવસ્થામાં લીધેલા ભાગથી, તેમજ પરિષદ્ સંબંધી લોકમત જાગૃત કરવા માટે ગામેગામ ફરીને વ્યાખ્યાનો કરવા માટે લીધેલા શ્રમથી, જોઇ શકાયો હતો. આજ પણ તેઓ સાહિત્યપરિષદ્ બરોળ કમિટીના મંત્રી છે, અને તે રીતે પુસ્તકપ્રસિદ્ધિ આદિ કાર્યોથી ઉત્તમ સાહિત્ય સેવા બજાવ્યા કરે છે ઘણા જુના સમયથી તેઓ પ્રસંગોપાત છુટક કવિતાઓ માસિકોદ્વારા બહાર મૂકે છે ખરા, પરંતુ આ જમાનાના જનોને તો તેમનો પ્રથમ પરિચય રા ગજ્જરિયાના કાવ્યમાધુર્યેજ કરાવ્યો હતો. હજી હમણાં પણ કોઇ કોઈ વાર વસંત કે સમાલોચકમાં તેમનું કોઇ છુટક કાવ્ય નજરે પડે છે પરંતુ હમણા થોડાએક માસ ઉપર તેમણે પ્રસિદ્ધ કરેલા "ભણકાર" નામના પોતાના કાવ્યસંગ્રહથી આપણને તેમની સાક્ષરતાનું સંપૂર્ણ ભાન થાય છે

આ કાવ્યસંગ્રહની શરૂઆતમાં શુદ્ધ (અગેય) પદ્ય સંબંધી વિગતવાર વિવેચન કર્યું છે તથા તેમની કવિતાઓ સંબંધમાં ઠેકાણે ઠેકાણેથી એવો આક્ષેપ આવેલો છે કે તેમની રચના યતિભંગ, શ્લોકભંગ, શ્રુતિભંગ, અયોગ્યતા, કઠોરતા વગેરે દોષયુક્ત છે, તે સંબંધી રદીયા આપેલા છે આ વિવેચન પણ વિદ્વત્તાવાળું છે, અને તે ધીરજથી મનન કરવા યોગ્ય છે.

સંગ્રહમાંના લાંબા કાવ્યોમાં 'પ્રેમનો દિવસ' વધારે ધ્યાન ખેંચે છે તેમાં "એક કલ્પિત યુગ્મના હૃદયજીવનમાંની કેટલીએક ક્ષણો"નું વર્ણન છે બહાર આણી સર્જ્યું છે અને તે અર્થનો પરિચય પ્રથમ એક નાની ગદ્ય પ્રસ્તાવનાદ્વારા કરાવેલો છે તેમાં સંબંધિત ટીકાનો કાંઈક રદીયો પણ આપેલો છે બીજું લાંબુ કાવ્ય 'આરોહણ' છે આ એક ઉત્તમ કાવ્ય છે, અને તેમાંના

ભાવ ઘણાજ તલસ્પર્શી છે. બીજાં બે કાવ્યો–"અગાસી ઉપર" તથા "એક તોરેલી ડાળ" અપૂર્ણ છે. આ સંગ્રહ પ્રસિદ્ધ કરતાં પહેલાં તે પૂર્ણ કરવા કવિની ઈચ્છા હતી, પણ કમનસીબે તે પાર પડી નથી. પ્રાસંગિક કૃતિયોમાં "વિરહ" એ એક લાંબી ૧૯૨ લીટીઓની કૃતિ છે તેમાંના કેટલાએક ભાગમાં કરૂણરસ બહુ જામ્યો છે તથા તે સાથે તત્વજ્ઞાનનું મિશ્રણ થયું છે તે બહુજ સારી અસર કરે છે. આ કૃતિ વાંચતાં આપણને રા નરસિંહરાવની "સ્મરણ-સંહિતા" સાંભરે છે.

પ્રાસંગિક કૃતિઓમાં "માજીનું સ્તોત્ર," "મૈયાની સેવા" અને "ખેતી" એ ત્રણ સ્વદેશાભિમાનની ભાવનાથી પૂર્ણ છે, તથા આવી ભાવનાની બાબતમાં પણ કેવળ ઉત્સાહથી ન દોરવાઈ જતા, ખાસ કરીને, યુવકોને સંગીન શિખામણ આપેલી છે. આ ત્રણેમાં "ખેતી" નું કાવ્ય લાંબું ૮૨ લીટીઓનું છે, અને તે સાથે ઉત્તમ પણ છે. એમાંના ભાવ આ જમાનામાં આપણુ સર્વને ઘણાજ મનન કરવા યોગ્ય છે; અને તેમાંયે જ્યારે મહાત્મા ગાંધીજીના પ્રભાવથી કાંઇક કાંઇક હાલની પ્રચલિત મિશ્ર સંસ્કૃતિ પરત્વે દૃષ્ટિકોણ બદલાતો લાગે છે, ત્યારે તો આ કાવ્ય ઘણાજ રસથી વંચાશે.

પ્રેમના દિવસમાં એક હાલરડું "ઘોડાને પોપટ" આવે છે, તે ઘણી સરળ ભાષામાં અને રસિક રીતે રચાયલું છે. ખાસ કરીને સ્ત્રીવર્ગમાં તે ઘણું પ્રિય થઇ પડવા સંભવ છે. પદ્યકૃતિઓ પૂરી થયા પછી "દૈવી અને યોગીરાજ" નામે ગદ્યમાં એક સુંદર સ્વપ્નદર્શનનું વર્ણન છે. લેખક કહે છે કે તે જો કે ગદ્યમાં લખાયલું છે તો પણ તેના ભાવમાં, તથા તેના ગુણદોષમાં તે પદ્યકૃતિને મળતું આવે છે તેથી તેને આ સંગ્રહમાં સ્થાન આપ્યું છે. પ્રૉ. ઠાકોરની ગદ્યરચના કેવી મોહક છે તેનો ખ્યાલ આપણને આ ઉપરથી આવે છે.

પુસ્તકને અંતે ટિપ્પણ આપીને કવિતામાંના ઘણા ભાગ સ્પષ્ટ કર્યા છે, તેથી આ એકંદરે અઘરી કવિતા વાંચવામાં બહુ સુગમતા થઇ પડે છે. થોડા શબ્દોમાં વધારે અર્થ દર્શાવવો, તથા બનતા સુધી નિરર્થક શબ્દ ન વાપરવો, તે પ્રૉ. ઠાકોરની શૈલીના વિશિષ્ટ ચિન્હ છે. પરંતુ આ કારણને લીધેજ તેમનાં લખાણ વાંચવા જરા ભારે પડે છે. ટિપ્પણ હજી વધારે વિસ્તૃત હોત, અને તેમાં શબ્દાર્થ વિશેષ આપવામાં આવ્યા હોત તો હજી પણ વધારે સુગમતા મળત.

એકંદરે આ કાવ્યસંગ્રહ અમે સપ્રેમ વધાવી લઇએ છીએ તેમાંની શૈલી અને વિચારોમાંથી ગુજરાતી પ્રજાને ઘણું શીખવાનુ મળે છે અને આપણી નાતને તો તે ખરેખર એક અભિમાનનું કારણ છે પોતાના નિવેદનમાં પ્રૅા ઠાકોર જણાવે છે કે નાની પરચુરણ કૃતિઓ પ્રસિદ્ધ થાય કે ન થાય તે સંબધી તેમની વૃત્તિ ઉદાસીનતાની છે પરંતુ આ સગ્રહમા આવેલી પ્રાસંગિક કૃતિઓના સમાવેશ તેઓ પરચુરણ કૃતિઓમાં કરતા હોય તો અમારે કહેવુ પડશે કે એ પરચુરણ કૃતિઓમાની કેટલીએક તો ઘણીજ પ્રસારવા યોગ્ય છે, અને તે સ્થાયી સ્વરૂપ ન પામી હોત તો તેથી ગુર્જરગીરાને નુકશાનજ હતું પુસ્તકની શરૂઆતમા "ભણકાર"નુ મૂર્ત સ્વરૂપ—એક ચિત્ર આપવામાં આવ્યું છે તે યોગ્યજ થયું છે પુસ્તકની છપાઈ, કાગળ, બાંધણી વગેરે સઘળું ઉત્તમ છે. છતાંયે એટલું તો કહેવુજ પડશે કે તેનું મૂલ્ય રૂ ૨) જરા વધારે પડતું છે, અને તેને લીધે પુસ્તકપ્રસારમા કાંઇક અડચણ આવવાનો ભય રહેશે ફરીથી એકવાર અમે પ્રૅા ઠાકોરને આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે ઉપકારવૃત્તિથી ધન્યવાદ આપીએ છીએ, અને તેમના "વ્યાખ્યાનો અને નિબધોનો સંગ્રહ" તથા "સખા મ્હારા"ના કાવ્યોનો સગ્રહ, જે વિષે પોતે નિવેદનમાં ઇશારો કર્યો છે, તે પ્રજા સમક્ષ ધરવા તેમને વિનંતિ કરીએ છીએ

"કૃ."

**પુસ્તકાલયઃ**—લેખક રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ એલએલબી
પ્રકાશક રા સાકરલાલ બુલાખીદાસ બુકસેલર, અમદાવાદ.
મૂલ્ય ૦-૪-૦

આ પુસ્તકની ભાષા ઘણી સરલ છે શરૂઆતમાં વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો અને સૅન્ટ્રલ લાયબ્રેરી સંબંધી માહિતી આપવામાં આવી છે આપણા ભારત વર્ષમાં લાયબ્રેરીની વ્યવસ્થા કેવી સુઘડ રીતે રાખવી જોઇએ તે સંબંધી સંપૂર્ણ માહિતી, લાયબ્રેરીનું મકાન કેવુ હોવું જોઇએ, લાયબ્રેરીઅનની ફરજ, પુસ્તકોની વર્ગણી શી રીતે પાડવી, પુસ્તકોનાં પત્રકો રાખવા વગેરે સંબંધી વિગતો ક્રમવાર વિવેચન લંબાણથી આ ન્હાનાં પુસ્તકમાં કરવામાં આવ્યું છે

ગુજરાતી ભાષામા આવુ પુસ્તક પ્રકટ કરવાનુ પ્રથમ માન રા દેસાઇને છે આ પુસ્તકના પૃષ્ઠ ૧૦૧ છે, બાંધણી પાકી છતાં મૂલ્ય પણું નજીવું છે, તેથી દરેક લાયબ્રેરીમાં રાખવા તેમજ પ્રત્યેક મનુષ્યને તે ધ્યાનપૂર્વક વાંચી જવા અમારી નમ્ર વિનંતિ છે "જી."

## જ્ઞાતિના ખબરઅંતર.

### નિમણુકો, ફેરબદલીઓ વગેરે.

—રા. નગીનલાલ વેણીલાલ દેસાઇ બોરસદના સબ-જડજની બદલી અમદાવાદના જોડીઆ જડજ તરીકે થઇ છે.

—રા. સાકરલાલ ચંદુલાલ વાડાના મામલતદાર ફેબ્રુઆરી માસથી રીટાયર થયા છે.

—રા. કનૈયાલાલ કુરણારામ દેસાઇ વાડા એકસાઇઝ ઈન્સ્પેકટરની બદલી જંબુસર થઇ છે.

—રા. ચંદ્રવદન પ્રાણલાલ દેસાઇ નારગોલ પારસી હાઇસ્કુલમાં રૂ. ૫૫ ના પગારથી નીમાયા છે.

—રા. જયંતિલાલ નરસીલાલ બી. એ. એલએલ. બી. ને અમદાવાદ જીલ્લામાં વકીલાત કરવાની સનંદ આપી છે.

—રા. વિષ્ણુપ્રસાદ નંદલાલ દેસાઇ બી. એ. નો પગાર રૂ. ૧૦૦ થયો છે.

—રા. બલવંતરાય કેશવલાલ ઠાકોર મુંબઇમાં શેઠ પ્રાગજી સુરજીની કું.માં રૂ ૧૦૦ના પગારથી નિમાયા છે.

—રા. ઠાકોરલાલ ચુનીલાલ દેસાઇ બી. એ. મુંબઇની ધી મોરારજી ગોકલદાસ મીલની ઓફીસમાં રૂ. ૬૦ ના પગારથી નિમાયા છે.

—રા. ગીરધરલાલ આણંદરાય દેસાઇ મુંબઇની મેસર્સ આઇરાંકર, કાંગા અને ગીરધરલાલ સોલીસિટર્સની પેઢીમાં નિમાયા છે.

—રા. જીવનલાલ માધવલાલ ઠાકોર મુંબઇમાં શેઠ પ્રાગજી સુરજીની કું.માં રૂ. ૧૫૦ ના પગારથી નિમાયા છે.

—રા. બલવંતરાય શ્રીપતરાય ઠાકોરનો પગાર રૂ ૭૦ થયો છે.

—રા. કૃષ્ણલાલ શીરપારામ ઠાકોર બી. એ. એલએલ. બી. પેઇનના સબ-જડજની બદલી લીંબડી થઇ છે.

—રા. સાકરલાલ મોતીલાલ દેસાઇ સુરત જીલ્લામાં ચોર્યાશી તાલુકાના અવલ કારકુનની નીમણુંક ચોર્યાશી તાલુકાના મામલતદાર તરીકે થઇ છે.

—રા ધીરજલાલ ચીમનલાલ દેસાઇ જ બુસર સબરજીસ્ટ્રારની બદલી મારવી સબરજીસ્ટ્રાર તરીકે થઇ છે

—રા કૃષ્ણલાલ ગણપતરામ ઠાકોર બી. એ. ની અમદાવાદ સરકારી હાઈ સ્કુલમાંથી અમદાવાદ સરકારી ટ્રીમેલ ટ્રેનીંગ કૉલેજમાં રૂ. ૭૦) ના પગારથી બદલી થઈ છે

—મેસર્સ કૃષ્ણલાલ જમીએતરામ ઠાકોર બી એ એલએલ બી. અને ઠાકોરલાલ ચીમનલાલ દેશાઇ વકીલને વાગરા તાલુકા બોર્ડના પ્રજાકીય મેમ્બર તરીકે ત્રણ વર્ષ સારૂ ચુંટી કાઢવામાં આવ્યા છે

## જાહેરજીવન.

—વ્યાપારીકેલવણી માટેની મી. દાવરની કૉલેજના વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો મેલાવડો થયો હતો તેનુ પ્રમુખસ્થાન મી ચીમનલાલ હરિલાલ સેતલવડને આપવામા આવ્યું હતુ તે પ્રસંગે તેમણે ભાષણ કરતા જણાવ્યું હતુ કે પાઠશાળામા અપાતું વ્યાપારનું શિક્ષણ તો ફક્ત પ્રથમ પગથિયા રૂપજ છે ખરૂ વ્યાપારી શિક્ષણ તો દુકાનો અને પેઢીઓ ઉપર કામ કરીનેજ મેળવાય છે

—વિલ્સન કૉલેજના વર્ષગાંઠને દિવસે વિદ્યાર્થીઓને બોધ દેનારૂં એક ભાષણ રા ચીમનલાલ સેતલવડે કર્યું હતુ.

—અમદાવાદમા સારસપૂરમા પુસ્તકાલયનુ સ્થાપન કરવા મેલાવડો થયો હતો તેનું પ્રમુખસ્થાન રા જીવણલાલ વ્રજરાયને આપવામાં આવ્યું હતું અને ડૉ. હરિપ્રસાદે પ્રસંગને અનુસરતું ભાષણ પણ કર્યું હતું.

—ડૉ. હરિપ્રસાદ વ્રજરાયે દરિયાપૂરમા. આરોગ્ય વિષે તથા શાહપૂરમાં આરોગ્ય વિષે તેમજ કડવાપોળમા સ્વરાજ્ય વિષે ભાષણો કર્યાં હતા

—ખેડા જીલ્લાની પાકની સ્થિતિ વિષે સરકાર અને લોકો વચ્ચે મતભેદ થયો હતો તેને પરિણામે મહાત્મા ગાંધીજીએ ગામેગામના પાકની તપાસ કરવાનું માથે લીધું હતુ તે કામની બાબતમા રા કૃષ્ણલાલ નરસિંહલાલ, રા શંભુપ્રસાદ ચીમનલાલ, ડૉ હરિપ્રસાદ તથા રા. કેશવપ્રસાદ દેસાઇ ખેડા જીલ્લાના ગામોમા તપાસ કરવા ગયા હતા તથા ડૉ હરિપ્રસાદ તો ત્યાના લોકોને સલાહ આપવા ત્યા જઇ રહ્યા પણ હતા.

—અમદાવાદમાં મીલમજુરોએ હડતાળ પાડી હતી તે પ્રસંગે રા. છવણલાલ મજરાયે સમાધાની માટે આગ્રહ કરવા માટે, તથા મજુરોનો પગાર વધારવા સારૂ, તેમને માટે સસ્તા ભાડાના મકાન તથા સસ્તા ભાવની અનાજની દુકાનોની વધારે જરૂરિયાત છે તેમ બતાવવા પત્રિકા કાઢી હતી. તથા રા. કૃષ્ણલાલ નરસિંહલાલે શેરહોલ્ડરના લાભ શેમાં છે, તે બતાવતી એક પત્રિકા કાઢી હતી.

—અમદાવાદ વનિતા વિશ્રામ તરફથી અં. સ્વ. સુલોચનાબેન તથા સૌ. રૂકમણીબેન કલકત્તા, રંગુન વગેરે સ્થળે સ્ત્રીકેળવણી સંબંધી વ્યાખ્યાનો કરવા ગયાં હતાં, તેઓ પોતાની સંસ્થા માટે તેર હજાર રૂપિયા ઉઘરાવી લાવ્યા છે.

—અમદાવાદ હોમરૂલ લીગની વાર્ષિક સભા મળી હતી તે પ્રસંગે પ્રમુખસ્થાન રા. છવણલાલ મજરાયને આપવામાં આવ્યું હતું.

—લોકમાન્ય તીલક ઇગ્લાંડ ઉપડી ગયા તેમના કામમાં અમદાવાદની પ્રજાની સહાનુભૂતિ છે તે બતાવવા જાહેર સભા મળી હતી તેનું પ્રમુખસ્થાન રા. છવણલાલ મજરાયે લીધું હતું, તથા તે પ્રસંગે ડૉ. હરિપ્રસાદે મુખ્ય ઠરાવ રજુ કરતા વિદ્વત્તાપૂર્ણ ભાષણ કર્યું હતું.

—હોળીના તહેવારો દરમિયાન છોકરાઓ અપશબ્દ બોલી હાનિકારક રમતોમાં પોતાનો સમય ન ગાળતાં સમાજસેવાનું કાંઇક કાર્ય કરે તે હેતુથી અમદાવાદમાં વસંતસંમેલનની યોજના કરવામાં આવી હતી તેના એક મંત્રી તરિકે રા. કેશવપ્રસાદ દેસાઇ નિમાયા હતા.

—રા. કાંતિલાલ ભોગીલાલ દેસાઇએ વીરમગામમાં વસંત સંમેલનનું કાર્ય ઉપાડી લીધું હતું.

—મુંબઇ હૉમરૂલ લીગની વ્યવસ્થાપક કમિટીમાં અમદાવાદ તરફથી મોકલાયલા ત્રણ પ્રતિનિધિઓમાં રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ, એમ. એ., એલએલ. બી. ને પસંદ કરવામાં આવ્યા છે.

—ભરૂચમાં પ્લેગ તથા કૉલેરા ચાલતો હોવાથી તથા મોંઘવારીને લીધે, રા. મોતીલાલ સાકરલાલ ઠાકોર વકીલના પ્રમુખપણા નીચે શહેરના લોકોની સ્થિતિ સંબંધી વિચાર કરવા શહેરની જુદી જુદી નાતોના મુખીઓની જાહેર સભા મળી હતી.

—ભરૂચની હૉમરૂલ લીગના સભાસદોની એક સભા સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલના પ્રમુખપણા નીચે મળી હતી. જે પ્રસંગે લીગનું બંધારણ નક્કી કરી કારોબારી કમિટીની ચુંટણી કરવામાં આવી હતી.

—કૉટન કમીશનની બેઠક ભરૂચમા થઈ હતી તે પ્રસગે રા. સા અંબાશંકર ઉત્તમરામ મલજીની જુબાની કમીશન રૂબરૂ લેવામાં આવી હતી.

—વિદુષી એની બીસેન્ટે ભરૂચમા "રાષ્ટ્રીય કેળવણી" અને "આપણું હવેનું કામ" એ વિષયો ઉપર બે જાહેર વ્યાખ્યાનો સરદાર રા બા મોતીલાલ ચુનીલાલ દેસાઇના પ્રમુખપણા નીચે આપ્યા હતા

—ચાલુ વર્ષની સનાતન ધર્મ પ્રવર્તક સમિતી તરફથી લેવાયલી પરીક્ષાઓના પરીક્ષકો તરીકે રા શ્રીપતરાય હકુમતરાય રા જીવનલાલ માધવલાલ, રા કાન્તિલાલ છગનલાલ, રા કૃષ્ણલાલ ચંદુલાલ નિમાયા હતા

# परीक्षानां परीणाम.

—:o:—

**બીવીયસ.**

| | |
|---|---|
| મુકુંદરાય બલવંતરાય ઠાકોર ... ... ... ... | પુના |
| ધીરજલાલ ચુનીલાલ સેતલવાડ ... ... ... ... | મુંબઈ |
| વૈકુંઠલાલ નરસીંલાલ ... ... ... ... | સુરત |
| રસીકલાલ કલ્યાણરાય ઠાકોર ... ... ... ... | ભરૂચ |
| કનૈયાલાલ મગનલાલ હરદેરામ ... ... ... ... | ,, |
| ગુણવંતરાય મુકુંદરાય ઠાકોર ... ... ... ... | ,, |
| ધનવંતરાય બલવંતરાય દેસાઇ ... ... ... ... | અમદાવાદ |
| વજેન્દ્ર પ્રાણલાલ દિવાન ... ... ... ... | ,, |
| કાન્તિલાલ ત્રીકમલાલ દેસાઇ ... ... ... ... | ,, |
| રાજેન્દ્રલાલ નગીનલાલ દેસાઇ ... ... ... ... | ,, |
| જયંતિલાલ લક્ષ્મીલાલ ઠાકોર ... ... ... ... | ,, |
| ત્રંબકરાય નવનીધરાય મુનશી ... ... ... ... | જુનાગઢ |
| ઇશ્વરલાલ ઠાકોરલાલ અલમૌલા ... ... ... ... | ભરૂચ |

—:o:—

## जन्म.



રતીલાલ નરભેરામ દેસાઇ (ભરૂચ) ઉ. વ. ૨૯

પુષ્પાગૌરી છગનલાલ સેતલવાડ (સુરત) ઉ. વ. ૧૭

## પુરોહિત.

હીરાલાલ રતનરામ દેસાઇ (ભરૂચ) ઉ. વ. ૨૨

જસવંતિ અંબાશંકર કરસનદાસ (સુરત) ઉ. વ. ૧૫

કૃષ્ણલાલ છગનલાલ મૌલા (ભરૂચ) ઉ. વ. ૨૨

ઇંદુમતિ રામચંદ્ર પુરણારામ (સુરત) ઉ. વ. ૧૬.

—:o:—

## जन्म.

—·+·—

| | | | |
|---|---|---|---|
| સૌ ઇંદુમતિ કેશરીપ્રસાદ સાકરલાલ | ને | પુત્ર | અમદાવાદ |
| ,, બાળાગૌરી નરહરીલાલ બળવંતરાય | ને | ,, | ,, |
| ,, રતનગૌરી હરીલાલ ચંદુલાલ | ને | ,, | ,, |
| ,, પાખડી હરિપ્રસાદ વ્રજરાય | ને | પુત્રી | ,, |
| ,, હીરાલક્ષ્મી ઈશ્વરલાલ વ્રજરાય | ને | ,, | ,, |
| ,, નંદગૌરી મોતીલાલ ગોવિંદલાલ | ને | ,, | ,, |
| ,, મણી મોતીલાલ જીવનલાલ | ને | ,, | ,, |
| ,, ધનલક્ષ્મી ધીરજલાલ પરમોદરાય | ને | ,, | ભરૂચ |
| ,, જયાલક્ષ્મી મોતીલાલ દોલતરામ | ,, | ,, | ,, |
| ,, શ્રીમતિ વૈકુંઠલાલ મણીલાલ | ,, | પુત્ર | ,, |
| ,, મંગળાગૌરી જયંતિલાલ બળવંતરાય | ,, | ,, | ,, |
| ,, નંદગૌરી કૃષ્ણલાલ ઉત્તમરામ | ,, | ,, | ,, |
| ,, શીવલક્ષ્મી મણીલાલ રણછોડરાય | ,, | પુત્રી | આમોદ |
| ,, કૈલાસગૌરી અંબાલાલ મોલા (પુરોહિત) | ,, | ,, | ભરૂચ |

—— • ——

## मरण.

—·•·—

| | ઉ. વ | રોગ | સ્થળ |
|---|---|---|---|
| ઉમેદરામ ભવાનીલાલ | ૫૦ | ત્રિદોષ | આમોદ |
| સૌ સવિતા કૃષ્ણલાલ ગીરધારામ | ૨૮ | ક્ષયરોગ | ,, |
| રાજેન્દ્રલાલ ,, ,, | ૧૧ | પ્લેગ | ,, |
| ભુપતરાય વ્રજરાય | ૭૧ | ઘડપણ | જંબુસર. |
| સૌ. નિર્મળગૌરી મન્નિલાલ બળવંતરાય | ૧૯ | સુવાવડ | ભરૂચ |
| ચં રેવ ચંચળ મણીલાલ હિંમતરામ | ૪૦ | પ્લેગ | ,, |

| | ઉ. વ. | રોગ. | સ્થળ. |
|---|---|---|---|
| ગં. સ્વ. તારામણી મગનલાલ માણેકલાલ | ૩૫ | પ્લેગ | ભરૂચ. |
| સૌ. મંગળાગૌરી મગનલાલ હરદેરામ | ૪૦ | ,, | ,, |
| ,, હીરાગૌરી ડાહ્યાભાઇ હરીનાથ | ૪૫ | ,, | ,, |
| ,, જ્યાલક્ષ્મી ઈશ્વરલાલ નરભેરામ | ૨૧ | ,, | ,, |
| ગં. સ્વ. હરીગંગા ભોગીલાલ સાકરલાલ | ૪૮. | ,, | ,, |
| બ્હેન ભાનુમતિ ત્રીકુમલાલ ચંદુલાલ | ૨૨ | ,, | ,, |
| સૌ. કપીલા મણીલાલ ડાહ્યાભાઇ | ૩૦ | ધનુર્વાયુ | ,, |
| ,, જ્યાલક્ષ્મી મોતીલાલ દોલતરાય | ૩૬ | સુવાવડ | ,, |
| ,, ઇંદુમતિ છોટાલાલ મુકુંદરાય | ૧૮ | ક્ષયરોગ | ,, |
| બ્હેન પ્રફુલ્લગૌરી ચુનીલાલ ડાહ્યાભાઇ | ૪ | ઝેર ચઢવાથી | ,, |
| જાદવરાય ડાહ્યાભાઇ | ૫૦ | | અમદાવાદ |
| કાન્તિલાલ સાકરલાલનો બાળક પુત્ર | ૧ | | ,, |
| સૌ. ભાનુમતિ પ્રીતરાય મજરાય | ૨૧ | ક્ષયરોગ | ,, |
| ગં. સ્વ. સૌભદ્રા (પુરોહિત) | ૬૫ | પ્લેગ | ભરૂચ |
| સૌ. હંસગૌરી ઠાકોરલાલ અદ્રીલાલ ,, | ૩૫ | ,, | ,, |
| ,, લક્ષ્મી અંબાશંકર જગન્નાથ ભાઉ ,, | ૨૫ | ક્ષયરોગ | ,, |
| ,, હરકોર ઠાકોરલાલ ચુનીલાલ ,, | ૪૦ | પ્લેગ | ,, |



## બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક મંડળ.

—:o:—



સૂચના—ત્રિમાસિક સબંધી સર્વ પત્રવ્યવહાર

પ્રકાશક—"બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, ગાયવાડી, ગીરગામ, મુંબઇ" ને સરનામે કરવો.

—:o:—

જ્ઞાતિની કોઈપણ નિરાધાર સ્ત્રી યા પુરૂષ અથવા કોઇ પણ વિધવા બાઈને ગુજરાન માટે અથવા પોતાના સંતાનની કેળવણી વગેરે માટે કંઇ પણ મદદ જોઇતી હોય તો આ પત્રની ઓફીસમાં A "અ" ને સરનામે લખવું.

☞ પત્ર વ્યવહાર તદ્દન ખાનગી રહેશે.

અ C/O.

બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઓફીસ,

ગાયવાડી, ગીરગામ-મુંબઇ.

—:o:—

### ઉત્તમ કવિતા માટે ઇનામ.

ત્રિમાસિકના ૧૯૧૮ ના ચાર અંકોમાં પ્રસિદ્ધ થયેલી કવિતાઓમાંથી જે ઉત્તમ ઠરે તેને ઉત્તમતાના અનુક્રમે ઇનામો આપવાનું એક ગૃહસ્થે વચન આપ્યું છે. રૂ ૪, ૩, ૨, ૧ ના અનુક્રમે ચાર ઇનામ આપવામાં આવશે. નાતના દરેક ઉમરના સ્ત્રી પુરૂષો માટે આ હરીફાઈ ખુલ્લી છે

—:o:—

ઞાહેર ખબર.

---:o:---

જો તમારે તહેવારોમાં મોકલવા સુકો મેવો અથવા ઘરખર્ચને વાસ્તે મસાલો લેવો હોય તો જાઓ ઠા. દેવચંદ વાગજી એન્ડ કું૦ ની દુકાને. ત્યાં તમને મનપસંદ માલ જથાબંધ તથા છુટક કીફાયત ભાવે મળશે; તથા સુરજ છાપનું ઊંચું કેશર તથા હીંગ ઘણીજ સારી મળશે. બ્હારગામના ઑર્ડરોપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦ શેકમેમન સ્ટ્રીટ, જુની મારકેટના સામે,

મુંબઇ.

---

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક

વર્ષ ૧૨ મું] જાનેવારી ૧૯૧૯ [અંક ૧ લો

## नूतन वर्षाभिनंदनम्



Benediction for 1919

### शिखरिणी ॥

ज्वरो नृणां कालः क्षपदि नववर्षे विरमतु
युरोपीयं युद्धं विरमतु च महल्लोकहननकम् ।
शुभावृष्टिर्देशे भवतु धनधान्य प्रभवदा
नववर्षे शान्तिर्जगति सकलेऽस्मिन् प्रसरतु ॥

### વસંતતિલકા

રાત્રિ ગઈ, નિરખી એ રૂડું પ્રભાત,
ભાનુકૃપે, હરખ કાંઈ નવીન થાય;
રાત્રિવિષે, બહુ સહ્યાં દુઃખ છે જનોએ,
શાન્તિ થશે, જગતને ત્યમ દાખવે એ.

વિષ્ણુપ્રસાદ ત્ર્યંબકરાય દેસાઈ



જીવનનો કંઈ ભાગ ભાગ્યેજ અવશેષ રહ્યો હતો. રૂઢિબળ આગળ સત્ય, ધર્મ, શાસ્ત્રો, વિવેક બધાં હારી જતાં. જુના વિચારના પટેલો તથા આગેવાનો પરાધીનતા તથા પરસેવામાં જીવનની સફળતા માનવા લાગ્યા હતા. સ્વમાન તથા સ્વાશ્રયના ઉચ્ચ ગુણો લગભગ મરવાની અવસ્થાએ પહોંચ્યા હતા. જ્ઞાતિનું જીવન જુના વ્હેમ તથા રૂઢિઓ પળાવવામાં જ ગુંથાયલું રહેતું. એટલે કે હિંદુસમાજ જે વખતે વૃદ્ધ અશક્ત જર્જર બન્યો ત્યારે તેને નવું જીવન આપવા, નવા પુરૂષાર્થો બનાવવા, નવે માર્ગે વાળવા તથા ફરીથી સજીવન બનાવવા કેટલાએક મહાત્માઓએ હિંદુભૂમિ ઉપર જન્મ લીધો. તેમાંના એક દિ. બ. અંબાલાલજી હતા. અંગ્રેજી કેળવણીથી મળતા લાભો, નવા વિચારો, નવા દૃષ્ટિબિંદુઓ તેમણેજ પહેલાં ગુજરાતમાં દાખલ કર્યાં. તથા પોતાના દૃષ્ટાન્તથી મુત્સદ્દી ગણાતી બધી નાતોને તેમણે અંગ્રેજી કેળવણી ખંતથી મેળવવા ઉત્સાહી બનાવી. ઈશ્વરની ઈચ્છા એવી થઈ કે હિંદુસ્થાનની પ્રજાને હમેશાં વ્યક્તિપૂજા તથા જન્મને માન આપવા માટે તત્પર હતી તે સ્વમાન તથા સ્વતંત્રતાના નવા સુત્રોને આધારે નવું જીવન આપવું. આ કાર્ય સાધવા ગયા સૈકામાં ઘણા મહાન પુરૂષોને જન્મ ધારણ કરાવ્યો. તેજસ્વી, ઉત્કૃષ્ટ અને રજોગુણ પ્રધાન કવિ **નર્મદાશંકર**, શાંત તથા સત્વગુણ પ્રધાન વિચારશીલ કવિ **દલપતરામ**, બારીક અવલોકનકાર તથા તર્કશક્તિ ધરાવનાર **નવલશંકર**, વગેરેએ સાક્ષરતાને નવું વલણ આપવા જન્મ લીધો. નવી તથા જુની રાજ્યનીતિમાં કુશળ એવા મ્હોટા જીવો, જેઓ જુની નીતિમાં નવી રાજ્યનીતિનું તત્વ પોતાના દાખલાથી દાખલ કરી શકે તેવા મહાત્માઓ જેવાકે **ગૌરીશંકર ઓઝા** અને **નંદશંકરભાઈએ** રાજ્યકારભારમાં નવું જીવન પ્રેરવા જન્મ લીધો. સંસાર સુધારા તથા સમાજ સુધારા માટે રા. બ. **ભોળાનાથભાઈ** તથા રા. સા. **મહીપતરામ** જેવા સમર્થ પુરૂષો આવ્યા. ત્યારે અંગ્રેજી શિક્ષણનું મહાત્મ્ય, તેનાથી મળતા (૧) આર્થિક લાભ તથા (૨) અપૂર્વ અને નવીન જ્ઞાન, એ પોતાના દાખલાથી શીખવવા માટે પરમાત્માએ અંબાલાલજીને જન્મ લેવા મોકલ્યા. સત્યનું તેજ, તેની શક્તિ, દૃઢ આગ્રહનું બળ, મનોનિગ્રહની છાપ, શુદ્ધ ન્યાયથી મળતી ઉચ્ચ તથા ઉજ્જવળ કીર્તિ, ઉત્સાહથી થતાં કામો, સ્વાશ્રય તથા સ્વપરાક્રમથી સિદ્ધ થતા પુરૂષાર્થો જેવા દિ. બ. અંબાલાલજીએ પોતાના દૃષ્ટાંત તથા આચરણથી ગુજરાતી પ્રજા સમક્ષ સિદ્ધ કરી બતાવ્યા છે તેવા તેમના વખતના બીજા કોઈ પુરૂષે ભાગ્યેજ બતાવ્યા હશે

અ ગ્રેજી કેળવણીમા—અમદાવાદની હાલની સ્થિતિ અને વિશેષે કરીને આપણી જ્ઞાતિની હાલની સ્થિતિ દિ. બ અ'બાલાલજીને આભારી છે, એમ માનવામા કે કહેવામા બીલકુલ અતિશયોક્તિ કરતો નથી

મ્હારા મિત્ર અને સબધી પ્રૉ બલવતરાય ક ઠાકોરે જે અતિ ગભીર મનનીય પ્રસ્તાવના આ ભાષણો તથા લેખોના ઉપર લખી છે તેમા જે પૃથક્કરણ દિ બ ના ગુણો તથા ખામીઓ સબધી કર્યુ છે તેમા ચૂક કાઢી શકાય તેમ નથી દિ બ અ'બાલાલજીમા એક અસ્મિતા (Egotism) રૂપી [ખામી હતી તે પ્રૉ બલવતરાયે બરોબર જોઈને નોધી છે,

એક પ્રસગે અમ્હારા બીજા મામા હરિલાલજી સાથે દિ બની પડતી આવી રીતે આ જન્મમાજ કેમ થઈ તે વિષે વાત થઈ હતી, ત્યારે અમે બન્ને એકમત થયા હતા કે તેનનામા સત્ય, મનોનિગ્રહ, બ્રહ્મચર્યના ગુણો એટલા બધા પ્રમાણમા વિમાગ્યા હતા કે તેમને ઈશ્વર વૃદ્ધાવસ્થામા દુખી બનાવવાની કલ્પના નૂહા ે એ બીલકુલ સભવિત નહોતુ કેમકે ઈશ્વરે પોતે જ કહ્યુ છે કે, 'કલ્યાણ કરનારનુ કદી ખોટુ થતુ નથી' પરતુ તેમનો અસ્મિતારૂપી દોષ આ જન્મમાજ નાશ કરવાને તથા તેમનુ ભવિષ્ય ઉચી કોટીએ પહોચાડવાને માટે જ આ પડતીરૂપી શિક્ષણ ઈશ્વરે તેમને આપ્યુ હોવુ જોઈએ આ અસ્મિતાએ જ તેમને વકીલાતને બદલે નોકરીએ વળગાડયા, તેજ અસ્મિતાએ બુદ્ધિના પ્રભાવ, સત્યની ઉપાસના, ઉત્કૃષ્ટ મનોનિગ્રહ વગેરે એ તેમના ઉચ્ચ તથા મહાન્ સદ્ગુણોના પ્રમાણમા તેમની ચડતી થવા દીધી નહીં તેજ અસ્મિતાથી લોકોના અતકરણમા જે અતિ ઉચ્ચ સ્થાન મેળવવા મ્હારા મત પ્રમાણે–યોગ્ય હતા તેનાથી ઘણુ ઉતરતુ પદ તેઓ મેળવી શક્યા વૃદ્ધાવસ્થામા પેસા ગયા પછી તેમણે આ દોષ ઉપર જીત મેળવી હતી અને પોતાનુ કલ્યાણ સિદ્ધ કરી લીધુ હતુ એ એક બહુ જ મહત્વની વાત છે

સ્વ દિ બ ના લેખો અને ભાષણોના સગ્રહકર્તા ભાઈ ચેકુઠલાલે બે વિભાગ પાડયા છે ગુજરાતી અને અગ્રેજી ગુજરાતી ભાષણો અને લેખોમા દરેક વિષયને લગતો લેખ અથવા ભાષણની વિષયના પ્રકરણમા ગોઠવણ કરી છે ગુજરાતી વિભાગમા આવા સાત મુખ્ય પ્રકરણ છે ૧ ધર્મ પ્રકરણ, ૨ આર્થિક પ્રકરણ ૩ રાજકીય પ્રકરણ ૪ કેળવણી પ્રકરણ ૫ સાહિત્ય પ્રકરણ, ૬ સસાર પ્રકરણ અને ૭ સામાન્ય પ્રકરણ

સ્વ. દિ. બ. Economy (અર્થશાસ્ત્ર)ના અભ્યાસી હોવાથી સ્વાભાવિક રીતે આર્થિક પ્રકરણ ઉપર સચોટ લખેજ, છતાં પણ રાજકીય પ્રકરણમાં અરાદમી 'નેશનલ કોન્ગ્રેસના રીસેપ્શન કમિટી'ના પ્રમુખ તરીકેનું એમનું ભાષણ કે દક્ષિણ આફ્રીકાના પ્રશ્ન ઉપર એમણે આપેલું ભાષણ વાંચતાં તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના હિરક મહોત્સવ પ્રસંગે આપેલું ભાષણ કે સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે આપેલું ભાષણ વાંચતાં સૌ કોઈને કબુલ કરવું પડશે કે સ્વ. દિ. બા. ના દરેક ભાષણ અથવા લેખ ઘણી સારી રીતે લખેલા હોવાને લીધે મનન કરવા યોગ્ય છે અને તેમાંથી બોધ ગ્રહણ કરવા જેવો છે.

અંગ્રેજી ભાષણ અને લેખોમાં Self Reliance and Industrial Progress, Effect of Artificial Currency, Railway Transport in India, Railway Rates on Goods તેમજ Evidence before the Hunter Commission અને Reply to The President Education Committee Baroda State, The Universities Bill વગેરે લેખો આધુનિક પ્રગતિના સમયમાં વાંચવા દરેક યુવકને મ્હારી સૂચના છે

પુસ્તકની બાંધણી પાકી અને કુલ પૃષ્ઠ ૫૨૫ છતાં પુસ્તકનું મૂલ્ય માત્ર રૂા. ૨-૮-૦ રાખ્યું છે. ખર્ચ જતાં બાકી શીલક સ્વ. અંબાલાલજીના યાદગીરીના ફંડમાં આપી દેવા રા. વૈકુંઠલાલે સંકલ્પ કર્યો છે.

સદ્દહું પુસ્તક ગુજરાતી આલમને અને ખાસ કરીને આપણા પ્રત્યેક જ્ઞાતિબંધુને, વાંચી જવા મ્હારી નમ્ર વિનંતિ છે.

મણીલાલ અજીતરાય ઠાકોર.



ગુલામોના માલિકો તરફથી ચલાવવામાં આવતી ક્રૂરતા જોઈ, સાંભળી, અને એમના 'હૃદયનું પડે પડ ચીરાયું.' 'હેરી, તારા જેવું લખવાની અદ્ભુત શક્તિ મારામાં હોત તો, આખા દેશને આ ગુલામની રૂઢિમાં સમાયેલું મહા પાપ અને ભયંકર દુઃખ સમજાવવા હું કંઈ પણ લખ્યા વગર રહું નહીં,' એ મતલબનો મીસિસ સ્ટૉ ઉપર એમના ભાઈનો જે દિવસે પત્ર આવ્યો તે જ દિવસે તે જ વખતે આ સાધુ હૃદયની બાઇએ દૃઢ નિશ્ચય કર્યો કે, "હું જીવીશ તો આ દુઃખ ટાળવા કંઇપણ લખ્યા વગર રહીશ નહીં, હું જરૂર લખીશ જ." તેમણે આ વચન પાળ્યું પણ ખરૂં, અને તેનું શુભ પરિણામ—આ દુષ્ટ રૂઢિનો નાશ—તેમની જીંદગી દરમિયાન જોયો પણ ખરો.

ગુલામ એટલે એક લાગણી ધરાવતી માણસ જાત નહીં, પણ ઘરનું રાચરચીલું કે જાનવર, જેનો ઇચ્છામાં આવે તેવો ઉપયોગ થાય, પુરુષને સ્ત્રીથી ( ગુલામના લગ્ન કાયદેસર ગણાતા નહીં અને ગુલામનો માલિક ધારે ત્યારે આ બન્નેને છુટા પાડી વેચે, રાખે અને ગમે ત્યાં ગમે તેને પરણાવે.) અને માને બાળકથી છુટા પાડી નફા નુકસાન સારૂ વેચી દેવાય, સ્ત્રી-ગુલામનું શરીર-તેનો આત્મા ખરીદનાર ધણીના થાય અને તેનો ઉપભોગ કરી દીધા બાદ તેને અને તે ખરીદનાર ધણીથી થયલા બાલબચ્ચાંને પણ છુટાં છુટાં વેચી દેવાય, પુરુષ કે સ્ત્રી-ગુલામ ઉપર જાનવરોપર જેવા જુલમો ગુજરાય છે અને તેમનો ઉપયોગ લેવાય છે તેવી રીતે કામ લેવાયે, ઘાતકી માલિક ઇચ્છે તેવું અને તેટલું કામ નહીં આપનારને ચામડાની ચાબુકના માર મરાય અને આ માલિકનું મન વિફરે તો ટહામ દે કે કુતરા પાસે ફાડી નંખાવે કે જીવતા બાળી મુકાવે—સારાંશમા, 'પૃથ્વીપરનું દુષ્ટમાં દુષ્ટ કામ કરતાં પણ તે આચકો ખાય નહીં,' અને આ જુલમ સાંભળનાર માણસના 'રૂંવેરૂંવા ઉભા થાય ને ત્રાસથી એ કમકમી જાય.' આથી વિશેષ જુલમ તે કયો કહેવાય અને આ રૂઢિને રાક્ષસી નહીં તો બીજું કયું ઉપનામ આપવું ?

આ રૂઢિના પરિણામે ગુલામોના હૃદય કઠણ થતા જાય, લાગણીઓ બુઠ્ઠી થઈ જાય અને 'ઈશ્વર કોણ છે ? એ ક્યાં છે ?........અહીંઆં તો પાપ અને નિરાશા એ બે ચીજ સિવાય બીજું કંઈજ નથી.......પરમેશ્વરને સંભારવામાં-બોલાવવામાં કંઈ માલ નથી. ઈશ આપણું સાંભળતો નથી.

'ટોમથી વધારે બોલાયું નહીં. પૈડાંવાળાં પારણામાં નાનાં છોકરાંઓ સુતાં હતાં તેના તરફ નજર પડતાં જ છુટું મુકી દીધું......અને...એનો તો રડયો કે આંસુની ધારાઓ......નીચે જમીનપર પડવા લાગી.'

આ પછીનો કુટુંબથી વિખુટાં પડતાં આલેખાયલો ચિતાર વાંચતાં આંખમાં આંસુ આવી જાય છે. વૃદ્ધ ટોમ હેલીની જોડે ગયો.

હેલી જેવાનો પણ ટોમ ઉપર વિશ્વાસ બેઠો હતો. એક સમયે આગબોટની મુસાફરી દરમિયાન દરિયામાં ડુબી જતી ઈવા નામની નાની છોકરીનો જીવ બચાવતાં તે હેલીના હાથમાંથી છુટી સેંટક્લેર (ઈવાના બાપ) નામના દયાળુ ગૃહસ્થને ત્યાં વેચાયો અને ઈવા તથા સેંટક્લેરનો માનીતો નોકર થઈ પડ્યો. ટોમ તેનું ધર્મપુસ્તક બાઈબલ વાંચતો, ચોખ્ખાં કપડાં પહેરતો, ચોખ્ખાં રહેઠાણમાં રહેતો, લખતાં શીખતો અને આ ઘરમાં-આ ઉદાર ને ભલા સેંટક્લેરના હાથ નીચે તે તેના જુના શેઠ મિ. શેલ્બીને ત્યાં જ હોય એવા સંતોષથી રહેતો. તે તેના બાળબચ્ચાંથી અને ધણીઆણીથી દુર હતો એટલોજ અસંતોષ તેને હતો. પોતાની પાસે પુરતા પૈસા થયે ટોમને પાછા ખરીદી લેવાની મીસિસ શેલ્બીએ લીધેલી પ્રતિજ્ઞા તેને કોઈ કોઈ વાર યાદ આવતી અને ન્હાનો શેઠ જ્યોર્જ (મિ. શેલ્બીનો છોકરો) ક્યારે તેને તેડવા આવે તેની એ રાહ જોતો. આ તરફ ક્લોઈને મીસિસ શેલ્બીએ બીજી જગોએ કામ કરવા જવા રજા આપી અને એ મજુરીની આખી રકમ (જે ખરી રીતે ગુલામના માલિકની ગણાય તે) ઉદાર દીલથી ટોમને પાછો ખરીદી લેવા સારૂ જુદી અનામત ભેગી કરવા ક્લોઈને રજા આપી. ક્લોઈના આનંદની સીમા ન રહી.

સેંટક્લેરને ત્યાં જોતજોતામાં ટોમના બે વર્ષ નીરાંતે નીકળી ગયાં. દૈવયોગે સેંટક્લેરના 'જીવનની આશા'-એમની એકજ એક લાડકવાઈ દિકરી ઈવાનું શરીર દિવસે દિવસે બગડતું ગયું અને આ અસાર સંસારમાં તે થોડા દિવસની જ મહેમાન છે એમ ઈવાને પોતાને અને આગળ પાછળ રહેતા સૌ કોઈને લાગ્યું. ઈવાનું હૃદય એના બાપના જેવુંજ સુકોમળ હતું અને તે ગરીબોના દુઃખે ડબતું. આ દેહ છોડતાં પહેલાં હું કંઈક મ્હારા ગુલામો સારૂ કરી જાઉં, તેમને સ્વતંત્ર કરૂં એવી અભિલાષા તેને થઈ આવેલી, તેના પિતા સાથે એ સંબંધી વાતચિત પણ થયલી અને છેવટે સૌને હાલ તુરત ભલે

સ્વતંત્ર નહીં કરાય પણ ટોમને તો છૂટો કરશો જ એવું વચન માગી લીધું અને તે સેંટ-ક્લેરે આપેલું પણ ખરું. થોડા દિવસ પછી ઈવા દેહ છોડે છે.

ઈવાના મરણ પછી સેંટક્લેરના જીવનમાં ઘણો ફેર પડી જાય છે. 'ઈવાની ખાતર જ એ પોતાની મિલ્કતની વ્યવસ્થા કરતા, ઈવાનો જ વિચાર કરી પોતાનો વખત ગાળવાના સાધન શોધતા .. .ઈવાના જવા પછી તેમના જીવનમાંથી રસ ગયો અને તે શુષ્ક બની રહ્યું'

ઈવાને આપેલા વચન મુજબ તેમણે ટોમને છૂટો કરવા માટે કાયદાની રૂએ જે પગલા ભરવાં જરૂરી હોય તે કામ હાથમાં લીધું અને એક દિવસ ટોમને થોડા દિવસમાં હું તને સ્વતંત્ર કરીશ માટે ગાસડા પોટલા બાંધી તૈયાર રહેજે એ રીતનું કહ્યું પણ ખરું. સ્વતંત્રતા કોને પ્રિય હોતી નથી? પોતે છૂટો થશે એ આશાથી–આનંદથી ટોમને તેનું ઘર સાંભર્યું, બૈરી છોકરાંને ખરીદી લેવા માટે આમઆમ મજૂરી કરીશ એવા વિચાર આવ્યા. બિચારાને ક્યાં ખબર હતી કે આ વિચારો સઘળા મૃગજળવત્ સ્વપ્નવત્ હતા? ભાવિ કોણે જાણ્યું છે?

ટોમને સ્વતંત્ર થવાને થોડા દિવસ રહ્યા હતા તે દરમિયાન એક સાંજે અંદર અંદર ઝગડે મારામારી કરતા બે છાકટા માણસોને છોડાવવા જતા, લડનારાના હાથમાનો છરો સેંટ-ક્લેરના પડખામાં પેસી જાય છે અને આ પુણ્યશાળી પુરુષ તેમના નોકર વર્ગના કમભાગ્યે મરણ શરણ થાય છે.

આ અણચિંતવ્યા મરણથી સૌ નોકર વર્ગ ગભરાઈ ગયો, અને હવે તેમનું શું થશે એ પ્રશ્ન દરેકના મનમાં ઉભો થયો. માલિક સેંટક્લેર જુદી જ પ્રકૃતિના હતા. સેંટ-ક્લેર જેવા શેઠ અને મીસિસ શેલ્બી જેવા શેઠાણી ગુલામ વર્ગના નસીબમાં હોતા નથી. અને આવા કોઈ માલિકના મરણથી કે તેમની મૂંઝામણથી (દાખલા તરીકે મિ. શેલ્બીનો સટ્ટો) આ બિચારાઓને આવા દયાળુ 'શેઠનું પડખું મૂકી, પોતાની બૈરી છોકરાંથી છૂટી થઈ, કોઈ ક્રૂર હૃદયના માણસને ત્યાં [illegible] કરવા જવાનો સંભવ રહે છે.' ટોમ અને અવર ગુલામ વર્ગે સુખી સંસારનું સ્વતંત્ર વાતાવરણમાં પેદા કરેલો કેટલો આનંદથી પલટાઈ જાય તેમાં શી નવાઈ?

"ઝૂંપડી સરખી રૂપણી ને સુંદરી સરખી નાર,
સરખાં સરખા છોકરાં, નવ મળ્યાં બીજી વાર"

સુદામાજીના નસીબમાં તો બૈરાં છોકરાંને મળવાનું હતું. બીચારા ટોમના નસીબમાં તે પણ નહીં હતું. ઈશ્વર જે કરે છે તે સારા સારૂ જ, એનું ધાર્યું જ થશે એવી માન્યતા રાખતા આ વૃદ્ધ ગુલામનું હૃદય આ અહીં કલ્પેલા, બદલાઈ ગયલા સંજોગોથી ભરાઈ આવ્યું. એની આશાનો મિનારો તૂટી પડયો. સેંટક્લેરના બ્હેન મિસ ઑફેલિયાએ સ્વર્ગસ્થ થયલા અને પુણ્યશાળી છોકરી-ઈવા અને સેંટક્લેરે-ટોમને છુટો કરવાનું આપેલું વચન મીસિસ સેંટક્લેરને યાદ કરાવ્યું અને પોતે ખાસ વિનંતિ કરી, પણ ફોકટ. તેમને બીજો વિચાર સૂઝયો અને મીસિસ શેલ્બી ઉપર ટોમની બદલાયલી સ્થિતિ અને મુશ્કેલી લખી, એ જ્યાં વેચાય ત્યાંથી તેને તાકીદે છોડાવવા લખી મોકલ્યું. તેને બીજે જ દીવસે ટોમને ગુલામોની વખારમાં જવું પડયું અને ત્યાંથી એક રાક્ષસી હૃદયના સાઈમન લીગ્રી નામના વેપારીએ એને હરરાજીમાંથી ખરીદ્યો.

અરે, આ શું ભજનની ચોપડી છે? એવા ભગતવેડા મારે ત્યાં નહીં ચાલે, સમજ્યો? હું જ તારો પરમેશ્વર અને મારા કહ્યા મુજબ જ તારે ચાલવાનું........અને જો, ન્હાસવાનું કર્યું તો આ વિકાળ કુતરાં જ તારો ભક્ષ કરશે, વગેરે મંગળાચરણ શરૂઆતમાં જ થયું અને તેના જુના શેઠો તરફથી મળેલાં ચોખ્ખાં કપડાં અને છેવટે ખાલી ટ્રંક પણ હરરાજ કરી દઈ લીગ્રીએ તેનું પોત બતાવ્યું. ટોમને રહેવા સારૂ જે જગો આપી તેમાં અને ઘોડારમાં બહુ ફેર નહીં હતો! લીગ્રીને ત્યાં કામ કરતી ટોળીમાં 'ફીકી અને હોંસ કોસ વગરની સ્ત્રીઓ તથા ઉદાસ ને બિહામણા ચહેરાવાળા પુરુષો જ ટોમની નજરે પડયા. અતિશય જુલમનું તે પરિણામ હતું.

ગુલામોપર પડતાં દુઃખો-જુલમો જોઈ ટોમ ત્રાસી ગયો હતો. એ પોતાનું કામ પૂરૂં કરતો તોપણ લીગ્રી તેના તરફ અણગમાથી જ જોતો. ટોમ નરમ દીલનો હતો અને લીગ્રીની મરજી તેને કઠણ હૃદયનો બનાવવાની હતી; કારણ એ કઠણ દિલનો થાય તો જ ગુલામનો ઉપરી બની લીગ્રીની મરજી મુજબ કામ કરી શકે. ટોમને તેવું ઘાતકી કામ સોંપવામાં આવતાં તે શાંતિથી પણ દૃઢચિત્તે ના પાડે છે, અને તેને એક મહિના સુધી પથારીમાંથી ઉઠી શકે નહીં એવી રીતનો ઘાતકી માર પડે છે. એ ભાગ વાંચતાં કંપારી છૂટે છે.

આ બનાવ બન્યા પછી લીગ્રી તો ટોમની પૂંઠે જ લાગ્યો હતો અને તેના મ્હેણાં, માર ચાલુ હતાં. ટોમને પોતાનું મરણ હવે નજદીક આવ્યું છે જાણી આનંદ થતો (તો જ આ નર્કવાસમાંથી વહેલા છુટા થવાય) પોતાની જાતના જોખમે તે બીજા ગુલામોને તેમના કામમાં મદદ કરતો અને કામ પૂરું થયે બાઈબલમાંથી ધર્મની ને નીતિની વાતો તેમને સમજાવતો.

એક રાત્રે એક સ્ત્રી ગુલામ કેસીએ લીગ્રીને દારૂમાં ઉંઘની દવા આપી ઘેનમાં નાંખ્યો અને કુહાડીના એક ઘાથી લીગ્રીનું માથું ઉડાડી નાંખવા ટોમને વિનતિ કરી. ટોમે ના પાડી એટલું જ નહીં, પણ તે બાઈને તેવું કર્મ કરતાં અટકાવી, શાંત પાડી અને છેવટે કોઈના જીવને હાનિ કર્યા સિવાય ન્હાસી છુટાતું હોય તો તેમ કરવા તેને અને બીજી બાઈને ભલામણ કરી.

"તમે અમારી જોડે નહીં આવો, ટોમ કાકા?"

'ના પહેલા મને ન્હાસવાનું મન હતું પણ ઈશ્વરે મને આ બિચારા ગુલામોને ધીરજ આપવા અહીં મુક્યો હોય એમ લાગે છે. હવે તો આ ગુલામોની સાથે મારો અંત આવતાં સુધી હું અહીં રહી દુઃખ ખમીશ."

થોડા દિવસ પછી કેસી અને ઍમેલિન સંતાઈ ન્હાસી છુટે છે, અને ઘણી શોધ કરવા છતા તેમનો પત્તો લીગ્રીને લાગતો નથી. ધુંધવાઈ રહેલો અગ્નિ તેના પર જોરના ભડકે છે, અને ટોમ તેનો ભોગ થઈ પડે છે. ઉપર લખેલી તેથી પણ વધુ નિર્દયતાથી ટોમને માર પડે છે, તે બેભાન થાય છે અને પડતા પડતા કહે છે, "અરેરે લીગ્રી, મને તમારી-તમારા આત્માની દયા આવે છે. હું તમને ખરા હૃદયથી માફી આપું છું."

ટોમનો અંતકાળ પાસે આવે છે. મીસિસ શેલ્બીપર મિસ ઑફેલિયાએ લખેલો કાગળ કંઈક બસને લીધે એક માસ મોડો પહોંચે છે. દરમિયાન મિ. શેલ્બી સખ્ત મંદવાડ ભોગવતા ગુજરી જાય છે. એટલે ટોમને છુટા કરાવવાને કંઈ પગલા તુરત ભરાયા નહીં. કેટલોક વખત બહારથી તપાસ કરવા છતા ટોમનો પત્તો ખાતો નથી તેથી જ્યૉર્જ (મિ. શેલ્બીનો છોકરો) પોતે તપાસ કરવા અને પાકી ખબર મળે તો ટોમને ખરીદી લેવા પૈસા લઈ નીકળી પડે છે. ઓચિંતી જરૂરી હકીકત મળે છે અને ટોમ બેભાન થઈ પડે છે તેને બીજે જ દિવસે લીગ્રીના ખેતરમાં જ્યૉર્જ આવે છે અને જે

ઝાપરા નીચે ટોમ હતો ત્યાં જઈ પહોંચે છે. સખ્ત મારથી ટોમનો એક-એક જ્ઞાનતંતુ જુદો થઈ ગયો હતો અને દિવસનો મોટા ભાગે તે બેભાન અવસ્થામાં રહેતો. તેની આ દશા જોઈ જ્યૉર્જ ગળગળો થઈ રડી પડયો અને બોલ્યો–"અરેરે, મારા ગરીબ બુઢ્ઢા ટોમની આ દશા ......ઓ વ્હાલા બુઢ્ઢા ટોમ ! જાગો, એકવાર તો બોલો, ઉઠો જુઓ. અહીંઆં નાનો જ્યૉર્જ–તમારો ન્હાનો શેઠ જ્યૉર્જ આવ્યો છે. મને નથી ઓળખતા?"

"શું ન્હાના શેઠ જ્યૉર્જ?" ટોમે આંખ ઉઘાડી. એના જુના શેઠ એને ભુલી ગયા નહતા એ જાણી એના મ્હોંપર આનંદ છવાઈ ગયો અને "હવે હું સુખેથી જ'પીને મરીશ" એવું બોલ્યો.

"ના, ના, એવું બોલશો નહીં......હું તમને ખરીદી આપણે ઘેર લઈ જવા આવ્યો છું."

"અરે, મારા વ્હાલા શેઠ, તમે મોડા પડયા. હવે તો પરમેશ્વરે મને ખરીદ્યો છે......આખરે હું છુટ્યો છું......મને આવી સ્થિતિમાં જોયો હતો એમ ક્લૉઈને કહેશો નહીં......અરે બિચારા છોકરાંઓ અને પેલું ન્હાનું બાળક–એમને સંભારી મ્હારૂં હૃદય ફાટી ગયું છે......" વગેરે બોલતો, જુના શેઠ શેઠાણીને સલામ કહાવતો, ઈશ્વરનું નામ દેતો ટોમ શાંતિથી દેવલોક સીધાવે છે.

ટોમને જ્યૉર્જ દફાવે છે અને ઘર તરફ પોતાના પાછા ફરવાની ખબર આપે છે. સાથે ટોમ નથી એવું તેનાથી લખાયું નહીં. તે લખતાં કંઠ રૂંધાઈ જતો અને આંખમાંથી દડદડ આંસુ સરી પડતાં.

ગરીબ બિચારી ક્લૉઈ! એને શું ખબર કે ટોમથી તે સદાયની વિખુટી પડી છે? એણે તો નવાં વસ્ત્રો પહેર્યા હતાં, સારૂં સારૂં ખાવાનું રાંધ્યું હતુ અને પોતે ભેગી કરેલી નોટો શેઠાણી પાસેથી બહાર કઢાવી રાખી હતી!

બહાર ગાડીના પૈડાંનો અવાજ થયો. મા દિકરો મળ્યાં. ક્લૉઈ આંખ-એંથી જોઈ રહી. ટોમ નજરે-પડયો નહીં. ક્લૉઈના હાથ પોતાના હાથમાં લઈ જ્યૉર્જ બોલ્યો, "અરે દુઃખી ક્લૉઈ, મારૂં બધું ધન આપીને પણ હું ટોમને મારી સાથે અહીં લાવત. પણ એ આ પૃથ્વી કરતાં સુખી પ્રદેશમાં ગયા છે."

મીસિસ શેલ્બીથી ચીસ પાડી જેવાઈ બેઠી કરેથી નોટો કનોઈએ શેઠા ટીના હાથમા સોપી અને હવે મારે એ નોટોનુ શુ નામ છે કહી હુસકે હુસકે રડી પડી તેનૂ હૃદય ભેદાઈ ગયુ તેના દુ ખમા મીસિસ શેલ્બી અને જ્યૉર્જ પુરતો ભાગ લઈ તેને શાત્વન આપે છે એ માસ પછી પોતાના હાથ નીચેના સઘળા ગુલામોને જ્યૉર્જ કાયદેસર મુક્ત કરે છે

આ કરુણાજનક વૃત્તાત આગ્રેનથી પૂરો થાય છે

મારૂ કાર્ય પણ અહીથી પૂર્ણ થાય છે ને તે આટોપી લેતા પહેલા બધુ ભાવે બે ત્રણ નમ્ર સૂચના કરવાની છુટ લઈ લઉ છુ

હમણા હમણા ચોપાનીઆ અને ચોપડીઓમા ચિત્રો અને છબીઓ આપવાની રૂઢિ બહાર આવી છે એથી ચિત્રકળાને અને નવા નવા ચિત્રકારોને ઉત્તેજન મળે છે પણ તે સાથે તે ચોપાનીઆ કે ચોપડીની કિંમત ગુજરાતના ગરીબ વાચક વર્ગને ભારે થઈ પડે છે ચિત્રો અપાય એ બહુ સારી વાત છે પણ તે ચિત્રો અર્થસૂચક - પુસ્તકમા લખેલા વર્ણનને મળતા તો જોઈએ આ પુસ્તકમા આવી ત્રણેક બનો છે પૂઠુ ઉઘડતા જ શુ નજરે પડે છે? વડના જેવુ ફાલેલુ વૃક્ષ તેના ખજુરીના ઝાડ જેવા પાતરા અને તેને વળગતા આંબાના ફળ એ તે દાખલો લઈએ પહેલા જ પ્રકરણમા પહેલે ગને બીજે પાને મિ હેલીના પોષાકનુ વર્ણન કર્યુ તેમા 'ગળે બાંધેલો કકડો,' 'સોનાનો અછોડો' અને અછોડાને છેડે જુદા જુદા રંગની કેટલીક મ્હોરો લટકતી હતી વગેરે લખેલુ છે ચિત્રમા આમાનુ કઈજ નથી' ત્રીજો દાખલો ૧૦૨ પાના સામુ આપેલા ચિત્રના લો ઈવા ⊂⊃ ટોમના ખભા ઉપર હાથ મુકી જોવા ચાલી ઈવાના બન્ને હાથ ખુરશીપર છે એ નેટ બદ બન મીછ બૂન ઈવાનુ કાઢ ચિતરવામા છે ઈવા પાચ સાત વર્ષની છોકરી હતી, જ્યારે ચિત્રમા આપેલુ શરીર લગભગ વર્ષ બારેકની છોકરીનુ છે'

બીજુ, છેવટના ભાગો ઉતાવળથી જોયા લાગે છે નાશુદ્ધિ ઘણી રહી ગઈ છે અને છપાઈ ગયેલી ભૂલો શુદ્ધિપત્ર આપીને દૂર કરી હોત તો ઠીક થાત એમ કહ્યા સિવાય ચાલતુ નથી

ત્રીજું, લડાઈની મોંઘવારીથી કાગળો વગેરેના ઉંચા ભાવને લીધે પુસ્તકની કિંમત વધારે રાખવી પડે એ વ્યાજબી છે. પરંતુ બીજી આવૃત્તિ વખતે આથી અરધી યા તેથી ઓછી કિંમત રાખી શકાય તો તેનો વ્યાજબી લાભ ગુજરાતનો સાધારણ વાચકવર્ગ લઈ શકશે. આવી ઉપયોગી નવલકથાઓથી જનસમૂહનાં મન દ્રવે, 'ગરીબ સારાં તો તાલેવર સારાં ગરીબ દુઃખી તો ઈતર લોક નક્કી દુઃખી થવાનાં,' એ દૃઢ સત્ય આપણો ધનવાન અને બીજો વર્ગ સમજે એ ખાસ જરૂરનું છે. કારણ, આ સાંચાકામના જમાનામાં અમેરિકા જેવી તો નહીં જ, પણ જુદી રીતની ગુલામગીરી મુંબાઈ અને અમદાવાદ જેવા મોટા શહેરોમાં ઠામ ઠામ નજરે પડે છે. મિલ મજુરોની સ્થિતિ જુઓ, બીજા નોકરવર્ગની અને મધ્યમ વર્ગના કારકુનોની સ્થિતિ જુઓ, તેમના પગાર, તેમનું રહેઠાણ, તેમના પોતાના અને તેમના બીચારા બૈરાં છોકરાંના શરીર, કેળવણી આદિ જુઓ, માંદગીમાં અને કુટુંબનું ભરણ પોષણ કરનાર જીવ ગુજરી જતાં તેમની બેહાલ સ્થિતિ તરફ નજર કરો. લોકોની આંખ ઉઘાડવા સારૂ આ દિશામાં આપણા સાહિત્ય લેખકો સારો પ્રયાસ કરતા રહે એ ઈષ્ટ છે. કારણ, 'અતિ લોભ થાય ત્યારે લોભી ને સબળ મનુષ્યો ગરીબ ને નિરાધાર મનુષ્યો તરફની પોતાની ફરજો ભૂલી જાય' છે, અને તેનો હમણાં જ પૂરી થયલી લડાઈ અને તેને અંગે સૌએ અનુભવેલી હાડમારી—મોંઘવારી એ પ્રત્યક્ષ દાખલો છે.

આ પુસ્તક ગુજરાતી વાચકવર્ગ વાંચશે, વાંચી મનન કરશે એવી આશા રાખીને અને સૌ. બ્હેન **વિમલાગૌરી** તથા રા. રા. ભાઈ **રમણીયરામના** પુસ્તક પ્રકટ કરવા બદલ ઉપકાર માની આ લાંબું અવલોકન પૂરૂં કરૂં છું.

**વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર.**



# :निर्वापाञ्जलि

## શિખરિણી

રડી જો આંસુઓ, મુજ નયનમાં. તું નિરખતી,
થઈ દુઃખી હૈયે, ધિરજ દઈને, શાન્ત કરતી;
સરે આંસુ આજે, નયન થકી મ્હારાં, સતતરે,
તથાપિ હે માડી, કયમ તું મુજ આંસુ નવ લુહે ? ૧

જતી જો તું માતા, પ્રિયજન ઘરે, હું સહ થતો,
જતી જો મંદીરે, તદપિ તુજ સાથે, હું પળતો;
કદી તું ના જતી, મુજ વિણ કશે, માત મુજ હે,
ગઈ તું ક્યાં આજે, ત્યજી દઈ મ્હને, ઉત્તરજ દે. ૨

શશિ ને તારાઓ, ગગનપટમાં, આ ચળકતાં,
પ્રકાશી તે સર્વે, તમ મહીંજ પાછા, મળી જતાં;
જનો આવી રીતે, જીવન નિજ ગાળી, મરી જતાં,
મ્હને એવું માડી, મુજ દુઃખ વિષે, એ શિખવતાં ૩

સરે આંસુ મ્હારાં, નયન થકી ત્હારાં, સ્મરણથી,
હસે તે જોઇને, શશિ નિજ મને, આ ગગનથી;
કહું માડી તેને, નિજ હૃદયમાં, શું હરખના,
દિનો કો'ના જાયે, નહિં જ કહિએ, સર્વે સરખાં. ૪

વહેતું જે ત્હારૂં, જીવન-ઝરણું, આ જગતમાં,
અમી બિન્દુ છાંટી, ભરતું નવ આશા, હૃદયમાં;
સુકાઈ તે જતાં, મુજ હૃદય આશા ત્યજી દઈ,
[illegible] બેઠું ત્હારાં, સ્મરણ-તટમા, નિશ્ચલ થઈ. ૫

નિશાળેથી આવું, ઘર હું બહુ ત્યારે, હરખતી,
ધશી આવી હેતે, જળ દઈ મ્હને, શાન્ત કરતી;
ગળી ખાવા આપી, મધુર કરી વાતો, રિઝવતી
અરે એવી માતા, ત્યજી દઈ મ્હને, ક્યાં રહી જતી ? ૬

પરીક્ષામાં આવું, સફળ થઈ જ્યારે, હરખતી;
સગાં વ્હાલાં પાસે, દર ઘર જઈ, વાત કરતી;
પ્રકાશ્યો, મેટ્રીક, તુજ હરખ કાંઈ અવનવો,
હવે કો' ઓ માડી, હરખ કરશે, એ હૃદયનો ? ૭

વિષ્ણુપ્રસાદ ત્ર્યંબકરાય દેસાઈ

——:o:——

# म्हारी मनोरमा

—+++※+++—

### રા. ઠા. જી. દિવાન

'કાન્તુ, રસોઈ તો સારી થઈ છે ને?' એમ હર્ષમાં ને હર્ષમાં રજા (Vacation) ને લીધે 'કૉલેજ'માંથી આવેલા કાન્તુને તેની માતાએ પૂછ્યું.

કાન્તુ મુગો રહ્યો; સાંભળ્યું ન સાંભળ્યું કરીને જલદી જમવાનું આટોપી લઈ પોતાની મેડીમાં જઈને બેઠો. તેને અહીં આનંદ પડતો ન હતો; વારંવાર મુંબાઈ યાદ આવતું; મુંબાઈની ભૂમિ–'કૉલેજ' ની 'રેસીડેન્સી' ઇત્યાદિ તેની આંખ સમક્ષ આવતું હતુ અહીંઆ તેને ગામડીઆ જેવું બધું લાગતું હતું. વિચારમાં ને વિચારમાં કાન્તુને થાકને લીધે નિદ્રા આવી ગઈ.

બીજી તરફ કાન્તુની પત્ની મનોરમાને આજે અનહદ આનંદ થતો હતો; ગૃહકાર્યમાં રોકાયલી હોવાથી હજી સુધી કાંઈપણ વાત કરવાનો પ્રસંગ આવ્યો ન હતો; મનોરમા સુશીલ–સુસંસ્કારી–હતી.'તે ભણેલી હતી; અંગ્રેજીનો પણ સારો અભ્યાસ કર્યો હતો. તે પતિનું હૃદય તરત સમજી ગઈ; કાંઇક દિલગીર પણ થઈ; પરંતુ મનમાં ન લાવતા નિદ્રા લેવાને ફાંફાં મારવા લાગી. આજે નિદ્રા–દેવીની કૃપા ના થઈ. બપોરના પુનઃ ગૃહકાર્યમાં રોકાઈ. ત્યાર બાદ કાન્તુ ઉઠયો અને નાસ્તો કરી ફરવા જવાની તૈયારી કરવા માંડી. મનોરમાથી વાત ના થઈ. માતપિતા સાથે કાંઈ ખુશીથી વાત કરી નહિં.

કાન્તુએ કપડા પહેરવા માંડયા; "શું પહેરવું? કોટને ધોતીઉં પહેરી બ્હાર જાઉં? આ 'હાફ–કોટ' 'પાટલુન' ને 'હેટ'–બસ મુંબાઈ! મુંબાઈ!! મુંબાઈ!!! ત્યાં કેવી રીતે હરીફરી શકતો? મનધાર્યું કરી શકતો?" અંતે ઘણો વિચાર કરી વિલાયતી–વેશપ્રિય કાન્તુ ઘણા–ગુસ્સાથી દેશી પોષાક પર બ્હાર નીકળ્યો!

મનોરમા દુઃખી હૃદયે ગૃહકાર્યમાં રોકાઈ. તેનાથી આજે મન દઈ કામ થતુ ન હતુ; મન બીજે હતુ; તો પણ પતિને પ્રિય થઈ પડે તેવી રસોઈ બનાવવા બનતી કોશિશ કરવા લાગી. કાન્તુની વાટ એક નજરથી નિહાળતી હતી.

કાન્તુના પિતા મોતીલાલ ઉમ્મરે વૃદ્ધ હતા, પહેલા તેમની સ્થિતિ સારી હતી પરંતુ પોતાની પુત્રી ચંદ્રમતિના લગ્ન પ્રસંગે તેઓ ઘણા ખુવાર થઈ ગયા હતા, કાન્તુના લગ્ન સમયે જો કે સારો દલ્લો હાથ લાગ્યો હતો છતા પણ ન્યાતના ખર્ચ કરવામાં મ્હોટાઈ માનનાર હોવાથી ભારે ખર્ચમા ઉતરવું પડ્યું હતું, વળી પોતાને ત્યાં બહુ પૈસો છે એ બતાવવાને માટે કાંઈ બીજે રસ્તો સુઝે નહિ વા જડતો નહિ હોય તેથી નાચ મુજરો કરાવવાની અપવિત્ર પ્રથાને શરણે તેઓ ગયા હતા પોતાની આંતરિક સ્થિતિનો ખ્યાલ તો તેમને હતોજ છતાં પણ મ્હોટાઈ દર્શાવવા તેમના સ્નેહી વર્ગે આ વિલક્ષણ માર્ગ શોધી આપ્યો હતો આજે તો દિન પર દિન ગરીબાઈના સાણસામા સપડાતા હતા, કાન્તુનો 'કોલેજ'નો ખર્ચ ભારે પડતો હતો અને બીજા બધા વિદ્યાર્થીઓ કરતા કાન્તુના 'બીલ' પણ વધારે આવતા હતા ઘર ચલાવશે ત્યારે ઠીક એમ વિચાર કર્યો હતો પરંતુ કાન્તુની આવી રીતથી તેઓ હજી કાંઈ કહી શક્યા ન હતા વિચારના ને વિચારમા કાન્તુની મેડીમા ગયા તો ત્યાં 'મેગ' 'હેર' 'પાઉડર' ને કાન્તુથી ભૂલમા રહી ગએલી સીગારેટની ડબ્બી જોઈ પુરાણપ્રિય મોતીલાલ ભડક્યા અને આ બધો પોતાનો જ વાંક છે એમ બડબડવા લાગ્યા 'હા જો મ્હે એને દાબમા રાખ્યો હોત, ખોટો ફટવ્યો ના હોત તો આ પરિણામ ન આવત ! અફસોસ ! ખોટી સ્વતંત્રતા આપવાથી આજે તે વિચિત્ર પુતળા જેવા ખેલ કરે છે' એમ પોતાને ઠપકો દેતા મોતીલાલ બહાર ફરવા નીકળ્યા

રાત્રે પિતાની ક્રોધી મુખમુદ્રા ભાળી કાન્તુ મુગોજ રહ્યો વાળુ કરી પોતાની મેડીમા બેઠો, મનોરમા વિના બીજુ કોઈ છે નહિ એને કોઈ વાંધો લેનાર નથી એમ ધારી 'સિગારેટ' સળગાવી, ગમે તેમ પણ આ સમયે મનોરમા ગુસ્સે થઈ, હિંમતથી કહીને બોલી–"વળી તમને આ ટેવ ક્યારની પડી છે ? ચાલો તો આપણો વખત આવે છે તેમા આ નકામો ખર્ચ ? ઘરમાથી તો પૈસા માટે બૂમો પડે છે !" કાન્તુ ગુસ્સાથી બોલ્યો–"વળી તુ પણ આવી કેળવાયેલી આને માટે વાંધો લે છે ? ખોટુ શુ છે ?" આમ કહેવા છતા યે મનોરમાની મુખમુદ્રા પર કાંઈ ફેરફાર પડ્યો નહિ એમ જાણી ઉપરનો ખોટો ખ્યાલ દર્શાવતા કાન્તુએ કહ્યુ ? 'વળી તુ શા માટે રડે છે ?'

'સિગારેટ' પીવામા ખોટુ શું છે (?) તેની તમને શુ ખબર નથી? ને મ્હને તો હજી સુધી નિશાળમા પણ કોઈએ 'સારુ નહિ' એમ કહ્યુ નથી ?' આટલુ

મનોરમાના ગુસ્સાથી બીની પણ અંતે નમ્રતા પકડી પૂછ્યું ' પરંતુ આ તમારો ખોટો ખ્યાલ બધાને સાલે છે " ' મ્હારી બાબતમાં ત્હારે બોલવું નહિ, ત્હારે ત્હારૂં કામ કરી લેવું,' સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાના હિમાયતી કાન્તુએ રોકડું પરખાવી દીધું

કંઈ નહિ તો બધા સાથે ખુશીથી વાત તો કરો ' આ રીતથી તેઓ કેટલા દુખી થયા ' ' શું મ્હારૂં માથું ના પકવ, હું કામ જેટલી વાત કરૂં છું અહીંઆ માથાં ફોડવા આવ્યો નથી ' આ અંગ્રેજી રીત રિવાજોથી તેઓ વાકેફ નથી તેનું પરિણામ ખરેખર ! મ્હને મુંબાઈમાં એક માણસ કહેતો હતો / તેમ આપણો દેશ જંગલી છે અને લોકો બેવકુફ જણાય છે ભરે કાંઠે ડોકમાં નીચાય છું તો અંગ્રેજી પોષાકમાં જ બહાર નીકળવાનો મ્હને દેશી વસ્ત્રો પર સંપૂર્ણ તિરસ્કાર છે અહીં નથી કોઈને રીતભાત, નથી કોઈને પ્રતિષ્ઠાનું ભાન તેમ નથી કોઈ સભ્યતા ' તમારા જેવા લોકો છે ત્યાં સુધી આ દેશનો દિવસ ફરવાનો નથી જંગલી તે જંગલી જ રહેશે કાન્તુએ તેનું ભાષણ સમાપ્ત કર્યું

તમારા જેવા તારાઓ દેશમાં પ્રકાશે તો આ હિંદ પર ગર્વ કરવા માગો છે તેને ઠેકાણે પુન તારાઓ ઝાંખા થશે" કહી મનોરમા રડી પડી અમે તેમ પણ તેનું હૃદય કોમળ હતું કાન્તુ બબડ્યો, ' હવે તો મને ઉંઘવા દે સવારના વ્હેલું કકલાણ મચવવી નહિ" એમ આજ્ઞા આપી બીજી બાજુ ફરીને કાન્તુ મુંબાઈ કરતો નિદ્રાદેવીને શરણે ગયો

( ૨ )

આમ ને આમ મહિનો પસાર થયો કાન્તુ મુંબાઈ ગયો મનોરમાના મનોરથો મનમાં રહ્યા મનોરમા તે પહેલાની મનોરમા ન હતી તેની મુખ-કાન્તિ ઝાંખી પડી હતી તેની ચળકતી ચક્ષુઓ નિસ્તેજ દિસતી હતી શરીરમાં શક્તિ પણ રહી ન હતી તે અકળાતી હતી એકલી બબડતી હતી ' પ્રભુ ' પ્રભુ ' મ્હારા પર આ દુખ ' મ્હારા મુકુટ-મણિ આ વિચારના ? સુખની આશા કેમ રાખી શકું ? વિધાતા ' ' તે મ્હારે લલાટે આવા લેખો કયા લખ્યા ? હાય ! અરેરે ' મ્હારી હૃદયની આશાના કિલ્લાઓ તૂટી પડ્યા ' મહેતું મિલન આવું ' જીવન કેમ જશે ? ઓ ' દુનિયા માટે શું થશે ? લોકો શું કહેશે ? પોતાના

વ્હાલાની વિરુદ્ધ થતી વાતો કઈ વનિતા સાંભળી શકે ? અરેરે ! આ તે કેમ સહન થાય ? નાનમાં બબડવા શરૂ કર્યું:—

જીવન મ્હારૂં, જીવન મ્હારૂં,
બન્યું તે આજથી ખારૂં !
શરીર અર્પ્યું ત્હને કાન્ત,
હૃદયના એક હું ભાણું,

પુનઃ પોતાના પતિને સંબોધતી અશ્રુ સહીત ગાવા લાગી—

અહો ! મમ નાથ ઓ વ્હાલા,
ત્હને આ શું સુઝયું શાણું !

(સ્વદેશી ભાવના જાગૃત થતા) વિદેશી છે હૃદય જ્યારે,
રકાવું હું શરીર શાને ?

પરંતુ માલિક તો હવે ફક્ત એકજ નિર્માઈ ચૂક્યા છે એમ ધારી

જીવન-આધાર તું બનીને,
મુસાફિર સાથ ના રહેશે ?
દઈ વિશ્વાસ તું મુજને,
કટારી ક્યાં પછી ભોંકે ?

વિચાર બીજી દિશામાં ગયા. પ્રતિજ્ઞા સાથ રહેવાને,
લીધેલી ક્યાં ભુલાયે એ હૃી ?

પ્રતિજ્ઞા લેવાય છે એટલું યાદ છે; પ્રતિજ્ઞા લેનાર પતિ-પત્ની અને બોલનાર વિપ્રો ! વિચાર પ્રવાહ અટક્યો; તે રડી પડી; નવિન વિચારો સ્ફુર્યા. રડતા સાદે ગાવા લાગી—

ગમે તેવા વિચારોનો,
છતાં એ છે પતિ મ્હારો,
સુપંથે હું વળાવું તો,
રમા મુજને ખરી માનો.

આ પ્રતિજ્ઞા લીધી; આ વખતે તો સંપૂર્ણ ભાન હતું; લગ્ન સમયની પ્રતિજ્ઞા તો યાદ નથી; વિચારોનો વેગ પુનઃ આવતો હતો તેટલામાં તો સાસુએ બુમ પાડી. મનોરમા ત્યાં ગઈ. "શા ગાંડા ગાંડા વિચારો કર્યા કરે છે ? કેટલી સુકાઈ ગઈ? જો આજે તેમને સખત તાવ આવ્યો છે. ચાલ દીકરો,"

એમ સાસુએ વ્હાલથી કહ્યુ મનોરમાએ આંસુ રોકવા બનતો પ્રયત્ન કર્યો છતાં રડી પડાયુ એટલી વારમા મોતીલાલે વેદનાથી બૂમ પાડી, બધા ત્યાં દોડ્યા મોતીલાલે પોતાની પુત્રી ચંદ્રમતિને બોલાવી, ડૉ ટકને બોલાવવા માણસ મોકલ્યુ તાવ સખત છે એટલુ જાણવી દવા આપી મનોરમા સસરાની સારવારમા રોકાઈ. પુન તાવ જોરમેર ચડ્યો બધાને બોલાવ્યા સગાસ્નેહીને પાછે બોલાવ્યા અને પાછા આવી દવા આપી, બધાને ધીરજ આપી ડૉ ટક ગયા

( ૩ )

ચોપાટીની અંદર આસ્ફીપર સુરમ્ય સન્ધ્યા કાળે 'અપ ટુ ડેટ' પોશાકમા સજ્જ થઈ કાન્તુ આમ તેમ નજર નાખતો હતો પવન વાઈ રહ્યો હતો, મુખમાથી ધુમાડાના ગોટે ગોટ નીકળતા હતા તેટલી વારમા કાન્તુનો ખાનેદી શાન્તુ ત્યાં આવી ચડ્યો શાન્તુને જોતાજ કાન્તુ બોલી ઉઠયો 'શાન્તુ' હુ ક્યારનો તારી રાહ જોઉં છુ આટલુ મોડુ કેમ થયુ ?"

'જરીક કામમા રોકાયો હતો' એમ કહી શાન્તુએ આસ્ફીપર જગ્યા લીધી

શાન્તુ ને કાન્તુ આવી રીતે સબંધી થતા હતા છતા શાન્તુની હાજરી કાન્તુને બહુ ગમતી નહિ શાન્તુ સાદો પોષાક પહેરવામા ગૌરવ સમજતો ત્યારે કાન્તુ તેનાથી ઉલટા વિચારો ધરાવતો આજે પણ તેવા વેશમા જોઈ હસતા હસતા કાન્તુએ કહ્યુ "કેમ શાન્તુ આજે પણ આમ ? સીનેમામા જવુ છે

"આ વેશમા કોઈ યુરોપીઅન કદાચ સાથેની જગ્યાપર હશે તો પણ મારી તો નાખશે નહિ હસતા હસતા શાન્તુએ પણ પ્રત્યુત્તર વાળ્યો

શાન્તુ કાન્તુની સ્થિતિ સારી રીતે જાણતો હતો ઘણીવાર વધુ ખરચ કરવાની ના કહેતો પણ કોઈક વાર કાન્તુને માઠુ લાગતુ હતુ તેથી બહુ કહેતો નહિ વાળુ કરી કાન્તુ, શાન્તુ અને બીજા કેટલાક મિત્રો કાન્તુના ઓરડામા બેઠા હતા તેટલી વારમા કાન્તુનો એક મિત્ર મિ દલાલ ત્યાં આવ્યો "દલાલ પાંચ વર્ષે જાગ્યા" કહી કાન્તુએ જગ્યા આપી

આમનાથી ને આપુ દહાડા થયાજ આવ્યો છુ " દલાલે જણાવ્યુ

નામનુ નામ સાંભળતાજ કાન્તુ બોલી ઉઠ્યો-"ખરેખર દોસ્ત દલાલ શુ કહેતો હતો તે બરાબર જોયુ ! આ સમા બરાબર અનુભવ્યુ આપણા

લોકો તદન બેવકુફ-ના આવડે રીતભાત ના મળે કેળવણી-ગામડીઆ ખાતું ? ના બોલતા આવડે ના વાત કરતા આવડે ! અરે ! સ્હા પણ કરતા પણ બરોબર ન આવડે ! મ્હને રોજ ઉઠું ને 'રેસ્ટોરન્ટ' 'મોન્ટની' સાંભરે ! હવે તો કોઈ વખત ગમે તે બ્હાને ત્યાં ના જવું !" આ વાતને દલાલ વધુ ટેકો આપે એટલામાં 'કાન્તુ ! ત્હારો તાર, ત્હારો તાર' કરતા બે ત્રણ છોકરાએ તાર લાવનાર સાથે દાખલ થયા. કાન્તુ તાર જોઈ ચમક્યો! કાન્તુનું લોહી ઉડી ગયું ! ધડકતે હૃદયે તાર ખોલ્યો; તારમાં પિતાની માંદગીને લીધે એકદમ વખત ગુમાવ્યા વગર નીકળી પડવાનું લખ્યું હતું; ક્ષણ પહેલા ગામને ધિક્કારતો કાન્તુ ગભરાયો; શાન્તુ ત્યાંજ હતો; તેને એકદમ તૈયારી કરવા સૂચવ્યું. ગામ ને ત્યાંના લોકોને પણ તુચ્છકારતો કાન્તુ પોતાની જન્મભૂમિમાં આવવા નીકળ્યો. કાન્તુ રડવા જેવો થઈ ગયો; શાન્તુ તેની સાથેજ નીકળી પડ્યો.

ગામમાં આવતાંજ માલમ પડ્યું કે માંદગી સખત છે અને મોતીલાલ થોડીક વારના મ્હેમાન છે. મોતીલાલ 'કાન્તુ ! કાન્તુ !' કરતા હતા ! કાન્તુ આવી પહોંચ્યો; પિતાની પાસે ગયો. કાન્તુને આશિષ આપી કહ્યું "કાન્તુ-ફીકર, જાઉં છું જતા જતા કહું છું કે આ ત્હારો ખોટો ખરચ, આ અંગ્રેજી અંધ અનુકરણ, ત્હારી ખોટી ટાપટીપ એ બધું છોડી દેજે; નહિં તો સુખી થવાનો વારો આવશે નહીં. સ્વતંત્રતામાંથી એ તો સ્વચ્છંદતા આવી. આવી રીતે કેટલાએ એમાં ખલાસ થયા અને થશે. મનોરમા-સમજાવજે. ચંદ્રમતિ, શાન્તુ બધાએ...સ...લા...હ...આ...પજે.......પાણી...કાન્તુ...શાન્તુ...ઘર ખરચ સ—મા—લીને ક...રજે...એ...શ...મ..." ખલાસ. મોતીલાલ આ ફાની અવનીમાંથી સદાને માટે ગયા; બધાને રખડતા મુકી સ્વધામ સિધાવ્યા. પછવાડ કાન્તુ પ્રભુને સંભારવા લાગ્યો.

( ૪ )

"કેમ બીજળી ! મોતીલાલ જુવાન હતો કે ઘરડો ?" બાળીને આવ્યાને બે કલાક થયા હશે તેટલામાં ન્યાતની વાટ જોતા અતિલક્ષ્મી બ્હેને સવાલ કર્યો.

" તેની તપાસ કરવા તો હું જાઉં છું. બ્હેન, ખરૂં જોતા તો ઘરડામાં 'ભણાય" ન્યાતની આશા આપતા લલિતા બ્હેને સેંજ ટાઢક વાળી.

ચંદ્રમતિની મરજી ખરી પણ શાન્તુની સાફ ના હોવાથી કાંઈ બોલી નહિં. લાગ જોઈ કાન્તુ બોલ્યો. " મનોરમા ! તું તો સુધારાને ધિક્કારતી હતી ને?"

" અને હજી પણ તમારા નામધારી સુધારાને ધિક્કારૂં છું ! પરંતુ તમે મરદો જબરા સુધારક ! " મનોરમાએ મશ્કરીમાં કહ્યું; એટલામાં શાન્તુ આવ્યા. મનોરમાને ઝેર આવ્યું. શાન્તુની માતા તો 'ફટ્ ફટ્' કરી રહી હતી!

કાન્તુ-શાન્તુ તું તો ધર્મપ્રેમી હતો ને !

શાન્તુ-કાન્તુ : ફટવાનું ફરમાન કયા શાસ્ત્રમાં છે ?

કાન્તુ મુંગો રહ્યો. સૌ કોઈ મનોરમાને ગાળો દેતા ચાલતા થયા. 'ફાટેલી-સુધરેલી' ઈત્યાદિ ઈલ્કાબોનો વર્ષાદ વર્ષી રહ્યો. વાતો શરૂ થઈ. કામ ધંધા વગરનાઓને તો આ શુભ અવસર પ્રાપ્ત થયો. 'મનોરમા તો છેક ફાટી. શાન્તુ તેવો. કાન્તુ બાયલો.' લોકો ગમે તેમ બકે તેની દરકાર કોઈને નહતી. પરન્તુ કાન્તુને થોડી ચળ્યુ હતી તે ગભરાતો હતો; હજી ન્યાતોની ધમાચકડી બાકી રહી હતી. કાન્તુના પેટમાં અગ્નિ બળતો. ન્યાતવાળાઓને ન્યાત ખાવી હતી. મનોરમા પતિની આ સ્થિતિ જોઈ સાંત્વન આપતી હતી છતાં રડતી હતી. ન્યાતોના સવાલે અગ્નિમાં ઘી હોમ્યું ! પૈસાનું ઝેર દેવું હતું તેની કાન્તુને હવે ખબર પડી. માતા પાસે જઈ શું કરવું તે પૂછ્યું ? " થાય તો સારૂં ઓગળ ઉપર કરીશું."

કેટલાક તો દેવું કરીને પણ ન્યાતો કરવાની સલાહ આપવા મંડયા ! 'ખાવા કેવું અવાય છે !' કહી કેટલાક મ્હેણા મારવા લાગ્યા. ' ખાવું અને ખવડાવવું ' એ ન્યાય પર કેટલાક આવ્યા. આમાં મનોરમાનું ચાલ્યું નહિં. ન્યાતો કરવી એવા ઠરાવપર કાન્તુની માતા આવી. કાન્તુની માશીએ ચઢાવવામાં બાકી રાખી નહિં. લોકોએ કંઈ કચાસ રાખી નહિં. શા માટે એવું કરે ! કોને નડાવું છે? 'પારકે પૈસે શો પરમાનંદ.' મનોરમા આંતરિક સ્થિતિનો વિચાર કરી જાણી ચૂકી હતી કે ન્યાત કરી કે અહીં ખલાસ થવાના ! શાન્તુ પણ આ સત્યાનાશની બાજી જાણી ગયો. લાચાર-કોઈનું ચાલ્યું નહિં. કેટલાક કાન્તુને કહેવા લાગ્યા. 'હશે, એ વર્ષમાં શો ભાર ગયો. નગે કમાશો કે આ શા ભરો તો જોનજોવામાં ભગી જશે ?' કોને આપવા ને કોને લેવા.

ન્યાતો થઈ, જમણુ થઈ ગયુ પિતાનુ અવસાન અને તેમા ખોટા ખરચથી કંઈ રહ્યુ હતુ તે ઉડી ગયુ માથાપર કરજ ચઢ્યુ પૈસા આપવા કે સહાય આપવા કોઈ ફરકતુ ન હતુ ! સ્થિતિ કફોડી થઈ પડી કાંન્તુને જણાયુ કે કોલેજના ખર્ચની પણ પંચાતી પડશે ? અંગ્રેજી રીતરિવાજોમા અંધ આંખોએ દગેલો કાન્તુ રૂઢિનો પણ કમનસીબ ભોગ થઈ પડયો !

(૫)

કાન્તુ તેના ઉછાંછળા વિચારોથી પસ્તાતો હતો પિતાના દેવા કરતા પણ વધુ દેવુ કાન્તુનુ ખાનગી હતુ ! ઘણુ ખરૂ તેથી તે ગભરાતો હતો કાન્તુને એકાંતમા હવે તો આપઘાતના વિચારો આવવા માંડયા ! તેની ધીરજ ખૂટી ગઈ દુ:ખ અસહ્ય લાગતુ હતુ, 'શુ કરૂં ! ક્યાં જઉં ?' પગેપગ સ્વપ્નામા પણ આમજ બબડી ઉઠતો મનોરમા આશ્વાસન આપતી હતી પરંતુ પોતાના દેવાની વાત કહેતા તે ગભરાતો

એક રાત્રે મનોરમા ચમકી ઉઠી કાન્તુ ગાંડાની માફક ઉઠી આવ્યો

' મનોરમા, મનોરમા મ્હને માફ કર મે ત્હને ઘણુ દુ:ખ દીધુ, મેં બધાને હેરાન કર્યાં, માફ કરીશ? બોલ, ગુસ્સે ના થા "

આ શુ ? આ ગાંડાઈ શી ? મ્હારા સામા રડો નહિ " ધીરા અને રડતા સાદે મનોરમા બોલી

કાન્તુ—' હતભાગ્ય મ્હારા માફ કરજે, ત્હને મે સુખ આપ્યુ નથી, તે પાપના ફળ ભોગવુ છુ બીજો રસ્તો નથી હદબહાર ખરચનુ પરિણામ, ખોટી વાહરીઆ નકલનુ પરિણામ, દેવા કરીને ન્યાતો કરવાનુ પરિણામ, ત્હારી શિખ લીધી નહિ તેનુ પરિણામ, આપઘાત ! તે સિવાય માર્ગ નથી

અરે ! મ્હારા સૌભાગ્યના શણગાર ! આ શુ બોલો છો ? શુ દુ:ખ છે ? કરકસરથી રહીશુ, ઝુપડામા રહીશુ, રોટલા ખાઈને રહીશુ, પણ આ શુ ? ' આર્ય સ્ત્રીને છાજે તેવી રીતે ગભરાયલી મનોરમાએ ધીરજ આપી

કાન્તુ—"ના, મનોરમા મ્હારે માટે તમારે બધાને એ સંકટ શા ? મ્હારૂ, 'મ્હારૂ,' કહીને કાન્તુએ ન્હાના છોકરાની માફક રડી દીધુ

મનોરમા કહેનારનુ ! સુખી દુ:ખનારા દુ:ખે દુ:ખી અનુ તો ન્હુ ક્રમ છે !

કાન્તુ–મ્હારૂં દેવું, કૉલેજનો ખરચ. આટલું મહા મહેનતે બોલી પાછો રડી પડ્યો.

"શા પતરી, પ્રભુ જરૂર સહાય કરશે. કેટલું દેવું ?" દુઃખમાં સ્ત્રીઓ કેટલી ઉપયોગી થઈ પડે છે તેનો પરિચય મનોરમાએ કરાવ્યો.

કાન્તુ–પાંચસોથી છસો.

"તેમાં ગભરાયા શું" કાંઈ પણ દિલગીરીના ચિન્હો દર્શાવ્યા વગર મનોરમા બોલી.

કાન્તુ–(રડીને) પણ મનોરમા પૈસા ક્યાંથી લાવવા? પિતાનું પણ થોડુંક કરજ છે!

"મ્હારૂં પલ્લું" આદર્શ આર્ય–ગૃહિણી મનોરમાએ આર્યમહિલાઓ કેવી હોય છે તેનું દિગ્દર્શન કરાવ્યું.

કાન્તુ–હેં–હેં–હેં શું બોલી? શું કહ્યું? પલ્લું, પલ્લું, તેના પર ત્હારી મત્તા, તે ત્હારૂં! તે લેવાને મ્હને અધિકાર નથી.

"અને મ્હારા પર તમારો અધિકાર એટલે એ તમારૂં" પતિવ્રતા મનોરમાએ આગ્રહપૂર્વક ઉત્તર આપ્યો.

વાત ત્યાંથી અટકી; કાન્તુની આંખમાં હર્ષના અશ્રુ આવ્યાં; ઉભો થયો અને આવેશથી બોલ્યો. "આ વિદેશી વસ્ત્રો અને તેને અંગે થએલો ખોટો ખરચ આ તેને છેલ્લી સલામ."

મનોરમા બધું બલી ગઈ; પળવારમાં આ દુઃખી જોડું જગતમાં સૌ કરતાં સુખી લાગતું.

"આજથી આપણા હૃદય સૌ એક થયાં" એમ કહી મનોરમા બેઠી પડી

"કેટલાએ આ મોહક જાળમાં ફસાતા હશે? અરેરે! અંધ અનુકરણ! તેનાથી આજે હું ખલાસ થયો; ખોટા ખરચથી હું પાયમાલ થયો; ખોટી સ્વતંત્રતાથી હું સ્વચ્છંદી બન્યો; અને ધર્મના બુરખા નીચે પેસી ગએલી દુષ્ટ પ્રથા. દા. ત. રૂઢિનો હું કમનસીબ ભોગ થઈ પડ્યો."

"રડવા કુટવાનો રિવાજ અને તેના અંગે પડી ગએલો આ ધાણી ફાકવાનો દેખાદી ચાલ" બાજી પલટાઈ એ જોઈને તક સાધી મનોરમાએ પુછ્યું.

"હૃદયથી તેના પ્રત્યે આજે ધિક્કાર? લોકલજ્જાથી તે વખતે 'હા' મા 'હા' ભણી હુ મૂર્ખ બન્યો" કાન્તુએ સ્પષ્ટપણે કહ્યુ

"લોકલજ્જા કહો તેની ઘણીજ બીક, એ આપણી પાયમાલીનુ એક કારણ તો ખરૂ સ્તો" મનોરમાએ બીજુ કારણુ જણાવ્યુ'

"ખરે! અગ્રેજી રિવાજમા અધ બન્યો અને લોકલજ્જાથી ભીરૂ બન્યો" કાન્તુએ કહ્યુ અને ઉમેર્યુ "અગ્રેજી રિવાજોના અધ અનુકરણથી જેટલો ગેર ફાયદો છે તેટલોજ ગેરફાયદો આપણા રિવાજોના અધ અનુકરણથી છે"

મનોરમાએ મૃદુ હાસ્ય કર્યુ અને પૂછ્યુ "પણ હવે?"

"હાલી હવે તો વસ્ત્રો સ્વદેશી અને સાથે હૃદય પણ સ્વદેશી" કાન્તુ એ આનન્દના ઉમળકાથી કહ્યુ

"ત્યારે તો દુખના દિન ડુબ્યા અને સુખનો સૂર્ય સતેજ થયો" એમ કહી મનોરમા હર્ષથી ભેટી પડી

(૬)

(ઉપસંહાર)

ચંદ્રમતિ હજી ઘણી વાર શાંતુ ઉપર ગુસ્સે થતી એક સમયે તેવી સ્થિતિમા તેને જોઈને હસતા હસતા શાંતુએ પૂછ્યુ "પેલી ત્હારી દલીલ તો કહે?" ચંદ્રમતિ હસી પડી અને બોલી, "એ દલીલ કાંઈ મ્હારી નથી કેટલીક સ્ત્રીઓ કહેતી હતી કે હવેની સ્ત્રીઓની છાતીમા જોર હોય તો ફૂટે ને?"

શાંતુ ખડખડ હસી પડયો અને બારણેથી પણ તેવોજ હસવાનો અવાજ આવ્યો બારણેથી હસનાર કાન્તુ હતો તે શાંતુને નમી પડયો. "શાંતુ! તુ મ્હારો ખરો મિત્ર હતો અને આજે પણ તુજ છે મ્હને મ્હારી ભૂલ પર પશ્ચાતાપ થાય છે મિત્ર-સ્નેહી જો હુ તે મ્હને મ્હારા ગુન્હા માફ કરજે" કાન્તુને ફેરવાયલો જોઈ શાંતુને અનહદ આનદ થયો "કાન્તુ! ગઈ ગુજરી ભૂલી જા" એમ કહી શાંતુ પેલી દલીલની વાત પર આવ્યો, એટલામા મનોરમા આવી, દલીલ સાભળી હસીને ઉત્તર આપે તે પ્હેલાજ શાંતુ બોલ્યો "કુટવા સિવાય શુરાતન દર્શાવવાનો બીજો રસ્તો સ્ત્રીઓને માટે નથી"? ચંદ્રમતિ મુગી રહી, ભૂલ કબુલી

મનોરમાને દેખી પુનઃ કાન્તુ તરફ નજર કરી અને શાંતુ બોલી ઉઠયો

"કાન્તુ! કેમ આપણો દેશ ખરાબ, આપણો પોશાક જંગલી! લોકો ગામડીઆ, તેવા લોકો સાથે આગગાડીમાં વાતચીત કરવાનો પ્રસંગ પડે તો ત્હને ગમતુ ન હતું! કેમ કાન્તુ! આપણી સ્ત્રીઓ 'ઈડીઅટ' ન્હા કરતાં પણ ના આવડે! 'રેસ્ટોરન્ટ' કે 'મૌન્છની' હવે યાદ આવે છે કે?" કાન્તુએ ક્ષમા યાચી. મનોરમા હસી. કાન્તુએ પ્રતિજ્ઞા લીધી; "મ્હારા દેશબંધુઓ જેઓ એ અંધ અનુકરણની બેદી નળમાં સપડાતા હશે તેમને બચાવીશ; ઋષિ મુનિઓએ મુકેલા અમૂલ્ય આર્યભંડારના ભોગી બનાવીશ, અને કમનસીબ રૂઢિઓના ભોગ થતા અટકાવીશ."

શાંતુ હર્ષથી ભેટયો; આજે આનંદનો અવસર હતો. પતિને દોરનાર મનોરમા ખરી રમા નીવડી. બૈરાંઓની નજીવી મૂર્ખાઈથી કેટલાં માઠાં પરિણામ આવે અને ઉલટું તેમની એજ ચપલતા કેટલી બાજી ફેરવી શકે છે! પણ અભણ સ્ત્રીઓ યોગ્ય પતિની દેખરેખ નીચે–પતિજ–શાંતુની માફક શિક્ષક બને તો સંસારને સ્નેહમય બનાવી મુકે! ટુંક રૂપી બાસતા સંસારને મૃદુ પુષ્પ બનાવે! ગૃહ–વાટિકા સત્વર મનોરમ્ય બને! અને નહિ તો પુષ્પને કંટક બનાવે, સ્નેહમાં કલેશના બીજ પણ રોપે.

મનોરમાની પ્રતિજ્ઞા ફલિભૂત થઈ. મનોરમાના મનોરથો પૂર્ણ થયા.

કાન્તુ અને શાંતુ બી. એ. બન્યા કાન્તુએ કરજ પતાવ્યું. હવે તેનું જીવન સાદું હતું; વિચારો ઉચ્ચ હતા. હવે હૃદયથી સંપૂર્ણ સ્વદેશી બન્યો.

"એક સમયે મનોરમાએ પૂછ્યું, "પેલું જીવન યાદ છે?"

"હા. તેના ઉપર વિચાર કરૂં છું તો એ મ્હને શરમ આવે છે; પણ ઘણી શિખામણો શીખવી" એમ કહી કાન્તુ હસી પડયો.

"હજી કંઈ શિખામણ બાકી રહી છે?" મનોરમાએ પ્રશ્ન કર્યો.

"હા. જીંદગી બરબાદ થઈ જતી અટકાવનાર મ્હારી મનોરમા" કાન્તુ બોલ્યો.

"એવું કહી શરમાવો ના" મનોરમાએ હેતથી વાક્ય ઉચ્ચાર્યું.

"સાંભળ, સ્ત્રીઓએ સીતા બનવાનું, 'મડમ' નહિ હો" હસતા હસતા કાન્તુએ કહ્યું.

"પુરૂષોએ રામ બનવાનું, સાહેબ નહિ હો" તેટલાજ હર્ષથી તે બોલી.

"હું તે સ્વીકારૂં છું મ્હારી મનોરમા" કહી દંપતી સુખમાં લીન થઈ ગયા.

———:o:———

## ભરૂચ બ્રહ્મક્ષત્રિય-જ્ઞાતિના કેળવણી કમીટીનો હીસાબ તા૦ ૧-૧-૧૯૧૫ થી તા૦ ૩૧-૧૨-૧૯૧૫ વર્ષ સાતમાનો અનુક્રમ નંબર છઠો.

જ

૪૩૭૦-૩-૫ ઈન્વેસ્ટમેંટ તથા પાછલી સીલક
- ૮૦૦ ૦-૦ સ્પીનીંગ એન્ડના શેર ૧૮
- ૧૦૦-૦-૦ ભરૂચ ઈન્ડસ્ટ્રીયલ મીલનો શેર ૧
- ૧૫૦૦-૦-૦ સરકારી લોનો
- ૧૨૫૦-૦-૦ જુદી જુદી સોસાયટીમા જમે
- ૮૨૦ ૩-૫ કમીટીના ટ્રેઝરર રા મા મલજી પાસે સીલક

૪૩૭૦-૩-૫

૨૫૫-૧-૨ જુદી જુદી રીતે આવ્યા તે
- ૯૫-૧ ૨ વ્યાજ તથા ડીવીડન્ડના આવ્યા તે
- ૫૮ ૦-૦ ભુવાની જમીનના દાણના
- ૧૦૨-૦૦ ડોનેશન ખાતે જમા

૨૫૫-૧-૨

૪૬૨૫-૪-૭

ઉ

૩૬૧ ૯ ૬ સ્કોલરશીપો, બુક મદદ, લોન મદદ, ઈનામના મેળાવડાનો ખરચ વીગેરે
- ૭૦-૧-૬ ઈનામના મેળાવડા વખતે ચોપડીઓ ખરીદી તથા પરચુરણ ખરચ મળી થયા તે
- ૩૦-૦-૦ સ્કોલરશીપ ખાતે
- ૨૨૫-૩-૬ વિદ્યાભ્યાસ સારૂ લોન તરીકે
- ૬ ૧૪ ૦ ચોપડીની મદદ ખાતે
- ૨૦-૦-૦ સ્કુલ મદદ ખાતે
- ૧૯-૦-૦ ભુવાની જમીનના સરકાર ધારાના
- ૦-૬-૬ કોર્ટ ફી, ટીકીટ તથા પરચુરણ મળી

૩૬૧-૯-૬

| | | |
|---|---|---|
| ૪૨૬૩-૧૧-૦ | | ઈન્વેસ્ટમેન્ટ તથા રોકડ સીલક |
| | ૯૦૦- ૦-૦ | રુપીશી બેંકના શેર ૧૮ |
| | ૧૦૦- ૦-૦ | ભરૂચ ઈન્ડસ્ટ્રીયલ મીલનો શેર ૧ |
| | ૧૫૦૦- ૦-૦ | સરકારી સોનો |
| | ૧૦૦૦- ૦-૦ | ધી ભરૂચ કોઓપરેટીવ બેંકમાં વર્ષ એકને સારૂ ફીકસ્ડ ડીપોઝીટ દર વરસે દર સેંકડે ટકા પાંચના વ્યાજથી મુકયા તે |
| | ૭૬૩-૧૧-૧ | ફંડના ટ્રેઝરર રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજી પાસે રોકડ સીલક |
| | ૪૨૬૩-૧૧-૧ | |
| ૪૬૨૫-૪-૭ | | |

ફંડની કેપીટલ મધેથી રુપીશી બેંકના શેરો અરાઢ છે પણ રુપીશી બેંક લીકવીડેશનમાં જવાથી શેરની કીંમત બીલકુલ નથી તેમજ ભરૂચ ઈન્ડસ્ટ્રીઅલ મીલનો શેર એક રૂપીઆ સોની કીંમતનો છે તે મીલ પણ વોલન્ટરી લીકવીડેશનમાં જવાથી તેની કીંમત બીલકુલ નથી. રા. દેસાઈજી પાસે રૂ. ૫૫૧) ફંડના લેણા છે.

તા૦ ૧૫ જાનેવારી સને ૧૯૧૬.

લી સેવક,

(સહી) મુકુંદરાય આત્મારામ દેસાઈ,

સેક્રેટરી ભરૂચ બ્રહ્મક્ષત્રિય કેળવણી કમીટી.

૮૫૮-૧-૨ કબજખાતે આવ્યા તે

| | | |
|---|---|---|
| ૬૯૬-૦-૦ | ડોનેશન | |
| | ૯૬-૦-૦ | રોકડા |
| | ૬૦૦-૦-૦ | શેર |
| ૩૦-૦-૦ | જમીનની દાગુનો નામના ભરવાના | |
| ૧૩૨-૧-૨ | ડીવીડન્ડ તથા વ્યાજ | |
| | ૮૫૮-૧-૨ | |

૫૧૨૧-૧૨-૩

૧ સ્પીરસી.બેંકના શેરોની કીંમત નથી કારણ કે બેંક લીકવીડેશનમાં ગઈ છે એટલે કેપીટલ હાલમાં નામનીજ ગણી શકાય છે.

૨ ઈન્ડસ્ટ્રીઅલ મીલ વોલન્ટરી લીકવીડેશનમાં છે તેથી કેપીટલ નામની હાલમાં ગણી શકાય છે.

તા૦ ૮-૪-૧૯૨૭.

લી૦ સેવક,

(સહી) મુકુંદરાય આત્મારામ,

સેક્રેટરી, ભરૂચ બ્રહ્મક્ષત્રિય-કેળવણી કમીટી.

કમિટીએ મંજુર કર્યો

તા. ૮-૪-૧૯૨૭.

## ભરૂચ બ્રહ્મક્ષત્રિય કેળવણી કમીટીનો હીસાબ તા૦ ૧-૧-૧૯૧૭ થી તા૦ ૩૧-૧૨-૧૯૧૭ સુધીનો અનુક્રમ નંબર ૮.

**જ**

૪૭૫૮-૭-૭ ઈન્વેસ્ટમેન્ટ તથા બાકી સીલક

- ૮૦૦-૦-૦ રુપીશ બેંકના શેર ૧૮
- ૧૦૦-૦-૦ ભરૂચ ઈન્ડસ્ટ્રીઅલ મીલનો શેર ૧
- ૨૧૦૦-૦-૦ સરકારી લોનો
- ૧૫૦૦-૦-૦ ભરૂચ કોઓપરેટીવ બેંકમાં ફીક્સડ ડીપોઝીટ
- ૧૫૮-૭-૭ ટ્રેઝરર રા. સા. અંબારામ ઉત્તમરામ મહેતા પાસે રોકડ સીલક

૮૭૫૮-૭-૭

૩૧૨-૧૨-૧૧ ઉપજ ખાતે

- ૫૪-૦-૦ ડોનેશન
- ૧૭૨-૧૨-૧૧ વ્યાજના
- ૮૬-૦-૦ જમીનની દાણના

૩૧૨-૧૨-૧૧

**ઉ**

- ૧૧૭-૮-૦ ફી તથા ચોપડીની મદદ ખાતે
- ૫૦-૦-૦ લોન તરીકે આપ્યા તે
- ૧૦-૦-૦ ભુવાની જમીનનો સરકાર ધારો
- ૧-૫-૦ પરચુરણ ખરચ ખાતે ટ્રાન્સફર ફીના

૧૮૨-૧૨-૦

૮૮૮૮-૮-૨ ઈન્વેસ્ટમેન્ટ તથા રોકડ સીલક

- ૮૦૦-૦-૦ રુપીશ બેંકના શેર ૧૮
- ૧૦૦-૦-૦ ભરૂચ ઈન્ડસ્ટ્રીઅલ મીલનો શેર ૧
- ૧૦૦૬-૪-૦ વોર લોન કનવર્ઝન સહિતના
- ૫૦૦-૦-૦ ભરૂચ કોઓપરેટીવ સોસાયટીમાં ફીક્સડ ડીપોઝીટ વર્ષ ૧ સાર

૨૧૦૦–૦–૦ સરકારી લોનો
૨૯૩–૪–૨ ડેઝરર શ. સા. અંબાશંકર
ઉત્તમરામ મહાજ પાસે રોકડ.

૪૯૯૯–૮ ૨

૫૦૭૨–૪–૨

સ્પીશી બેંકના અશક શેરની કીંમત નથી તેથી મુડી ખાતેથી ખોટ ખાતે માંડી વાળવા જોઈએ. ઈન્ડસ્ટ્રીઅલ મીલ (બરૂચની)ના શેર ૧ છે તેની કીંમત આવશે. લેનદેન ખાતે ગ્રાહકો તરફથી રકમ આવની બંધ થવા લાગી છે તે વિદિત થશે.

લી૦ સેવક,

(સહી) મુકુંદરાય આત્મારામ,

સેક્રેટરી, ભરૂચ બ્રહ્મક્ષત્રિય કેળવણી કમીટી.

"ગઝલ"

અમારો નાથ એ ન્યારો પ્રભુજી પ્રાણથી પ્યારો
દીઠો મેં આજ તો મ્હારો સુહાગી આંખનો તારો,—અમારો૦
પ્રભુજી તું સદા વસજે અમારા ચિત્તડાંની માંહ
કરીને યાચના માગું પ્રભુ તુજ રહેમ દૃષ્ટિ આંહ—અમારો૦
રહી તમ ભક્તિમાં હું લીન તમોથી શાન્તિ હું યાચું
દયા, નીજ ધર્મને જાણું પ્રભુના તાનમાં રાચું,—અમારો૦
જગતની જાળમાં રહેતી સદાએ તે મહિં ન્હાતી
વિભુનું જ્ઞાન ના સમજ્યું હૃદય ત્યાં ના જરીએ નમ્યું—અમારો૦
સદા માગું હવે હૃદયે પ્રભુ તુજ મન મહિં યાચું
અહર્નિશ યાચતી વ્હાલા પ્રભુ તુજ પ્રેમના પ્યાલા—અમારો૦

સૌ ઈન્દુમતિ હરિપ્રસાદ દેસાઈ

---

## બાળ કુસુમને !

( મન્દાક્રાન્તા )

અહો વ્હાલા આત્મા ! મધુર હસતું કોમળ મુખે !
રસિલા આત્માથી રસિક મધુરી ગન્ધ પ્રસરે;
હલાવેછે વ્હાલી પવન લહરી આનંદ મહિ
ખીલી ત્હારી સંગે મધુર રસથી હાસ્ય કરતી !
ઘણેરા વૃક્ષો આ તુજ ઉપરે છાય કરીને—
ત્હને તે પીછાની નિજ અંકે આનંદ ઉરે !
ધરી દિયે પ્રીતી ! પગ ઝુકાવી શીર અને—
નિચોવે હેતુ તે રસભર્યું તુજ હૃદયે !
અંભોને જે વાયુ દુઃખ-ઉદધિમાં વિટપીને—
ઝુટાવી લે સર્વે સુખ-અનેરી મધુવને !
નથી ત્હેને તુ ના, દુઃખ કદિ ન દેખ્યું તુજ ઉરે
જનો પેઠે ત્હારે નથી વિષમ દુઃખ આ જનતનું !
દુઃખી આ સૃષ્ટિમાં તુજ સમું કો-સુખી નહિ
અભાગી તૃપ્તિમાં દુઃખ વિધિએજ નિર્મ્યું !
કદિ થાએ સુખને, ઘડીભર વિસામો કદિ મહે
વળી પાછુ આતો હૃદય દુઃખ-દાવાનળ બને !
નહિ ત્હારૂં દેખું રૂપાળ કદિએ આમ સમું થશે
નહિ ત્હારી ઈચ્છા જન-હૃદય સમ સ્વાર્થ બનશે !
સદા એ છે તું તો જન-હૃદયને શીખ દેવા,
" બનાવો આત્માને ઈશ-હૃદયનાં સુખ લેવા ! "

વસંતનલિનિ

## શ્રી ગુજરાતની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિફંડના ટ્રસ્ટ ડીડમધ્યેની કલમ ૨૫ પ્રમાણે ટ્રસ્ટીઓનો સંવત ૧૯૬૮ નો એટલે તા. ૨૩ ઑક્ટોબર ૧૯૧૧ થી તા. ૯ નવેમ્બર ૧૯૧૨ સુધીનો તેરમો વાર્ષિક હેવાલ.



૧. તા. ૮ ફેબ્રુઆરિ સને ૧૯૦૦ના લેખથી આ ટ્રસ્ટનો પ્રારંભ થયો છે.
૨. આ ટ્રસ્ટના મુખ્ય ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—
   (૧) ગુજરાતની આપણી બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનાં બધાં સ્ત્રીપુરૂષની શારીરિક બળની વૃદ્ધિ થાય એવી કેળવણી લેવામાં મદદ કે ઉત્તેજન આપવું.
   (૨) એજ જ્ઞાતિનાં સ્ત્રીપુરૂષને માનસિક કેળવણી લેવા સારૂ પુસ્તકો તથા અવેજ ધીરવો.
   (૩) એજ જ્ઞાતિની સ્ત્રીકેળવણીની વૃદ્ધિ થાય એવા ઉપાય લેવા. —
   (૪) એ જ્ઞાતિ સારૂ આરોગ્યગૃહ બાંધવું કે લેવું કે તેમ કરવામાં મદદ આપવી.
   (૫) એ જ્ઞાતિમાં જેને દૈવયોગે જરૂર હોય તેને નિર્વાહ પૂરતી મદદ આપવી.
   (૬) એ જ્ઞાતિ સારૂ વાડી કે વાડીઓ બાંધવી કે બાંધવામાં મદદ આપવી.
૩. ટ્રસ્ટી નીમાય તે તાહયાત ટ્રસ્ટી રહે એવી શરત છે.
૪. ટ્રસ્ટીઓની સંખ્યા અગીઆરની રાખી છે. અમદાવાદ, ભરૂચ, આમોદ અને સુરતના ટ્રસ્ટીઓ નીમાયા છે. જૂનાગઢના હજી નીમાયા નથી.
૫. આ ટ્રસ્ટનો ઉદ્દેશ પાર પાડવાને ઉપનિયમ કરવાની જરૂર હજુ લાગી નથી.

### નાણાં સંબંધી

૬. ટ્રસ્ટીઓના હવાલામાં દરેક રૂપીઆ પાંચસેની કીંમતનું એવા દશ અમદાવાદ મ્યુનિસિપાલિટીની દર સેંકડે સવાચાર ટકાના વ્યાજની લોનનાં ડીબેન્ચર છે. તેની વિગત (અ) સને ૧૮૯૭ની લોનનાં ચાર ડીબેન્ચર નં. ૮૧, ૮૨, ૮૪, અને ૮૫. તેનું વ્યાજ પાકવાની મુદત તા. ૧લી માર્ચ અને ૧લી સપ્ટેમ્બર છે. (આ) સને ૧૯૦૨-૦૩ની લોનનાં ત્રણ ડીબેન્ચર નં. ૨૭૬, ૨૭૭ અને ૨૭૮; સને ૧૯૦૩ની લોનનું ડીબેન્ચર નં. ૪૮૫; અને સને ૧૯૦૪ની લોનનું ડીબેન્ચર નં. ૨૯૫. આ પાંચ ડીબેન્ચરનું વ્યાજ પાકવાની મુદત તા. ૧લી મે અને ૧લી નવેમ્બર છે. (ઇ) સને ૧૯૦૫ની લોનના એક ડીબેન્ચર નં. ૧૨૩નું વ્યાજ પાકવાની મુદત તા. ૧લી ફેબ્રુઆરિ અને ૧લી ઑગસ્ટ છે.
૭. મજકુર અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં દશ ડીબેન્ચર ટ્રસ્ટીઓ પૈકી રા. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈને નામે ટ્રસ્ટી તરીકે છે અને તેમની પાસે છે.
૮. મજકુર ટ્રસ્ટની રોકડ રકમ મુંબાઈ બેન્કની સેવિંગ્ઝ બેન્કની અમદાવાદની શાખામાં રા. બા. નરસીલાલ રેવાદાસ અને દી. બા. અંબાલાલ સાકરલાલને નામે જમે મુકેલી છે.

——:०:——

શ્રી ગુજરાતની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિફંડના ટ્રસ્ટ કલમબંધીની કલમ ૨૫ પ્રમાણે ટ્રસ્ટીઓનો સંવત ૧૯૬૯નો એટલે તા. ૧૦ નવેમ્બર ૧૯૧૨થી તા. ૨૯ ઑક્ટોબર ૧૯૧૩ સુધીનો ચૌદમો વાર્ષિક હિસાબ.

૯.

સંવત ૧૯૬૯ના ઉપજ ખર્ચની તપસીલ.

**જ**

૫૪૪૧-૧૦-૪ સંવત ૧૯૬૮ આખર એટલે તા. ૯-૧૧-૧૨ ને રોજ ટ્રસ્ટીઓના હવાલામાં મિલકત અને રોકડ–

૫૦૧૪-૧-૧૦ અમદાવાદ મ્યુનિસિપાલિટીના દસ ડીબેન્ચર.

૩૫૨-૧૩-૭ મુંબાઈ બેન્કની સેવિંગ્સ બેન્ક ખાતે.

૦—૨—૦ દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ પાસે.

૨૪-૮-૧૧ રા. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઈ પાસે.

૫૪૪૧-૧૦-૪

**ઉ**

૩-૧૧—૦ સાલ મજકુરમાં ખર્ચ–

૦-૬-૦ ટપાલ ખર્ચ

૦-૨-૦ રા. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઈ મારફત.

૦-૪-૦ રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ મારફત.

૦-૬-૦

૩-૫-૦ સં. ૧૯૬૬ અને સં. ૧૯૬૭ બે વર્ષના એકઠા રિપોર્ટની ૩૦૦ નકલની છપામણી પ્રતબંધુ પ્રિન્ટિંગ વર્કસના બિલ નં. ૫૩૦ પ્રમાણે.

૩-૧૧-૦

| | |
|---|---|
| નરસીલાલ રેવાદાસ સહી દા૦ કૃષ્ણલાલ નરસીલાલ,<br>જીવણલાલ પ્રાણજીવનદાસ લાખીઆ,<br>ત્રીકમલાલ દીનાનાથ સહી. | અમદાવાદ. |
| લક્ષ્મીરામ મહીપતરામ,<br>અંબાશંકર ઉત્તમરામ મલજી,<br>Motilal Chunilal. | ભરૂચ. |
| | આમોદ. |
| | સુરત. |

* આ રકમ તા. ૧૯ એપ્રીલ ૧૯૧૪ ને રોજ મજકુર ટ્રસ્ટના ટ્રસ્ટીઓની મીટીંગમાં મ્હેં સેક્રેટરી તરીકેના હોદ્દાનું રાજીનામું આપ્યું તે વખતે મજકુર ટ્રસ્ટના નવા નીમાએલા સેક્રેટરી રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈને આપી છે.

અમદાવાદ,
તા. ૨૭ નવેમ્બર ૧૯૧૮.

પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઈ,
મંત્રી.

## શ્રી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કોઓપરેટીવ સોસાયટી ભરૂચ.

| ભરાયેલા શેરની સંખ્યા | તે પેટે આવેલા કોલના રૂપીઆ દર શેરે રૂા ૧૦) લેખે | ડીપોઝીટ આવેલા રૂપીઆ | લોન કેટલાને આપી | લોન તરીકે અપાયલી રકમ | સભાસદની સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૧૪ | ૧૦૬૦-૦-૦ | ૬૧૫-૦-૦ | ૬ સભાસદને | ૧૭૨૫-૦-૦ | ૩૧ (પાંચ સભાસદની પ્રવેશ ફી આવવાની બાકી છે) |

આઠ શેરના કોલના રૂ. ભરાવવાના છે

પ્રવેશ ફીના આવેલા રૂપીઆ—૧૩૦-૦-૦

ઉપલી હકીકત આજ દિન એટલે તા. ૨૯-૧૨-૧૮ સુધીની છે.

અંબાશંકર ઉત્તમરામ મલજી.

## ૧૯૧૫માં અમદાવાદમાં ભરાયલું
# બ્રહ્મક્ષત્રિય કોમની હુન્નરકળાનું પ્રદર્શન.

મહેરબાન બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્રના અધીપતિ જોગ,—

નીચેનો પત્ર ત્રિમાસિકમાં પ્રસિદ્ધ કરી આભારી કરશો.

આપણી નાતનું હુન્નરકળાનું પ્રદર્શન અત્રેની "બ્રહ્મક્ષત્રિય યુનીયન કલબ" તરફથી ૧૯૧૫ના નવેમ્બર માસમાં આપણી નાતની વાડીમાં નાતના ગૃહસ્થો પાસેથી નાણાં ઉઘરાવી ભરવામાં આવ્યું હતું. પ્રદર્શન માટે ખર્ચ કાઢતાં અમુક રકમ ફાજલ પડેલી ઘણાની જાણમાં હતી. પરંતુ તેની આજ સુધી કંઈ વ્યવસ્થા થયેલી નહિં હોવાથી આપણી નાતની તારીખ ૧લી ડીસેમ્બર ૧૯૧૮માં મળેલી મીટીંગમાં આપણી નાતનાં બીજાં ફંડો સાથે આ પ્રદર્શન ફંડનો પણ હિસાબ માંગવાની દરખાસ્ત રજુ થઈ હતી. પરંતુ પ્રદર્શનમાં કામ કરનારાઓમાંના એકાદ બે યુવાન બંધુઓએ એવો ખુલાસો કર્યો કે કંઈપણ રકમ ફાજલ રહી નહોતી, તે ઉપરથી તે સવાલ પડતો મુકવામાં આવ્યો હતો. મને આ ખુલાસા સંબંધી શક પડતાં મેં ત્રિમાસિકની પાછળી ફાઈલો જોઈ અને તેમાં ૧૯૧૬ના એપ્રીલ માસના અંકમાં પૃષ્ટ ૮૯મે આ પ્રદર્શનનો હિસાબ છપાએલો છે. જે ઉપરથી જમે પાસે રૂ. ૨૩૨–૮–૦ અને ઉધાર પાસે ખર્ચના રૂ. ૧૭૭–૩–૧૧ બતાવી, રૂ. ૫૫–૪–૧ વધેલા બતાવ્યા છે. તો આ વધેલા રૂપિઆની શી વ્યવસ્થા થઈ છે, તે કોના કબજામાં છે, અને તેને માટે કોણ જવાબદાર છે, તે સદહું પ્રદર્શન કમિટીના પ્રમુખ રા. જીવણલાલ પ્રાણજીવનદાસ લાખીયા, ઉપ-પ્રમુખ રા. જીવણલાલ વ્રજરાય દેસાઈ, કામ કરનારાઓ મેસર્સ ભીમરાવ કેશવલાલ સેતલવાડ, સુર્યપ્રસાદ અમૃતલાલ દેસાઈ, ચંદ્રપ્રસાદ ત્રીકમલાલ લાખીયા, અને રાજેન્દ્ર નગીનલાલ દેસાઈ તેમજ કમિટીના છ સભાસદો પૈકી કોઈ જણાવશે?

તા. ૩૦–૧૨–૧૮. જ્ઞાતિબંધુ.

—:o:—

## प्रासंगिक नोंध.

**नातो अने सं. सु. परिषद्.**

ગયા નવેંબરમાં નડીયાદમાં મળેલી બીજી સંસાર સુધારા પરિષદના કેટલાએક ઠરાવો દરેક નાતનું ધ્યાન ખેંચે તેવા છે. પરંતુ છેલ્લા ઘણા વર્ષોથી સાધારણ સમજ એમ થઈ લાગે છે કે નાત અને સંસાર સુધારો એ બે વચ્ચે કાંઈ સંબંધ હોય જ નહિ. આ સમજ બન્ને પક્ષે ભૂલ ભરેલી છે. હિંદી સંસાર સુધારા પરિષદના ઘણા જુના સમયના ઠરાવો જોતાં જણાય છે કે તેમાં પ્રથમ એમ સુચવવામાં આવતું હતું કે જે જે નાતોમાં નાતના મંડળ કે કલબ હોય તે સઘળા તરફથી તેમની નાતની સામાજિક પરિસ્થિતિ કેવી છે, તેમાં સંસાર સુધારાના વલણની શી શી હીલચાલો વર્ષ દરમિયાન થઈ, તેનો હેવાલ પરિષદમાં રજુ કરવો. આ ઉપરથી શરૂઆતમાં સં. સુ. પરિષદનું વલણ કેવું હતું તે જણાઈ આવે છે. નાતો મારફતે સુધારાના કાર્યો કરાવાતા હોય તો કરાવવા તરફ તે વખતે વૃત્તિ હશે એમ લાગે છે. પરંતુ ત્યાર પછી નાતો અનિષ્ટ છે માટે નાતો સાથે કોઈ પણ જાતનો વ્યવહાર રાખવો નહિ એવો મત ફેલાયો લાગે છે અને તેથી નાતોની અંદર કેળવણી, આરોગ્ય, કે અંતર્ગત સુધારાની કાંઈ હીલચાલ થતી હોય તે તરફ સં. સુ. પરિષદે બેદરકારી બતાવી છે એટલું જ નહિ પણ આવી કાંઈક હીલચાલોને વખોડી પણ છે. છતાંયે નાતો તો ચાલુ જ છે અને વળી સંસાર સુધારાની હીલચાલમાં આગળ પડતો ભાગ લેનાર પોતે પણ નાતોના બંધનમાં હરપળ રહેવાના ચાલુ જ છે. આ રીતે નાતો અને સં. સુ. વચ્ચે કોઈ સંબંધ જ નથી એમ કહી આંખ મિચામણા કરવા તે ઠીક નથી. નાતો ભલે અનિષ્ટ હોય, અને હાલની રીતે તો તે અનિષ્ટ અને નુકશાનકારક પણ છે જ, તોપણ તેને કેવળ અવગણીને કે વખોડીને કામ લેવા કરતાં કાંઈક બીજી રીતે લેવાય તો ઠીક.

**छेल्ली परिषदे करेलो ठराव.**

નાતો તરફથી થતી ઉપયોગી હીલચાલો ધ્યાનમાં લઈને નડીયાદમાં મળેલી સં. સુ. પરિષદે એવો ઠરાવ કર્યો છે કે જુદીજુદી નાતો તરફથી થતી કેળવણી, આરોગ્ય, વગેરે સંબંધી ઉપયોગી હીલચાલો આવકારદાયક છે, પરંતુ તે સાથે તેમને એ વાત ધ્યાનમાં રાખવા વિનંતી છે કે આવી કોઈ હીલચાલથી નાતનાં બંધનો વિશેષ દૃઢ થાય નહિ. આ નાનીસરખી સૂચના બહુ

આનો અર્થ એમ નથી કે જુદી જુદી નાતોવાળાને આવાં લગ્નો સ્વીકારવાની ફરજ પાડવી. આવું કોઈ લગ્ન થયું હોય અને નાતના મોટા ભાગને પસંદ ના પડે તો તે માણસને નાત બહાર મૂકી શકાય. આ ખરડો કોઈને પણ કશી જાતની ફરજ પાડતો નથી. પણ કોઈ માણસને પરનાતમાં લગ્ન કરવું હોય તો તેને કાયદેસર તરીકે સ્વીકારવાનો આ ખરડાનો હેતુ છે. આવા ખરડા સામે કોઈને પણ વાંધો હોવો જોઈયે જ નહિ. આ ખરડો નાતોની સ્વતંત્રતા કે સત્તા ઉપર તરાપ મારતો નથી. પણ ફક્ત વ્યક્તિને અમુક તરેહની સ્વતંત્રતા આપવા માટેનો છે. કોઈ ઉદાર મનવાળી નાતતો આનો લાભ પણ લઈ શકે તેમ છે. દાખલા તરીકે આપણી નાતની કોઈ વ્યક્તિને ધારો કે કોઈ નાગર વ્યક્તિ સાથે લગ્ન કરવું છે. અને આ નાગર વ્યક્તિ આપણી નાતમાં આવે તેમાં કોઈને વાંધા જેવું લાગતું ના હોય તો નાત તેની સામે કાંઈ પગલાં લે નહિં અને આ રીતે નાતમાં એક સારી વ્યક્તિનો વધારો કરે. આ પ્રમાણે આ કાયદાનો લાભ ઘણી નાતો લઈ શકે, આ સઘળું જોતાં આપણે તો આ કાયદાના સિદ્ધાંત તરફ સહાનુભૂતિ દર્શાવવી જોઈએ.

**ટ્રસ્ટ ફંડ.** સ્વ. દિ. બા. અંબાલાલજીના પ્રયત્નથી આપણી નાતના હિત માટે એક ટ્રસ્ટ ફંડ ઉભું થયું હતું. પરંતુ છેલ્લા ઘણા વર્ષોથી તે સબંધનો ઉત્સાહ આપણામાં મંદ પડી ગયો હતો. તે એટલે સુધી કે પાંચ સાત વર્ષથી તેમાં ખાલી પડેલી ટ્રસ્ટીઓની જગાઓ પણ પુરવામાં આવી નહોતી. તથા છેલ્લાં કેટલાએ વર્ષોથી તેનો હિસાબ કે હેવાલ પણ બહાર પડ્યો નથી. જાહેર ફંડોમાં આવું અંધેર ચાલે તે તેના કાર્યવાહકોને કે નાત સમસ્તને પણ શોભા ભર્યું નથી. પરંતુ હવે આ તરફ અમદાવાદના પંચનું ધ્યાન દોરાયુ છે તે સંતોષકારક છે. સ્વ. રા. બા. કેશવલાલ હીરાલાલના પુત્રોએ દોઢ હજાર રૂપીઆની ઉદાર બક્ષિસ આ ફંડને આપી તેથી આ સબંધમાં વિશેષ ધ્યાન દોરાયું હતું. અને ગયા નવેંબરમાં અમદાવાદનું પંચ એકઠું મળ્યું હતું તેમાં ત્રણ ટ્રસ્ટીઓની ખાલી પડેલી જગ્યાઓ પુરવામાં આવી હતી. રા. બુલાખીદાસ ગંગાદાસ, રા. જીવણલાલ વ્રજરાય, અને રા. જીવણલાલ હરિપ્રસાદ, આ ફંડના ત્રણે નવા ટ્રસ્ટીઓ નિમાયા છે. આ ત્રણે ગૃહસ્થો મળીને આ ફંડના હેતુ બર આણશે, એમ આશા છે. આમોદના ટ્રસ્ટીની ખાલી પડેલી જગા પૂરવા માટે અમે આમોદના પંચને વિનંતિ કરીએ છીએ. અને જો યોગ્ય મુદતમાં તેમ ના થાય તો ટ્રસ્ટની કલમ અનુસાર બાકીના ટ્રસ્ટી સાહેબો આ જગા પુરી લેશે, એમ આશા.

રાખીએ છીએ અમદાવાદમા આ પત્ર મળ્યુ હતુ તે સમયે બીજા નાના નાના ફડોના હિસાબોની માગણી થઈ હતી, તે ખરેખર છે ભવિષ્યમા આ હિસાબો યોગ્ય સમયે બહાર ના પડયા હોય તો કારભારીઓને તેની યાદ આપવાનુ કામ બ્ર ક્ષ ત્રિમાસિકના તંત્રીને સોંપવામા આવ્યુ છે અમે આશા રાખીએ છીએ કે આવા ફડોની યાદી તથા કારભારીના નામ અમદાવાદ પચના મત્રી આ પત્ર તરફ મોકલશે અમદાવાદ પચે રા બા કેશવલાલના પુત્રોને તેમની બક્ષિસ માટે અભિનદન આપ્યુ છે તે યોગ્યજ કર્યુ છે અમે આશા રાખીએ છીએ કે અન્ય ગામોના પચોએ પણ તેમ કર્યુ હશે

**शारीरिक बळ.**

શરીરબળને કેટલીએક વાર પશુબળ કહીને ઉતારી પાડવામા આવેછે પરતુ શરીરબળથી પણ કેટલી ઉત્તમ બાબતો સાધી શકાય છે તેનો દાખલો હમણાજ પુરી થયલી લડાઈ આપેછે અગ્રેજ પ્રજા અને બીજા મિત્ર રાજ્યોએ પૃથ્વિ ઉપર સ્વતત્રતાનુ સામ્રાજ્ય પ્રવર્તાવવા માટેજ લડાઈમા ઝપલાવ્યુ અને શરીરબળથીજ અથવા લડાયક બળથી વિજય મેળવ્યો આ રીતે પશુબળ પણ, ગરીબની વ્હારે ધાવામા ન્યાયનુ સ્થાપન કરવામા સ્વમાનની જાળવણીમા, કામ લાગેછે આ શરીરબળની ખીલવણી તરફ આખી હિન્દી પ્રજાનુ ધ્યાન અને પ્રજાના એક અગ તરિકે આપણી નાતનુ ધ્યાન રોકાવુ જોઈયે આ શરીરબળની ખીલવણી માટે ખુલ્લી હવામા રમતો અને કસરતો થવી જોઈએ તેથી શરીરબળ અને સામાન્ય આરોગ્ય પણ સુધરશે ક્રીકેટ ફુટબોલ અને ટેનીસ અથવા તો દેશી રમતો જેવી કે [illegible] વળી ચાલે ફરવા જવાનુ કામ તો છોકરાઓની ટુકડીઓ પોતાની મેળે કરી શકે અમદાવાદના રહેવાશીઓ સરખેજના રોજે અડાલજની વાવ, વગેરે જગ્યાઓ ચાલીને જોવા જવા માટે રજાઓમા ટુકડીઓ ગોઠવી શકે જેમ ક્રીકેટ મેચ બપોરે એક બે વાગેથી શરૂ કરવામા આવેછે, તેમ નીશાળામા સવારે પણ ગોઠવવી જોઈએ દરેક માબાપ પણ પોતાના છોકરા પાસે અમુક કસરત તો કરાવવીજ જોઈયે હિન્દ રક્ષા સૈન્યમા ગત વર્ષે નવ યુવકો જોડાયા હતા, અને આ વર્ષ બીજા પાચ જણાએ અરજી કરેલી છે તે ઘણીજ સારી વાત છે, પણ સખ્યા કાંઈ સતોષકારક કહેવાય નહિ ઓછામા ઓછા પચીસ યુવકો તો આપણી નાતમાથી નીકળવાજ જોઈએ આ યુવકો ખરેખર ડ્રીલ શીખે તો બીજા નિશાળીયાઓને ફરજીઆત ડ્રીલની તાલિમ આપી શકે યુવતીઓએ પણ પોતાને હાથેજ કામ

કરવાની વૃત્તિ રાખવી, અને તે ઉપરાંત ખુલ્લી હવા મેળવવા માટે ફરના મંદિરે દર્શન કરવાનો કે બાગ વગેરે સ્થળે ફરવા જવાનો નિશ્ચય રાખવો જોઈએ. શરીરની કસોટી અને ખુલ્લી હવાનો જે લાભ લેવાશે તો શરીર જરૂર સુધરશે અને દવા પીવી મટશે.

**અભિનંદન.**

આ વર્ષે સરકાર તરફથી બક્ષવામાં આવેલા માનચાંદની લ્હાણીમાં આપણા જ્ઞાતિબંધુ શ. **ચીમનલાલ હરિલાલ સેતલવાડને સર-નાઈટનો** ખીતાબ આપવામાં આવ્યો છે. સર સેતલવાડની જાહેર સેવા જાણીતી છે. તેઓ ઘણું થોડા બોલા છે તેથી તેઓ શું લોકસેવા કરે છે તેથી ઘણા અજાણ રહે છે. **સર સેતલવાડ** કેળવણી પ્રકરણના ખાસ અભ્યાસી છે. તેઓ મુંબઈ યુનિવર્સિટીના વાઈસ ચેન્સેલર છે અને તે હોદ્દાની રૂએ ઘણી જ ઉપયોગી જન-સેવા કરે છે. મુંબઈ સરકારે સર ચીમનલાલને કામ ચલાઉ **એડવોકેટ જનરલ** નીમ્યા છે. એક જ્ઞાતિબંધુને આમ બે માન સાથે મળવાં તેને માટે તેમને જ્ઞાતિ સમસ્ત તરફથી અભિનંદન આપીએ છીએ.

ભરૂચ અને ભરૂચ જીલ્લાની ન્હાની મ્હોટી દરેક લોકોપયોગી હીલચાલમાં તન-મન અને ધનથી મદદ આપનાર **રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજીને રાવ બહાદુરનો** ખીતાબ એનાયત કરવામાં આવ્યો છે તે બદલ તેમને મુબારકબાદી આપીએ છીએ. **રા. બ. મલજી** ભરૂચ જીલ્લાની સહકારી મંડળીઓનાં ઑનરરી ઓર્ગેનાઈઝર તરીકે છેલ્લાં બે વર્ષથી કામ કરે છે અને હાલમાં આપણી જ્ઞાતિની સહકારી મંડળી તેઓએ સ્થાપી છે.

**સર સેતલવાડ** અને **રા. બ. મલજી** વધુ સ્પષ્ટ હીતના કામો કરી સરકાર તેમજ પ્રજા સમસ્તમાં વધુ કીર્તિ સંપાદન કરે એમ અમે ઈચ્છીએ છીએ.

ભરૂચ બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ-કેળવણી કમિટી તા. ૧-૧-૧૯૧૫થી ૩૧-૧૨-૧૭ સુધીનો હિસાબ તેમજ અમદાવાદના બ્રહ્મક્ષત્રિય ટ્રસ્ટ ફંડના સંવત ૧૯૬૮-૧૯૬૯ ના હિસાબ અમને મળતાં તે આ અંકમાં પ્રકટ કરવામાં આવ્યા છે અને સદરહું હિસાબ અમને મોકલવા બદલ રા. મુકુંદરાય આત્મારામ અને રા. પ્રાણશંકર લલ્લુભાઈનો ઉપકાર માનીએ છીએ.

नातना वृद्धो ए नातनुं धन छे — નાતના વડા એ નાતનું ધન છે તેઓ અનુભવના ભંડાર છે તેઓએ અત્યાર સુધીની ન્યાતની કીર્તિ જાળવી છે અને તેથી વધારે તો તેઓ નાતના ઉત્સાહ પૂર્ણ, ઉછરતા લોહીના યુવક વર્ગ ઉપર યોગ્ય અંકુશરૂપ છે આવા ત્રણ વૃદ્ધ વડીલો ત્રણ માસમાજ અમદાવાદની નાતે ગુમાવ્યા છે તે બનાવ ઘણોજ શોકજનક લેખી શકાય

**त्रण खेदजनक अवसान.**

**રા. બ. નરસિંહલાલ રેવાદાસ** લગભગ ચોર્યાસી વર્ષની પાકી ઉમરે દેવલોક પામ્યા છે તેઓ સર્વત્ર "નરસીલાલ મામલતદાર" તરીકે વધારે જાણીતા હતા છેક નાની ઉમરે નાના પગારથી નાની પાયરીની જગાએ રહીને તેઓ ખંત હોશીયારીથી અને આત્મબળથી આગળ વધ્યા હતા લાંબા વખત સુધી તેઓ દસક્રોઈના મામલતદાર હતા. અને અમદાવાદ શહેરની પહેલી ઈનકમટેક્ષ સર્વે તેમણે પોતેજ કરી હતી વળી અમદાવાદની મ્યુનિસિપાલિટીમા શરૂઆતના લાંબા સમય સુધી તેઓ સરકાર તરફથી નિમાયલા સભાસદ હતા, અને ત્યાંના કાર્ય વ્યવહારમા, તેમનો અનુભવ અને કાર્યસાધકપણું ઘણા ઉપયોગી થઈ પડયા હતા નાતના કામકાજમા પણ તેઓ બહુ સારો ભાગ લેતા હતા, અને ઘણા કુટુંબો ખત ખતની સલાહને માટે તેમની પાસે જતા હતા નાતના ઘણા કુટુંબ કલહોનો સારી સલાહથી તેમણે નિકાલ આણેલો છે નાતના ટ્રસ્ટ ફંડના તેઓ ટ્રસ્ટી હતા, તથા અમદાવાદમા ભરાયલી છઠ્ઠી બ્ર. ક્ષ. પરિષદની સ્વાગત સભાના તેઓ પ્રમુખ હતા નોકરી ઉપરથી ફારેગ થયાને ત્રીસ વર્ષ થઈ ગયા હતા તોપણ શહેરની અંદર તેમની લાગવગ છેક સુધી ઘણીજ હતી આવા એક અનુભવના ભંડારરૂપ પુરુષના અવસાનથી આપણી નાતને ખોટ પડશે

સ્વ. ડૉ. **મણીલાલ ગંગાદાસ દેસાઈના** મરણથી પણ નાતને ઘણી ખોટ ગઈ છે તેઓ ૨૨ દિ બા. ગણપતરાવના ભાણેજ હોઈને ઉચ્ચ કેળવણી તરફ આકર્ષાયા હતા દાક્તરનો અભ્યાસ કરવા જઈને એમણે એ કાળમા ઘણોજ સારો દાખલો બેસાડયો હતો વળી જુની પ્રણાલિકાઓનો ત્યાગ કરવાની હિંમત તેમણે અન્ય ક્ષેત્રોમા પણ બતાવી હતી તેનો એક નાનો સરખો દાખલોજ લઈયે તો આજથી લગભગ પીસ્તાળીસ વર્ષ ઉપર તેમણે માથા ઉપર વાળના ગુચ્છા રાખ્યા હતા આની સામે ઘણા લોકોએ સખ્ત નાપસંદગી દર્શાવી હતી, તેનો જવાબ હાલમા તો કોઈને આપવોજ નહિ પરંતુ તે સમયમા એ વાત ઘણી મોટી ગણાતી હતી, અને

આ નાના દાખલાથી તેમના મનનું વલણ જોઈ શકાતું હતું. દાક્તર તરિકે તેમણે આપણી નાતની ઉપયોગી સેવા બજાવી હતી અને સુરત, ભરૂચ તથા અમદાવાદમાં તેમણે ઘણા ક્ષત્રિય કુટુંબોને વૈદક સલાહ આપીને વારંવાર મદદ કરેલી છે. આ સંબંધમાં અમે એક વાત અમે ખાસ નોંધીયે છીયે. આપણી નાતમાં નાતના દાક્તરો ઘણા મદદરૂપ થઈ પડે છે. નાની સરખી નાતમાં અત્યારસુધી દાક્તરોએ બહુજ લાગણીથી અને નિસ્સ્વાર્થપણે મદદ કરી છે. ઘેર આવવાની ફી લીધા સિવાય નાતમાં જે બોલાવે તેને ત્યાં ગમે તે સમયે જવું તે કાંઈ થોડી મદદ નથી. વળી આવી જાતની મદદથી અને વારંવાર સલાહ પૂછી શકાય તેવી સગવડથી આપણી નાતમાં માંદાની માવજત ઘણી જ સારી રીતે કરવાની ટેવ પડી છે, એમ અમે કહીયે છીયે. ડૉ. મણીલાલના વખતથી આ જાતની પ્રથા પડી છે, અને તે માટે તેમનો અને તેમની સાથેનાઓનો ઉપકાર આખી નાતને માનવો જોઈયે. પેન્શન ઉપર આવ્યા પછી પણ સ્વ. ડૉ. મણીલાલ પોતાના વૈદક અનુભવનો લાભ નાતને આપતા હતા. વળી ગુ. વર્નાક્યુલર સોસાઈટીમાં પણ તેઓ ઉલટથી ભાગ લેતા હતા. અને તેની કારોબારી સભાના સભાસદ હતા તથા તેને અંગે વૈદક પુસ્તકો તથા ભાષણોની યોજનામાં તેઓ સારી મદદ આપતા હતા. આવા એક ઉપયોગી જીવનનો અંત આવવાથી આપણને ઘણી ખોટ પડશે.

રા. બ. સાકરલાલ નભુલાલ દેસાઈ, અમદાવાદ મ્યુનિસિપાલિટીના ઑનરરી ફર્સ્ટક્લાસ મૅજીસ્ટ્રેટ તરિકે હમણા હમણા વધારે જાણમાં આવ્યા હતા. તેઓ પણ છેક નાની પાયરીથી આપબળે ચઢીને મામલતદાર થયા હતા. અને સરકારે તેમના ઑ. ફ. મૅજીસ્ટ્રેટના કાર્યની કદર કરી રાવબહાદુરનો ખીતાબ આપ્યો હતો.

આ ત્રણે વડીલોના મૃત્યુથી નાતને ખોટ ગઈ છે. ઈશ્વર એમના આત્માને શાંતિ આપો તથા એમનાં સગાંવહાલાંને આ મરણના ઘા ખમવાની શક્તિ આપો એટલી પ્રાર્થના છે.



## ज्ञातिना खबर अंतर.

### નિમણુંકો, ફેરબદલીઓ વગેરે.

—રા. ચીમનલાલ હરીલાલ સેતલવાડ ને સરકાર તરફથી સર-નાઈટનો ખીતાબ આપવામાં આવ્યો છે અને મુંબાઈના માન ધરાવતા ઍડવોકેટ જનરલ નીમવામાં આવ્યા છે.

—રા. સા. અંબારામ ઉત્તમરામ મહેતાને સરકાર તરફથી રાવબહાદુરનો ખીતાબ આપવામાં આવ્યો છે.

—પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર પુના ડેક્કન કૉલેજના આસિસ્ટન્ટ પ્રોફેસરના હોદ્દા ઉપરથી પ્રોફેસર ઑફ હીસ્ટ્રી અને ઈકોનોમી તરીકે નીમાયા.

રા. પ્રાણલાલ નરપતરામ દેસાઈ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરનો પગાર વધી રૂ. ૧૭૫ થયો છે.

—રા. સાકરલાલ દેવાભાઈ અનમોલ બી. એ. એલએલ. બી.નો પગાર (મુંબઈમાં મેસર્સ એમ. નગરજીની પેઢીમાં) વધી રૂ. ૧૭૫) થયો છે.

—રા. રમણિકલાલ ત્રીકમલાલ વાખારીયા અને રા. ઈશ્વરલાલ ચંદુલાલ ઠાકોર મુંબઈની એક વેપારી પેઢીમાં રૂ. ૬૫) અને રૂ. ૭૫)ના પગારથી જોડાયા છે.

—રા. માણેકલાલ પ્રાણસુખરામ ઠાકોરની મુંબઈની બ્રીટીશ ઇંડીયા સ્ટીમ નેવીગેશન કંપનીની ઑફીસમાં કામ ચલાઉ નિમણુંક થઈ છે.

રા. પ્રાણલાલ નરભેરામ ઠાકોર અમદાવાદની એક મીલમાં રૂ. ૧૦૦)ના પગારથી સેક્રેટરી નિમાયા છે.

—રા. ચંદુલાલ વજુભાઈ દેસાઈ માસિક રૂ. ૫૦)ના પગારથી અમદાવાદના મ્યુનિસિપલ મૅજીસ્ટ્રેટ થયા છે.

—અમદાવાદની બી. જે. મેડિકલ સ્કુલમાં આ વર્ષે જ્ઞાતિના ત્રણ વિદ્યાર્થીઓ દાખલ થયા છે. વિષ્ણુપ્રસાદ ગોવિન્દલાલ વાખારીઆ, ચન્દ્રપ્રસાદ હરિપ્રસાદ દેસાઈ અને માર્કંડ કૃપાશંકર દેસાઈ.

—રા. ઠાકોરલાલ મણિલાલ ઠાકોરે સેકંડ ડિપાર્ટમેન્ટલ પરીક્ષા પાસ કરી છે.

—ગં. સ્વ. બ્હેન પદ્માવતિને રૂા. ૧૦)નું ઈનામ સ્ત્રી-બોધમાંના ઈનામી નિબંધની હરિફાઈમાં મળ્યું છે.

—રા. મંજુલાલ ગોપાળરામ દેસાઈ સુરત જીલ્લામાં કરોદ સ્કુલમાં આસિસ્ટંટ માસ્તર તરિકે નીમાયા છે.

—રા. ચીમનલાલ રતનલાલ દેસાઈની માસિક રૂા ૧૦૦)ના પગારથી બસરાની પોસ્ટ ઑફિસમાં બદલી થઈ છે.

—આમોદ બ્રહ્મક્ષત્રિય પંચને ગં. સ્વ. લલીતા વેણીલાલનું ઘર બક્ષિસ તરિકે મળ્યું છે.

## जाहेर जीवन.

—દીલ્હીમાં મળેલી કૉન્ગ્રેસમાં ભાગ લેવા રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ, સૌ. ધનવિદ્યા દેસાઈ, ચિ. નિર્મળગૌરી ગીરધરલાલ, સૌ. ઈન્દુમતિબ્હેન અને ગં. સ્વ. બ્હેન પદ્માવતિ ગયાં હતાં.

—દીલ્હીની કૉન્ગ્રેસના એક સેક્રેટરી તરીકે રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈએ ઘણા ઉત્સાહથી કામ કર્યું હતું.

—નડીયાદમાં મળેલી રાષ્ટ્રીય પરિષદમાં રા. જીવનલાલ વ્રજરાય દેસાઈ, રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, રા. મણીલાલ પ્રાણલાલ સેતલવાડે અને સંસાર સુધારા પરિષદમાં ઉપરના ઉપરાંત રા. મોતીલાલ અમુલખરાય, રા. હરરાય અમુલખરાય, રા. પ્રીતમરાય વ્રજરાય, સૌ. જયવતિ વ્રજરાય વગેરેએ ભાગ લીધો હતો.

—ડૉ. ચંદુલાલ મણીલાલ દેસાઈ તથા કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોર શુક્લતીર્થમાં રહી લોકસેવા કરવા નિશ્ચય કર્યો છે.

—સર-ચીમનલાલ હરીલાલ સેતલવાડે અમદાવાદ શાંતિભુવન થીએટરમાં અને રા. હરરાય અમુલખરાયે ગુજરાતના જુદાં જુદાં સ્થળોએ લડાઈ સંબંધી ભાષણો મૅજીક લૅન્ટર્નની મદદથી આપ્યા હતા.

—અમદાવાદ સમાજસેવા વૉલંટીયર કોરમાં આપણી જ્ઞાતિના ઘણા યુવકો જોડાયા છે.

—ગુજરાતની સહકારી મંડળીઓના સેક્રેટરીઓનો ટ્રેનિંગ ક્લાસ ભરૂચમાં ઉઘાડવામાં આવ્યો હતો જેમાં રા. બા. અંબાશંકર ઉત્તમરામ મલજી અને રા. સા. ગુણવંતરાય હીરાલાલ દેસાઈએ ભાષણ આપ્યાં હતાં.

# अमदावाद ज्ञातिपंचनी सभा.



અમદાવાદ ન્યાતના પંચની સભા તા. ૧-૧૨-૧૮ને રોજ મળી હતી તે પ્રસંગે નીચે પ્રમાણે મુખ્ય કામ થયાં હતાં. (૧) રા. કેશવલાલ હીરાલાલના પુત્રોએ તેમના માતાપિતાના મરણ પાછળ ન્યાતવરા બંધ કરી ટ્રસ્ટ ફંડને રકમ બક્ષીસ આપી તે બદલ ધન્યવાદ આપવાનું. (૨) ટ્રસ્ટ ફંડના મરણ પામેલા ટ્રસ્ટીઓની ખાલી જગ્યાએ નવી નીમણુંક કરવાનું અને (૩) ન્યાતના નાના મોટાં ફંડોના હીસાબ સંબંધી તપાસ કરવાનું.

પ્હેલા ઠરાવના સંબંધમાં કેટલોક વખત ગરમાગરમ વાદવિવાદ ચાલ્યો હતો અને છેવટે મત લેવાતાં ફક્ત રા. છોટાલાલ હરીલાલ ઠાકોર એકલાએજ વિરૂદ્ધ મત આપ્યો હતો અને રા. ઈશ્વરલાલ વજરાય દેસાઈ બી. એ. એલ. એલ બી. તેમજ બીજા બેએક ગૃહસ્થોએ મત આપવા ના પાડી હતી તે શિવાય બધાએ તરફેણમાં મત આપ્યા હતા તેથી ઠરાવ વધુ મતે પસાર થયો હતો.

મરણ પામેલા ટ્રસ્ટીઓની ખાલી જગ્યાએ રા. જીવનલાલ વજરાય દેસાઈ, રા. બુલાખીદાસ ગંગાદાસ અને રા. જીવનલાલ હરિપ્રસાદ દીવાન નીમાયા છે.

ફંડોના હીસાબનો પ્રશ્ન નીકળતાં રા. જીવનલાલ પ્રાણજીવનદાસ લાખીઆએ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ તરફથી અને રા. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઈએ પોતાના તરફથી ખુલાસો રજુ કર્યો હતો તે ઉપરથી એમ સમજાતું હતું કે રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ જ્યારથી સેક્રેટરી નીમાયા ત્યાર પછી હીસાબ રજુ થયો નથી. કેટલાક લોકો એમ પણ વાત કરતા સંભળાતા હતા કે એમણે ચાર્જ લીધો ત્યાર પછી લોનોનાં વ્યાજ પણ ઉઘરાવ્યાં નથી અને કેટલાંક વગર ઉઘરાવેલાં વ્યાજની ત્રણ વર્ષની મુદત પણ થઈ ગઈ છે. વળી ટ્રસ્ટ ફંડ

તરફથી ન્યાતના વિદ્યાર્થીઓને ચોપડીઓ આપવામા આવતી હતી તે પણ આપવામા આવતી નથી આ ગેરવહીવટ અને નુકસાની બદલ ટ્રસ્ટીઓ સામે કાઈ કાયદેસર પગલા લઈ શકાતા હોય તો તે લેવાને વકીલ સુવાનીઓ ખર્ચને માટે ફંડ એકઠુ કરવા વિચાર કરેછે એમ સમજાય છે પણ આશા છે કે એનુ સંતોષકારક સમાધાન આવશે

નાના ફંડોની બાબતમા એમ ઠરાવ થયો હતો કે જે ફંડોના હીસાબ બહાર પાડવાનો વખત થઈ ગયા છતા હીસાબ બહાર પડ્યો ના હોય તો બ્ર ક્ષ ત્રિમાસિકના તંત્રી ફંડના કારભારીઓને તે બહાર પાડવા વિનતિ કરવી, અને તે પછી પણ બહાર ના પડે તો પંચને વાત જાહેર કરવી

આશા છે કે ફંડવાળી નકલો ત્રિમાસિકના તંત્રીને મોકલશે તથા જનાં ફંડો અને કારભારીઓની યાદી પણ તેમજ મોકલશે

—o—

## જન્મ.

| | | | | |
|---|---|---|---|---|
| સૌ૦ હંસગૌરી પ્રાણલાલ દિવાન | ને | પુત્ર | | મુબઈ |
| ,, શારદા બાબારાવ દેસાઈ | ,, | પુત્રી | ૯ | ,, |
| ,, મણીગૌરી રમણીકલાલ ઠાકોર | ,, | , | | ભરૂચ |
| ,, ચંદ્રમણી જયંતિલાલ ઠાકોર | ,, | પુત્ર | | ,, |
| ,, સન્મુખગૌરી નરહરિલાલ | ,, | પુત્રી | | અમદાવાદ |
| અ સૌ પાર્વતી હરિપ્રસાદ પરમોદરાય | , | ,, | | ,, |
| સૌ૦ ધનલક્ષ્મી સાકરલાલ ધીરજરામ | , | પુત્ર | | વડોદરા |

—•—

## મરણ.

| | ઉ. વ. | રોગ | સ્થળ |
|---|---|---|---|
| સૌ૦ ગીરાગૌરી ચીમનલાલ | ૨૩ | ન્યુમોનીયા | પુના |
| ચંદુલાલ વીઠુલરાય | ૮૦ | ઘડપણ | અમદાવાદ |
| ગં. સ્વ. હરિગંગા | | ,, | ,, |
| હરિપ્રસાદ પરમોદરાય | ૨૯ | ન્યુમોનીયા | ,, |
| નરસિંહલાલ રેવાદાસ | ૮૦ | ઘડપણ | ,, |
| માગીલાલ ગંગાદાસ | ૬૫ | | ,, |
| સાકરલાલ નભુલાલ | ૭૦ | | ,, |
| અજીતરાય ચંદુલાલનો બાળક પુત્ર | ૩ | | ,, |
| ગં. સ્વ. ગોદાવરી | ૮૦ | | ભરૂચ |

## બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક મંડળ:

——:૦:——

પ્રમુખ—રા મણીલાલ અજીતરાય ઠાકોર બી એ

સભ્યો—રા વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી એ

રા કાન્તિલાલ ભોગીલાલ દેસાઈ

રા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ બી એ, એલએલ બી, તંત્રી.

રા જીવનલાલ માધવલાલ ઠાકોર, પ્રકાશક.

સૂચના—ત્રિમાસિક સબંધી સર્વે પત્રવ્યવહાર

પ્રકાશક—"બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, ગાયવાડી, ગીરગામ, મુંબઇ" ને સરનામે કરવો

——:૦:——

જ્ઞાતિની કોઈપણ નિરાધાર સ્ત્રી યા પુરૂષ અથવા કોઇ પણ વિધવા બાઈને પોતા માટે અથવા પોતાના સંતાનની કેળવણી વગેરે માટે કંઇ પણ મદદ લેવી હોય તો આ પત્રની ઓફીસમા A "અ" ને સરનામે લખવું..

☞ પત્રવ્યવહાર તદ્દન ખાનગી રહેશે.

અ c/o.

બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઓફીસ.

ગાયવાડી, ગીરગામ-મુંબઇ

—— ૦ ——

### ઉત્તમ કવિતા માટે ઇનામ.

ત્રિમાસિકના ૧૯૧૮ના જુલાઈથી એપ્રીલ ૧૯૧૯ સુધીના ચાર અંકોમા પ્રસિદ્ધ થયેલી કવિતાઓમાથી, જે ઉત્તમ હશે તેને ઉત્તમતાના અનુક્રમે ઇનામો આપવાનુ એક ગૃહસ્થે વચન આપ્યુ છે રૂ ૪, ૩, ૨, ૧ ના અનુક્રમે ચાર ઇનામ આપવામા આવશે. નાતના દરેક ઉમરના સ્ત્રી પુરૂષો માટે આ હરીફાઈ ખુલ્લી છે આજના અંકમા છપાયેલી બધી કવિતાઓ ઇનામી છે.

——:૦——

# એક નવીન જાતનું ઘી



## તેના આશ્ચર્યકારક ગુણો

હિમાલય પર્વતના પ્રદેશના જંગલોમાં થતા 'મોહટ' વૃક્ષને મળતી જાતના ઝાડના બીયામાંથી એક પ્રકારનું ઘી તૈયાર કરવામાં આવે છે અને એ ઘીમાં આશ્ચર્યકારક ગુણો રહેલા હોવા છતાં તેની શોધખોળ કરીને અત્યાર સુધીમાં તેનો લાભ જનસમૂહને કોઈપણ શોધકે આપેલો નથી એ ઘી દરાજ તથા ખરજવા ઉપર માલીસ કરવાથી ચોવીસ કલાકમાં ફાયદો કરે છે અને નવાઈ જેવું તો એ છે કે તેથી કપડાં બીલકુલ ખરાબ થતાં નથી માથાના દુખાવા ઉપર માલીસ કરવાથી તાત્કાલીક આરામ થાય છે અને બીજા લાભોનો ઉપયોગ કરવાની જરૂર રહેતી નથી શરીરના કોઈપણ ભાગ ઉપરની વેદના, કળતર કે સાંધાઓના દુખાવા ઉપર માલીસ કરવાથી તે વિજળીના વેગે આરામ કરે છે મોઢા ઉપરના ખીલ ફોલ્લીઓ અને ચામડી ઉપરના ડાઘ ઉપર માલીસ કરવાથી તાત્કાલિક રૂપે તે દૂર થાય છે નકામા કેશ કાઢી નાખ્યા પછીથી તે જગ્યાએ આ ઘી માલીસ કરવાથી ફરી વાળ મરણ સુધી કદી ઉગતા જ નથી ખસ ખુજલી ગડગુમડ, ફોલ્લીઓ અને ઘા ઉપર મસળવાથી તાત્કાલિક રૂપે આરામ થાય છે લગભગ એક હજાર માણસો ઉપર અજમાવ્યા પછીથી આશ્ચર્યકારક ગુણો બનાવનારની જાહેરને લાભ આપવાને ખાત્રી કરવામાં આવેલ હોવાથી તેનો દરેકે અવશ્ય લાભ લેવો જોઈએ ડાકટરો "મુકુલ" એ નામથી તેને ઓળખે છે અને તેની એક ડબ્બીની કીંમત ફક્ત રૂ ૧-૮-૦ છે તે મુંબઈમાં જાહેર ખબર દ્વારા પાર્સલ મારફત હિંદુનાદી ડીપોમાં મળે છે આ મનાઈ હિન્દુસ્થાનમાં કોઈપણ વેપારીને ત્યાં વેચાતા મળતી ન હોવાથી હિંદુનાદી ડીપોમાંજ પત્ર લખીને મંગાવી લેવી

# વખત અને પૈસાનો બચાવ કેમ કરવો?

"A good Dress is a letter of Recommendation."

## સારો પોશાક એ એક ઊત્તમમાં ઊત્તમ ભલામણપત્ર છે.



મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો?

"જો તમને તમારા વખત અને પૈસાનો બચાવ કરવો હોય તો એક વખત અમારી દુકાનની મુલાકાત લો; અમારે ત્યાં ઘણો જ સારો **હોઝીયરી માલ** કીફાયત ભાવે મળશે. તે જતાં કોઈ પણ જાતની ગ્રાહકોને છેતરાવવાની મુદ્દલ ધારની નથી; કેમકે અમારે ત્યાંથી લીધેલો માલ જો પસંદ નહીં પડે તો આઠ દિવસની અંદર અમે પાછો લઇ તેના પૈસા પાછા આપીએ છીએ, તેમજ બદલી આપીએ છીએ; અમારે ત્યાં **બધી જાતની હોઝીયરી, ગરમ તથા કૉટન અને વુલન, જેવાં કે:—ગંજીફરાક, મોજા, રૂમાલ, ખમીસો, કૉલર્સ, નેકટાઈઓ, શાલ, બ્રેઈસીસ, બચ્ચાંઓનાં ફ્રાક, હેન્ડગ્લવ્ઝ, બચ્ચાંઓનાં મોજાં** વગેરે ઘણીજ સરસ ક્વૉલીટી–અપટુડેટ મળશે.

ખાસ વિનંતિઃ—એક વખત અમારી દુકાનની મુલાકાત કરવાની ભલામણ કરીએ છીએ.

બહારગામના ઑરડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

**હાજી અબુબક્કર તાહેરમહમદ,**

**હોઝીયરી મરચંટ.**

પાંજરાપોળની સામે, ભુલેશ્વર રોડ, મુંબઈ.

# જાહેર ખબર.

અમો ચાંદો તથા "સર્ટીફીકેટ"ની સીફારસો કરી ગ્રાહકોને લાલચમાં નાખવા માંગતા નથી પણ ઉત્તમ પ્રકારનો માલ આપી ગ્રાહકોને રાજી રાખવા એજ અમારી કું૦ નો મુદ્રા લેખ છે; **નાતાલ** વાસ્તે ભેટ આપવા લાયક તરેહવાર જાતના "ફેન્સી-બૉક્સો" તથા "ટીનો" મોટા જથ્થામાં મળશે તથા ઘરખર્ચ વાસ્તે વીણી સાફ કરેલો "મેવો" તથા "મસાલો" તથા "ઊંચી હીંગ" વગેરે મળી શકશે.

બ્હારગામના ઑર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

તરેહવાર સુકા મેવાના પાયોનીયર વેપારી

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦—જુમા મસીદ સામે, મુંબઈ.

## 'વ્હાલું હિંદુસ્થાન.'

(મ્હારી ધૂન) (ગુણવંતી ગુજરાત—એ પ્રમાણે)

વ્હાલું હિંદુસ્થાન, અમારૂં વ્હાલું હિંદુસ્થાન,
સ્વતંત્રતા મ્હાનાર, અમારૂં વ્હાલું હિંદુસ્થાન, (ધ્રુવ)

પુનિત ગંગા કાશી ક્ષેત્રે ત્યાં પણ થાતું આનું નાન,
ઋષિ મુનિ ને વિપ્રો વદતા ભારતના ગુણગાન,
અમારૂં વ્હાલું હિંદુસ્થાન,

નદી તળાવે આશ્રમોમાં પણ, પડઘા એ સંભળાય,
'હિંદીઓનું હિંદ' હવે નહિં બીજાનું કહેવાય,
અમારૂં વ્હાલું હિંદુસ્થાન,

ઉત્તર, દક્ષિણ પૂર્વ ને પશ્ચિમ ભારતનું સનમાન,
સુરેન્દ્ર સમા જ્યાં જન્મ જ થાયે તેના અમ અનાન,
અમારૂં વ્હાલું હિંદુસ્થાન,

સત્ય ગણિનું 'નંદનવનને' આ રત્નોની ખાણ,
દેશ અમારો બહુ કચડાયો, વધુ ન રગદોળાય,
અમારૂં વ્હાલું હિંદુસ્થાન,

રાષ્ટ્ર-દેવીના મંદિરમાં હિંદુ, પારસી મુસલમીન,
'સ્વતંત્ર થાશે હિંદ હમારો' ગાતા દેવી ગાન,
અમારૂં વ્હાલું હિંદુસ્થાન,

ઠાકોરલાલ છ દિવાન.

——·——

હરિશ્ચંદ્રને પ્રહ્લાદ આ સ્વર્ગે ઉભા આશિષ દે,
સત્યાગ્રહી અંતે છતે, બસ, સત્યની ફત્તેહ છે
ને દેવતાની પુષ્પ વૃષ્ટિ સ્વર્ગથી વરસી રહી,
બસી અન્તરે પ્રભુજી સંદેશ દૈવી દે કંઈ
"ઓ દેવિ, જગદંબા અને જનની અમારી ધારિણી,
પરતંત્રતાની સાંકળોથી મુક્ત થાશે ભારતી"
સત્યાગ્રહી શુણીને વદે 'જુલ્મી નહીં અહીં છતશે,'
'સ્વદેશ, સ્વદેશ ?' એ તાનથી ગાજ્યું સકલ ભારત હવે

ઠાકોરલાલ જીવણરામ દિવાન.

---

## વીર ઉદ્બોધન.

सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥

(ગીતા અધ્યાય ૨ શ્લોક પાદ ૩૨ એ ઉપરથી સુચીત)

પદ.

ધન્ય ધન્ય અવતાર, તમારો ધન્ય ધન્ય અવતાર;
અદ્વિતિય અદ્ભૂત યુદ્ધ સમયમાં, ધન્ય ધન્ય અવતાર—ટેક૦
સફળ જન્મ કરી લો વીરો, સુકૃત ફળ દેનાર—તમારો૦
સફળ જન્મ કરી લો હોવા, આ તક નહિં મળનાર—તમારો૦
વાદ્ય રણે શા વાગી રહ્યા ત્યાં, સફળ યંત્ર નિશાન—તમારો૦
તોપ ધડાકા ગાજી રહ્યા ત્યાં, ઉડી રહ્યાં વિમાન—તમારો૦
અર્જુન ભીષ્મ ભગિરથ વંશી, ક્ષત્રિય વીર કુમાર—તમારો૦
ત્યાગો સુષુપ્ત જાગો વીરો, ભારત ભીડ હરનાર—તમારો૦
વીર હાક જગાવી વીરો, ભાગો ભીડ બળવાન—તમારો૦
દેશ પોકારે "ધાઓ બ્હારે, વીર તમે આ વાર"—તમારો૦
કીર્તિ પૂર્વની સ્મરિ સ્મરિને, રચો ભાવી ઉદ્ધાર—તમારો૦
ભારત ચરણે ધરી હૃદયથી, અર્પો તનમન પ્રાણ—તમારો૦

ધીરજલાલ ચીમનલાલ.

## અમે તો હિંદ દેવીના બાળ.

અમે તો હિંદ દેવીના બાળ,
અમારી માતૃ ભુમીને ધરી વ્હાલ,
અમે પરવા કુચ્છ નહિ રાખતા,
અમે પરવા હિંદની રાખતા ૧
અમે ભણશુ ગણશુ થાશુ તેયાર
અમારી માતૃ ભુમીને લેવા,
અમે કરશુ ઉદ્ધાર અમારા દેશનો–અમે તો હિં૦–૨
હતા હતા પણ ગયા પકમા
હા ગોખલે ને દાદા જેવા
અમે થઈશુ તેમના જેવા અમે તો હિં૦–૩
સળગાવ્યો અમારા દેશને,
ગાંધી તિલક જેવાએ,
કરશુ અમે સમાપ્ત તેમનુ–અમે તો હિં૦–૪

વસંતવિલાસી

—— ૦ ——

## "શિકારીને."

રે, શિકારી નવ હણીશ તુ આ તે બાપડાને
છો એ ફરે વન વન અને કુંજની એ ઘટામા
ખુલ્યા ખેતર શીતળ છાંયે કમળા એ ફુલોનો
અધિકારી સદા એ છે ભક્ષવા મૃગ બાપડા
ત્હારી તુ તો ઝંઝર સઘળી પૂર્ણ જ એ કરે છે,
ત્હારે કાજે મધુર કમળુ મૃગ તો તુ હણે છે,
જન–હૃદય સરીખુ કઠીણ નહિ એ પશુ તોએ સુવાળુ
ઈશ્વરની આ રમ્ય છાંયે રમે એ રસિક
જેને મૃગવી મૃગને રાગે આમને તેમ ફરે,
કેવા સુદર નયન એના નિર્મળ તે આન કરે

ભરીતાં નેત્રે વજ્ર ભણી જો રહે છે નીહાળી,
તેઓએ ન જાણે વજ્ર કુરેથી ઘા થશે શું અરેરે;
ઈશ્વરની આ રમ્ય વાડી મધુર આ ઉપવનોમાં
મીઠાં ઝરણાં, શીતળ છાયામાં રહે છે મધુરાં,
એવું જીવન રસ ભર્યું જો રહે છે સદાએ;
જીંદગીની મઝા લઈને પાર જતાં સહુએ.
ત્હારૂં તે નહિ-સર્વ ત્હારૂં લ્હાણું લેવા દઈને,
ત્હારામાથી ત્હારે દેવું ના કંઈ ઉપકારે એ;
મધુરાં મૃગને કૂદવા દઈ લ્હાણું દેવું ભલેને,
"ત્હારાથી એ મધુરૂં જીવન ના અપાયે કરીને"

સૌ૦ ઈન્દુમતિ હરિપ્રસાદ દેસાઈ.

—:o:—

## " સ્ત્રીઓની તંદુરસ્તી શી રીતે જળવાય ? "

તંદુરસ્તી એ સુખનું પ્રથમ પગથીયુ છે. આપણામાં કહેવત છે કે "પહેલુ સુખ તે જાતે નર્યા." આપણું શરીર જો સારૂં હોય છે, તો આપણે આપણું ધાર્યું કરી, બધાને ઉપયોગી થઈએ છીએ. અને જો આપણે રોગી હોઈએ, તો જાતે દુઃખી થઈ, બીજાને દુઃખી કરીએ છીએ. ગમે તેવા લક્ષાધિપતિ હોય, પણ તેઓ તંદુરસ્ત ના હોય, તો તેઓ પાસે પૈસા છતાં દુઃખી અવસ્થા ભોગવે છે, અને તેમના કરતાં ગરિબ પણ તંદુરસ્ત માણસ હજાર દરજ્જે સારો ગણાય છે. અંગ્રેજીમાં કહેવત છે કે "Health is wealth." તંદુરસ્તી એજ પૈસો છે. માણસ તંદુરસ્ત હશે તો ગમે ત્યાંથી પૈસો પેદા કરી શકશે, માટે તંદુરસ્તી જાળવવાનું કામ ઘણું અગત્યનું છે.

"સ્ત્રીઓની તંદુરસ્તી શી રીતે જળવાય?" એ વિષયમાં સ્ત્રીઓની તંદુરસ્તી બગડવાના કારણોનો પણ સમાવેશ થાય છે. પ્રથમ ન્હાનપણથીજ છોકરાઓ તરફ જેટલું લક્ષ અપાય છે તેટલું લક્ષ છોકરીઓ અપાતુ નથી. તેમની શારીરિક તંદુરસ્તી તરફ પણ ધ્યાન અપાતું નથી આવા કારણોથી તેમનું શરીર મુળથીજ બગડે છે.

બીજુ—તંદુરસ્તી બગડવાનું મુખ્ય કારણ બાળલગ્ન છે હાલના જમાનામાં કોઈ સ્ત્રીને નાની અને કોઈને દાદી થવાની હોંશ હોય છે, તેથી તેઓ પોતાના પુત્ર તથા પુત્રીઓના લગ્ન કરવામાં કમ ન સમજી ઉતાવળ કરે છે, પણ પાછળના પરિણામનો કોઈ વિચાર કરતા નથી બિચારી બાળાને તેર વર્ષની કાચી વયમાં પરણાવવામાં આવે છે તેથી પાકી વય થતા પહેલા તેની સુવાવડ આવે છે, મુળથી શરીર નબળુ હોય છે તેમાં પાછી સુવાવડ ઉપરાઉપરી આવે છે, તેથી ઘણી સ્ત્રીઓને અહિથીજ ક્ષય રોગ સુવારોગ હિસ્ટીરીઆ, વિગેરે નબળાઈનાં રોગો લાગુ પડે છે અને કેટલીક સ્ત્રીઓના સુવાવડમાજ મરણ થાય છે વળી જેવુ માતાનુ શરીર હોય તેવા તેના બાળક અવતરે છે નબળી માતાના બાળક નબળાજ થાય સુવાવડમાં પણ બરોબર દેખરેખ રખાતી નથી અંધારા ઓરડામાં સુવાડવામાં આવે છે બારીબારણા બંધ રાખે છે, એટલે સારી હવા બીલકુલ ઓરડામાં પ્રવેશ કરતી નથી

ત્રીજુ—કેટલીક બ્હેનો હાથે કામ કરવામાં હલકાઈ સમજે છે હીંચકે ઝુલવામાં અને ગપાટા મારવામાં તેઓ સુખ માને છે પછી ભલે તેઓ ગરીબ હોય, અથવા શ્રીમંત હોય જ્યાં ત્યાં ચાકરો કામ કરતા માલમ પડે છે અને આથી બીલકુલ અન્ન પાચન થતુ નથી હાલમાં બધાં શ્રીમંતોનુ અનુકરણ કરવા જાય છે. (સારી બાબતોમાં નહિ) ફેશન વધી પડી છે ફલાણીએ આ લુગડું પ્હેર્યું મ્હારે તે લેઈએજ પતિની સ્થિતિ જો સારી હોય છે, તો તે આ જીદને પુરી કરે છે પણ જો તેની સ્થિતિ સારી ના હોય, તો તેનાથી તે પ્રમાણે કરી શકાતું નથી અને તેથી સ્ત્રીઓ ઘરમાં કંકાસ કરે છે, અને પોતાના તેમ બીજાના લોહી બાળે છે

ચોથુ—કેટલીક બ્હેનો ખાનામાં ઘણી અનિયમીત હોય છે ખાવાનો ચટાકો તેમને ઘણો હોય છે, ટાઢું વાસી ખાય છે તેની સાથે તીખુ અને ખાટું ખાવાનો શોખ પણ હોય છે કેટલાકને એવુ પણ હોય છે કે દુધ અને શાક વગર ચાલે પણ લીંબા મરચા વગર ના ચાલે

પાંચમુ—કેટલીક બ્હેનોના મન ઘણા નબળા અને વ્હેમી હોય છે જરાપણ દિલગીરી તેમનાથી સહન કરી શકાતી નથી સ્હેજ વ્હેમ પડે, કે કંઈ દુઃખ પડે તો તેના વિષે ખોટા વિચાર કર્યા કરે, આથી મગજ નબળુ પડી જાય છે

"બોલમા બોલમા બોલમારે રાધા કૃષ્ણ વિના બીજું બોલમા"

શેઠ વિચાર કરે છે આમા સ્ત્રીઓને કસરત સરસ મળે છે એ ગરબો થઈ રહેતા લહાણી વેચવા માડી છોકરીઓ કુદડીયો ફરે છે એક બીજાને પકડવા દોડે છે અને આનદ વિનોદ થઈ રહ્યો છે

શેઠ વિચાર કરે છે કે "આપણી સ્ત્રીઓને બીચારીઓને રમત વિનોદના પ્રસગો બહુજ જુજ છે, તેમા પાપ કરતા પાછુ જેવુ હશે તે. આવા ગરબા રચ્યા છે"

"મારુ ધાર્યું થાય તો અહીં હિંચકા બધાવુ આજ ગોકઠામા લીમડા ઉગી રહે, પાટલીયો નખાય, ચોતરો થાય અને રમત ગમતના અનેક સાધનો ઉભા કરી, આ પોળના સ્ત્રી પુરૂષોને બહુ સુખી કરૂ

"મે શેઠ પાછળ ચોર્યાશી કરી નાતો જમાડી, અને ગૌદાન, સજ્જન વગેરેમા થઈને રૂપિયા દસ હજાર ખર્ચ્યા પણ આજે જે પાચસો રૂપિયા આ પોળનુ આરોગ્ય સુધારવાના ઈચ્છાથી આપ્યા છે એનાથી મને જેટલો આનદ થયો છે, તેવો બીજા કરાથી થયો નહોતો ઉલટો કેટલાકમા તો જીવ બળતો હતો"

આ પ્રમાણે છજામા આરામ ખુરશી ઉપર પડયા પડયા શેઠ વિચાર કરે તે અને ગરબો ચાલે છે

"શેરી વળાવી સજ કરૂ ઘેર આવોને,
આગણીયે વેરૂ ફુલ, મારે ઘેર આવોને"

* * *

શેઠ કહે છે બરાબર છે, જ્યારે શેરી પધારો, આગણીયે ફુલ વેરારો, ત્યારેજ પ્રભુ અમારા ઘરોથે આવશે હમણા ગંદામા મલિનતામા, પ્રભુ કેમ આવે? અમારાથી—અમારા દેશથી—એ રીસાયલા છે

(૨)

બીજે દિવસે સવારથીજ પોળમા બધા પોતપોતાના ઘર સાફ કરવા લાગ્યા ભાગલા ટોપલા, ધમાઈ ગયેલી સાવરણીયો, નગારાના ઠાઠા, જુના બાટલા

# ગટાશેઠની પોળ.

## ઘરો અને તેની સ્વચ્છતા.

આજે દસેરા છે, છોકરાં સ્વારીની અને મેળાની વાતો કરે છે, પોળમાં ગરબો છે, તે પૂનમ સુધી ચાલવાનો છે. રાતના આઠ વાગ્યા છે, મહલા માતાને છોકરાઓએ સણગાર્યાં છે, અને શુકનના ફટાકા કાંઈ કાંઈ ફુટે છે, ગટા શેઠે આજે ચોકઠામાં પોળનું મહાજન–પંચ એકઠું કર્યું છે. ગરબાને માટે "કીટસન લાઈટ" થયું છે તે મહાજનને કામ લાગે છે.

આ મહાજન જુની ઢબનું નથી; ઘરડાની જુની આંખે નવા તમાસા જેવું છે. પોળ નાની છે, ફક્ત ચાલીસ ઘરની વસ્તિ છે, પોળની વચમાં નાનુ સરખું ચોકઠું છે. મહાજનમાં એકલા ભાયડાઓ નથી, સ્ત્રીઓ પણ નાની–મોટી–બધી; આજના મેલાવડામાં એકઠી થઈ છે.

સ્ત્રીઓ જમણી બાજુએ જાજમ ઉપર, અને પુરૂષો ડાબી બાજુના ભાગ ઉપર બેઠા છે. સ્ત્રીઓની બાજુએ છોકરીઓ સ્વયંસેવિકાઓ થઈ છે તે વ્યવસ્થા રાખે છે અને જેમ જેમ સ્ત્રીઓ આવે છે, તેમ તેમ જગા કરી આપે છે. સ્વયંસેવિકાઓએ ગઈ કાલેજ ગરબામાં બદામી રંગના સાળુઓ ગટાશેઠના વહુ લીલાવતી બ્હેને લ્હાણીમાં વ્હેંચ્યાં છે તે પહેર્યા છે. પુરૂષોની બાજુએ પણ છોકરાઓ સ્વયંસેવક છે, એમણે લશ્કરી ખાખી જીનના ડ્રેસ પહેર્યા છે

આજના મહાજનનું કામ પોળનાં ઘર, આંગણાં, અને આખી પોળ કેમ ચોખ્ખી રાખવી એ વિષે નિયમો ઘડવાનું છે. ગટાશેઠ અને લીલાવતી શેઠાણીએ રૂ. ૪૦૦) ઈનામના કહાડ્યા છે, તે આજે જાહેર થયું. ચાળીસ ઘરવચ્ચે ચારસો રૂપીયા એટલે ઘરદીઠ દસ રૂપીયા થયા. દિવાળીને દિવસે જેનું ઘર અને આંગણું સૌથી સ્વચ્છ અને સુંદર હશે, તેને પોળના છ માણસની કમિટી, પસંદ કરીને પહેલું ઈનામ રૂ. ૫૦)નું આપશે. બીજા બે ઈનામો પચીસ પચીસનાં છે. તે બીજા અને ત્રીજા નંબરને મળશે, ચારથી તેર નંબરને દસ દસના ઈનામો ઠરાવ્યા ચૌદથી તેત્રીસ નંબરને પાંચ પાંચ રૂપિયાનાં, અને બાકીનાં સાતને એક એક રૂપિયો આપવો એમ ઠર્યું ત્રાણું રૂપિયા વધ્યા તે આખી પોળ સાફ કરવાના, પાણી છાંટવાના, અને શોભાવવા

વગેરેના કામમાં ખર્ચવાનાં રાખ્યા અને આ યોજનાથી દિવાળીના દિવસોમાં આખી ગટારોડની પોળ, આ વર્ષે ઘેરઘેરથી અને ખૂણે ખૂણેથી સ્વચ્છ સુંદર અને શોભાયમાન બનાવવી એમ ઠર્યું.

પોળના લોકો કહે આ પોળ કાંઈ એકલા ગટારોઠની નથી છતા એમણે ચારસો રૂપિયા જેવી રકમ આવા કામ માટે કહાડી આપી તે માટે આખી પોળ તરફથી એમનો ઉપકાર માનવો જોઈએ અને આપણે પણ આપણી ગંજાશ પ્રમાણે આ કામ માટે ઘરદીઠ લખણી કરીને કાંઇક રકમ ઉઘરાવીયે તો દીવાળી પછી પણ આખું વર્ષ આપણી પોળ પાછી એવીને એવી ચોખ્ખી રહે, આવતા વર્ષને માટે, આ વર્ષ કેમ ચાલે છે તે જોઈ પાછા દરેરાને દિવસેજ આપણે મળશુ

તરતેજ કોઈએ કહ્યુ કે કાગળ અને લેખણ ખડીયો અહિં લાવો. ઘેર ઘેર જવા કરતા બધા અહિં ભરાયા છે તો ટીપ અહિંજ કરી નાખીએ. લખણી થવા માડી, અને તરજ રૂ ૨૦૧) થઈ ગયો. ગટારોઠે એ ટીપમાં પણ પાછા સો ભર્યા અને એ રકમો કેમ ખર્ચવી તે બાબત પછીથી વિચાર કરવા કમિટીને સોપવામા આવી કમિટી નિમવાનું કામ પણ અહિંજ કરવા દરખાસ્ત થઈ; બહુમતિથી જે છ જણ ચુંટાય, તેની વ્યવસ્થાપક કમિટી નીમાય એમ ઠર્યું શીવશંકર માસ્તરે કહ્યુ કે તમને જે પ્રમાણિક અને વિશ્વાસપાત્ર માણસો લાગતા હોય તેમને નીમજો. આ કમિટી ઈનામોનો પણ નિર્ણય કરશે અને એ જે નંબરો આપશે તે ગમે તેવા હશે તો પણ ખરા ગણાશે અને પછી કોઈ પ્રકારની ફરિયાદ સાંભળવામાં આવશે નહિ પંદર વર્ષની ઉપરનાં, છોકરા છોકરીઓને મત આપવાનો અધિકાર મળ્યો. સ્ત્રીઓને મત આપવાની, તેમજ વ્યવસ્થાપક મંડળમા ચુંટાવાની સત્તા મળી

એક કલાકમા નીચે પ્રમાણે ચુંટણીનું પરિણામ જાહેર થયું.

| | | |
|---|---|---|
| ૧. | ગટારોઠ | પ્રમુખ. |
| ૨. | સૌ લીલાવતી શેઠાણી | ઉપપ્રમુખ |
| ૩ | શિવશંકર માસ્તર | સેક્રેટરી |
| ૪ | ચંપા બહેન | સભાસદો |
| ૫. | નરેત્તમજીવન પટેલ | સભાસદો |
| ૬. | નીરંજનશંકર પુરાણી. | સભાસદો |

દીવાળી પહેલાં બે વખત પોળ સમગ્રની મિટીંગો બોલાવવી, પણ વ્યવસ્થાપક મંડળે તો હમણાં આ કામ થતાં સુધી દરરોજ મળવું એમ ઠર્યું.

બીજી પોળની સ્ત્રીઓ ગરબા માટે આવવા લાગી. મહાજનનું મુખ્ય કામ ઝડપથી અને વાધા વેચકા વગર પાર પડયું, એટલે સભા વિસર્જન કરવામાં આવી. પાથરણાં ઉપાડી લેવામાં આવ્યાં અને ગરબો શરૂ થયો.

ગટુ શેઠ અને લીલાવતી શેઠાણી ઘેર ગયા. આજે એ બન્ને જણ બપોરના આ કાર્ય માટે રોકાયા હતા. ઘેર ઘેર ફરી, ઘરો, આંગણા અને પોળ સ્વચ્છ કરવાનાં ફાયદા વિષે પુષ્કળ વાતચિત કરી આવ્યા હતા, અને તેથીજ આજનું મહાજન આવી સફાઈથી કામ કરવા-શક્તિવાન બન્યું હતું. મહાજનમાંથી ગયા પછી એ જમ્યાં બન્નેના મનમાં આ અઘરું કાર્ય પાર ઉતારવા વિષે હજી ઘણી શંકાઓ હતી મોટા શેઠ (ગટુશેઠના બાપ) આ સાલ દોઢ લાખ રૂપિયાની મિલકત મુકી મરી ગયા છે. ગટુશેઠની ઉંમર પાંત્રીસ વર્ષની છે લીલાવતી શેઠાણીને પણ બત્રીસ થયાં છે. કાંઈ ફરજંદ નથી બંન્ને વર વહુ સંસ્કારી છે, સારાં સારાં પુસ્તકો એમણે પુષ્કળ વાંચ્યા છે.

હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં એમણે મુસાફરી પણ કરી છે. મુંબાઈ, કલકત્તા, સીમલા, આબુ, નૈનિતાલ વગેરે સ્થળોએ યુરોપિયન લોકો કેવી સફાઈથી રહે છે, એ એમણે બન્નેયે જોયું છે.

આપણા બધાં શહેરો અને ગામડાં અત્યંત ગંદા છે. સ્વચ્છતા, સૂર્યનો પ્રકાશ, અને હવાથી કેટલા લાભ છે, તે આપણા લોકો બિલકુલ સમજતા નથી આરોગ્યને માટે આપણને લાગણીજ નથી, ભાનજ નથી, એમ ખાત્રી થવાથી, ગટુશેઠ અને લીલાવતી શેઠાણીયે પુષ્કળ જીવ બાળ્યા પછી-ઘણે-વર્ષે-આ રસ્તો શોધ્યો છે. પ્રથમ સુધારો આપણા ઘરથી કરવો. પહેલું આપણું ઘર, પછી પોળ, પછી લ્લો અને છેવટે શહેર સુધારી દેશ સુધારવા નિકળવું, એ ઈષ્ટ ગણી, એમણે એ કાર્યની આજે શરૂઆત કરી છે.

જમી રહ્યા પછી શેઠ છજામાં આરામ ખુરશી પર પડયા પડયા ગરબા સાંભળે છે ગરબામાં હવે રંગ જામતો જાય છે. શેઠાણી પણ પાન સોપારી ખાઈ ગરબામાં ગયા.

ત્રણ તાળીનો ગરબો ચાલે છે

"ડોશીમાનો દાબડો—જ્વેલરી માર્ટ
..............................
અમથી ફોઈની મિલકત ..........
હાંસા ટોપણું લઈ જાવો એમને પીયર
...... ............. ........ ......
ઘઘરીયો ને ચુંલા, ચાલો ઘર માંડો
પાંજરામાં પોપટ; મુન્નીને સુવાડો
ગોદડીયોના ધાગા, ફાનસો લટકાવો;
ડોશીમાનો દાબડો અમથી ફોઈની મિલકત
રામ તારી લીલા, હરે કૃષ્ણ બોલો."

છોકરાં ચીથરાંની ધ્વજા કરે છે, નગારીયોના કાકલોની બાઈસીકલો કરે છે. ટીનના ડબા એક બીજા તરફ ગબડાવે છે, અને એ રીતે ચોકડામાં થયેલો ઢગલો વેરાઈ આખી પોળમા પથરાઈ જાય છે. નવા કચરા આવતા જાય છે. છોકરાંની મઝા વધતી જાય છે "જ્વેલરી માર્ટનું પ્રદર્શન ગટાગોટની પોળમાં (મંદીરમાં અન્નકૂટની પૂજાને દિવસે અન્નકૂટ કરાય છે તેમ) પુરઈ રહ્યું છે. છોકરાં વારંવાર બોલ્યા કરે છે ડોશીમાનો દાબડો જ્વેલરી માર્ટ ...વગેરે.

(૩)

ગટારીક શીવશંકરને બોલાવે છે અને બન્ને મળીને કચરો ઉપડાવવાની તજવીજ કરાવવા જાય છેઃ ઝાડુ વાળનાર ભંગીયાને કહેતા, એ કહે છેઃ સાહેબ, હુ ધીમે ધીમે ઉપાડીશ. આટલો બધો કચરો એક દિવસમા કેમ ઉપડે ? શેઠ કહે છે પણ પોળમાં ગંદવો છે, અને આજ સાંજ સુધીમાં ના ઉપડે તો ચાલે એવું નથી. ભંગીયો કહે આ આખ્ખા જીલ્લામાં અમે છ માણસો કામ કરનારાં છીયે, અને ગાડાં આખા બે છે હમણા ઈન્સ્પેક્ટર સાહેબ આવે છે, એમને આપ કહો એ કાંઈ જોગવણ કરી આપે તો થાય.

પણ તે દિવસે ઈન્સ્પેક્ટર ત્યાં આવ્યોજ-નહિ; બાર વાગ્યા સુધી રાહ જોઈ છેવટે પાછો એ ભંગીયોજ આવ્યો, અને કહેઃ હાજરી વખતે આપ રજા લઈ લ્યો તો આખી પાર્ટી આવે અને ગાડું પણ આવી જાય તો વળી જોઈએ. પણ બળદ આદા છે તે હિંડતાં નથી

હવે હાજરી લેવાય બે વાગ્યે અહિ નર્મદા અને મોતીલાલ બન્ને આખી પોળના માણસોને ગાળો ઉપર ગાળો દે છે. એમની તરફથી ચાર પાંચ

જણ બીજા પણ મેળ્યા છે, અને શેઠ ગભરાય છે. છેવટે શીવશંકર બારૈખર-ભંગીયાને રૂા. ૫) આપવા ફરીને ખાનગી મેળે એ કચરો ઉપડાવવાની ગોઠવણ કરે છે છોકરાં નિશાળેથી આવી પહોંચે છે. એ કહે અમે અને સ્વયંસેવિકાઓ આ કચરો ઉપર એટલે પાણી છાંટીને ગરબાને માટે ચોકકુ હતુ એનાથીયે સારૂં કરી આપીયે છીએ. કચરો છ વાગે ઉપડી રહયો. વંળાઈ રહ્યું સાડા છ વાગે. એટલામાં નળનાં પાણી બંધ થઈ ગયાં. લીલાવતી શેઠાણી પોતાના નોકર પાસે કુવામાંથી પાણી કઢાવે છે, પોતે ચંપાબેન અને સ્વયંસેવકો અને સેવીકાઓ મળી પાણી છાંટી કાઢે છે.

નર્મદા કહે:—આ તો કાદવ થયો. હાય બાપ, આ પોળથી હું થાકી. ભોગ લાગ્યા તે મેં આ ગરબો કરાવ્યો. ફરી ફરીને હું લાગમાં આવવાની નથી. સતાવાય એટલી સતાવો વગેરે.

છેવટે નર્મદાના માથાનાં અમથી ફોઈ મળ્યા એમણે એને આપડી અને કહ્યુ કે છાનીમાની જો હમણા બધું પાણી સુકાઈ જશે. આ લીલાવતી બેનને બિચારી તારા બાપની ઓશીયાળ છે, તે તમને બધુ સારૂં કરાવી આપ્યું અને જાતે પાણી છાંટે છે! રહેવા દો લીલાવતી બેન! મારા સમ પાણી છાંટો તો. એમ કહી એમની પાસેનો ઘડો અમથી ફોઈએ લઈ લીધો.

શીવશંકરે બધાંને સમજાવ્યાં અને મહા મહેનતે શાંતિ થઈ. નર્મદાની ગાળોથી કેટલાંક ઘરવાળાં ગરબામાં જતાં નહોતાં, પણ નર્મદા અને મોતીલાલે માફી માંગી અને શેઠે જાતે બધાંને કહ્યું એટલે સમાધાન થયું અને ગરબો ચાલુ થયો.

આરોગ્ય કમિટી આજે ગટા શેઠને ઘેર મળી. આવતી કાલે બીજો કચરો કઢાવવો કે નહિ? અને કઢાવવો તો ઉપડાવવા માટે શું કરવું? તે સંબંધી વિચાર થયો. "સારાં કામમાં વિઘ્ન તો આવે, પણ ડાહ્યા માણસોએ ફરી ફરી પ્રયત્નો કરવાજ જોઈએ અને ધાર્યું થાય નહિ ત્યાં સુધી જંપવું જોઈએ નહિ" એમ ગટા શેઠે કહ્યું. છેવટે એમ ઠર્યુ કે હજી બીજો ચાર ઘણો કચરો બાકી છે, માટે દરેક જણે કચરો કાઢીને પોતાના ઘર આંગળ ઢગલો કરવો. છોકરાં વેરે નહિ તે માટે સ્વયંસેવકોએ જામીનગીરી આપી. અને કચરો ઉપડાવી લેવા માટે શીવશંકરે બીજા રૂ. ૧૦) આપીને સામટો કંટ્રાકટ કરવા માથે લીધું...

આઠ દિવસ સુધી લોકોના ઘરમાંથી કચરા નિકળ્યા પછી ખાળો અને જાજરૂ ધોવડાવવાનું કામ ચાલ્યું

ગંધનું મૂળ કારણ ઝાડા અને પિશાબ હોય છે ગંધ દૂર કરવી હોય તો, ચોકડીયો, ખાળો અને જાજરૂ સ્વચ્છ જોઈએ. ગટા શેઠની પોળમાં હજી ગટરો આવી નહોતી એટલે એમની મુશ્કેલી આ બાબતમાં વિશેષ હતી. છતાંએ આરોગ્ય કમિટીની સૂચના પ્રમાણે દરેક જણે ખાળો, મોરીઓ વગેરે સાફ કર્યા સાવરણી વતી ઘસી ઘસીને મોરીઓ 'ધોવાઈ' ઈંટથી ખાળોની લીલ તથા દુર્ગંધ દૂર કરવામાં આવ્યાં. ત્યાર બાદ ચોકડીઓ અને ખાળોમાં ઉકળતા પાણીના દેગડા ભરી ભરીને નાખવામાં આવ્યા, અને પછી હમેશ એ પ્રમાણે સ્વચ્છતા રહે તે માટે ખાળો આગળ પાણી ભરીને ડોલો રાખવી, અને ખાળ વાપર્યા પછી તરતજ પાણી નાંખવુ, એવી સમજુત કરવામા *આવી ઘર ધણીએ દરરોજ ચોકડીઓ સાફ કર્યા પછીજ નહાવું એમ કહ્યું.* આ કામ હલકુ નથી એ બતાવવા ઘણાઓએ જાતેજ તે કરવા માંડયુ. જેનો ઉનુ પાણી નાંખવા વિરૂદ્ધ હતાં, પણ તેમને આખરે સમજાવી શકાયા. હવે જાજરૂ રહ્યા, તે પણ ઉપરથી તો બધાએ ખાળો અને ચોકડીઓ માફક ધોયાં અંદરથી ટબ ઉપડાવીને તથા ટબ રહે છે એ ભાગ પણ ઢોળીને ખાસ દાણા આપીને તથા ખાવાનું આપીને બધાં પોળનાઓએ ઘસાવી ઘસાવીને માટીથી તથા ઉના પાણીથી ધોવડાવ્યા.

પછી ફીનાઈલ બધે નાખવામા આવ્યુ આખી પોળનાં અભાગે દુશ્મન ઉપડ... આ પંદર દિવસમા ઘણુ નીકળી ગયો રોજ ખાળો સાફ ના ઉપડે તો ચાલે એવું મસ્ત કરવામા આવ્યો હતો, તે પ્રમાણે જાજરૂ સ્વચ્છ છ માણસો કામ કરનારાં વખત વાળી જાય એમ. પોળ તરફથી ઠરાવવામા સાહેબ આવે છે, એમને આને તે માટે તેના પગાર ઉપરાંત આઠ રૂપિયા

પણ તે દિવસે ઈન્સ્પેક્ટરે જાજરૂ કોઈ પણ દિવસે દુર્ગંધ મારતો નહિ જોઈ. છેવટે પાછા એ બંગીઓને વખત વખત બરાબર ઘસીને દરેક ઘર રોજ લઈ ટર્યા તો આખી પાર્ટી. આરોગ્ય કમિટી દર મહિને રૂ. ચાર સુધી જોઈએ પણ બબદ આદા છે તે હિમંજુરી અપાઈ

જાજરૂમાં એક ખૂણે કૂઓ ભરીને માટી રાખીજ મૂકવાની સૂચના થઈ, ઘણા ખરાને શરૂઆતમાં એ ક્રીયા અણગમતી લાગી, પણ ધીમે ધીમે પસંદ પડી.

છોકરાને ગમે ત્યાં ઝાડે ફરવાનો અને મોટા દસ દસ વર્ષના છોકરાઓને ઓટલે ઝાડે ફરવાનો હક્ક હતો તે રદ કરવામાં આવ્યો. પાંચ વર્ષથી મોટાંએ જાજરૂમાં જવુંજ જોઈએ. એથી નાનાંને ઓટલે બેસાડવામાં આવે તો તરત વાળીને, મેલુ જાજરૂમાં નાંખી દેવું એમ ઠરાવ્યું. મોટાં સ્ત્રી પુરૂષોને પોળમાં ગમે ત્યાં પીશાબ કરવાની બંધી કરવામાં આવી. શીવશંકરે સૂચના કરી કે સ્વયંસેવકોને પીચકારી આપવી અને કોઈ પુરૂષ ગમે ત્યાં પીશાબ કરવા બેસે તો છોકરાઓએ અને સ્ત્રી બેસે તો છોકરીઓએ એકદમ પીચકારી મારી દેવી. મારામારી થશે તો હું તેમની વ્હારે કરવા તૈયાર છું, પરંતુ આવા આ કાળા ઈલાજ લેવા નહિ પડે એવી સર્વેએ ઈચ્છા બતાવી તે વાત હમણા રહેવા દીધી.

આ રીતે ઘરોમાંથી કકરડા દૂર થયા. ખાળો અને જાજરૂમાંથી દુર્ગંધ ગઈ અને માંખીઓના ભણભણાટ બંધ થયાં. હવે જાળાં કઢાવવાનું કામ શરૂ થયું. કોઈ ઘરમાંથી ચામાચીડીયા નિકળ્યાં. જાળીયાં વગરનાં આપણા ઘરોમાંથી, કાળી થઈ ગયેલી ભીંતો, પીઢો, વળીઓ ઘસી ઘસી સાફ કરવામાં આવ્યાં. કેટલાકે તો છાપરાનાં નેવાં થોડાં ઉકેલી તાપ ઉજાશ અને હવા આવવા દીધાં, એક ઘરમાંથી જુની સડેલી ૨૦૦ વર્ષની વ્હેલ નિકળી, એની પાછળ બીલાડીનું હાડ પીંજરૂ હતું. તે પણ આ વખતે સાફ થયું.

આ પછી ઘરો ધોળવાનું ચાલ્યું. ઘણાંને ત્યાં શોક હતા. પણ આ કાર્ય જરૂરનું ગણી; પોળના પંચના ઠરાવને માન આપી તેમણે ધોળાવવામાં બાધ ગણ્યો નહિ. પછી ઘર લીપાયાં. લુણા ઉખેડવામાં આવ્યાં. પોળનાં નાના મોટાં તમામ માણસો "હવા, અજવાળું અને આરોગ્ય" પાછળ ગાંડા થયાં હતાં.

ઘર સાફ થતાં ગયાં, તેમ આંગણાં પણ વળાતાં ગયાં. ઝાડુવાળાને પણ ખાસ જુદો પગાર અને ઈનામની લાલચ આપી. ગંટાશેઠનું કહેવું એમ હતું કે જર્મનીમાં ઝાડુવાળાને રૂ. ૧૦૦) પગાર મળે છે અને એ કામ હલકું નથી ગણાતું. આપણે પણ તેમને સ્વચ્છ રહેતાં અને રાખતાં શીખવીશું. ચોખ્ખાં કપડાં પહેરાવીશું અને એની સ્થિતિ સુધારીશું.

ઘર અને આંગણા સાફ થતા હતા, તે દર્મિયાન પોળપણ ખૂણે ખાંચરેથી સાફ કરાવવામા આવી પોળના બારણા પાછળથી ગાડું કચરો અને એ વિછી નિકળ્યા ચાટ પાસે એંઠવાડ ભરાયો હતો ચાટ ખસેડી જોતા તેની તળેથી કીડા ખદબદતા નિકળ્યા કુવા પાસેના ખુણામાથી દેડા, ડીંસા અને પુયાણી બે ગોપના ભરીને નિકળી એક સાપ નિકળ્યો તે ઢેડીયાને કરડતા રહી ગયો

પોળમા જ્યા જ્યા ખાડા હતા ત્યા પુષ્કળ કચરો અને મ્હોવાણુ હતુ, તે બધુ સાફ કરવામા આવ્યુ ટેકરા ખોદી કઢાવ્યા ખાડા પુરાવી નાખ્યા અને ધૂળ પણ ઘસાની વાળવામા આવી

ધનતેરસને દિવસે ગગાશેઠની પોળનુ એક પણ ઘર કે આંગણુ, પોળના ખૂણાનો એક પણ ભાગ ગંદો ન્હોતો

દિવાળીને દિવસે ઘરોની તપાસ થવાની હતી અને બેસતા વર્ષને દિવસે ઈનામો વ્હેંચવાના હતા તેથી સાફસુફ પછી શણગારવાનુ અને શોભાવવાનુ કામ શરૂ થયુ

દરેક ઘરમા સવાર સાંજ સુગંધીદાર ધૂપ બળવા લાગ્યા બે વખત આંગણામા રંગોળીયો પુરાવા લાગી, અને ઉમંગ ધાઈ સાથીયા પાડવામા આવ્યા ફુલના અને આસોપાલવના તોરણો બંધાયા •

* * * *

યોગ્ય વખતે તપાસ થઈ અને ઈનામો અપાયા પરતુ ગગાશેઠને મન આ વાત ગૌણ હતી એમનો ઉદ્દેશ તો પોળની સ્વચ્છતા સુધારવાનો હતો અને તે બહુજ સારી રીતે પાર પડ્યાથી એમને રોજ સતોષ થયો *

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ.



* આરોગ્યની વાર્તાઓ ભાગ ૨ લખાય છે તેમાની એક વાર્તા

# देवोने.



(સ્વર્ગથી પૃથ્વી પ્રત્યે આગમન કરતા આત્માએ દેવોને સંબોધેલા વચનો)

(કવ્વાલી ગઝલ)

હે! દેવ દેવી આજ જાઉં સંગ આ સુમેધુ તજી,
ના દુઃખ દિસે છે તમ ઉરે આ આત્મના જવા થકી!
શત્ લક્ષ વર્ષો હું રહ્યો તમ પાસ પ્રેમ સુચાખતા,
નહિ હૈયું ભીનું તુમ તણું આજ કૈં વિખૂટા થતા!
ગમગીનતાની શોક છાયા ના ઢગે જે તમ ઉરે,
શી રીત આંસૂ—શોક આંસૂ—આત્મ આ જાતાં ગળે!
ન્હી એક સૂકું મર અગણિત પત્ર—શાખાથી ખરે,
નહિ વૃક્ષ જાણે શું થયું, દરકાર પણ ના નહિ કરે!
સુરસ અમૂલો ચાખતા રસ ભરી ભરી કૈં ઢોળતા,
તે આજ મુજ જવા થકી દીલગીર પણ નહિ દીસતા!
ક્ષણ એકમાં વિસરી ગયા માયા ઘણેરાં વર્ષની,
આનંદ હેલી મહિ ઘૂમો—દરકાર શી આ જીવની!
પ્રેમવ બન્યાતા ઘેર ઘેર વ્હાલ પણ કૈં સીંચતા,
આનંદ રેલ્યે રસિક રમતા—તે ભૂલી આજે ગયા!
રસ ચાખતી ઉર ખોવતી ખારગી પણ આજે ભૂલી,
મધુ દેવ—દેવી સાથ ખીલતી નૃત્ય આનંદે ઝૂલી?
તમ પ્રેમથી વધુ વિમળ ચિર સ્નેહે ધરે છે અંતરે!
અમ પૃથ્વીના જન સરળ હૈયે પ્રેમ ભીના નિતરે!
ફરી ઘણેરી જીંદગી દીધી પ્રભુ સૃષ્ટિ મહિં,
પણ ચિરસ્થાયી પ્રેમ જેવો હોય તો આવો નહિ!
દેહ ત્યાગી આત્મ મ્હારો અન્ય સ્થળમાં જઈ વસે
તોરે મધુરા પ્રેમભીના પ્રેમીજનની પ્રીત લસે!
ઝંખે ઝુરે આંસૂ નયનના નહિ મ્હી સૂકાય છે,
રુદન મહિ સૌ પ્રેમની નીશાનીઓ દેખાય છે!
રીબાઈ મરતા સ્નેહકાજે સુમધુરા પંખીડા,
કરમાઈ જતા કુમુદસમ વિણ ચન્દ્રિમાની જ્યોત્સ્નીકા!

સુખ મ્હે ઝીલ્યાં છે અણગાળા આ સ્વર્ગની સૃષ્ટિ મહિં,
ના મર્ત્ય લોકે યાદ રાખું સુખ ત્યાં નિરખું વધુ !
મનહર મધુરી સાંજના શશિ કિરણ શાંતિથી ઝરે,
સરવર પરે આલાપતા પક્ષી મધુર કૈં રવે !
નિજ પ્રિય સખિ સાથે અનેરૂં ન્હાન ઝરણ ઝરાવશું,
આપી મધુરો પ્રેમ સુંદર રસ અમોને ઝીલશું
ચુગી કોગ પ્રેમે નિરખી મુજ મુજ મૂર્તિ નયનમાં
દિસવું પ્રિયાની પ્રેમ મૂર્તિ પ્રેમ ઉરના ઝરામાં !
આલીંગતી પ્રિય હૃદયને સરી થઈ વિહ્વળ આ હૃદયમાં !
પુનરુદય પામી પ્રેમ મ્હલશે ગગન મહિં સુખરોપશા !
ગણું તુચ્છ સુખ આ સ્વર્ગનું ગાઈ શ્રેષ્ઠ સુખ એમ પ્રેમનું,
લસબસ ધતા સુખ લઈ લેશું પ્રેમનું ને ગીતનું !

*પ્રસ્ તજપ્રીતિ*

---

## ઋતુરાજ.

દેવી રહી પથરાઈ ફુલ બાગે જ્યોતિ સાંજની
મીઠી મનોહર દેખાય ચેલી શીળી તેની છાય
પલક પલક પલટાય બની શોભા ઋતુરાજની
પ્રફુલ્લ પુષ્પ પાંદું પર ઝૂમતા પરાગની દેવી૦
નિર્મળ જળનું વિમળ કમળ દળ પરિમળ જેનો મીઠો છે
પળ પળ વળતો દીન મધુકર સ્નેહ સરળ ત્યાં દીસે છે
અલી લળી લળી ખીલી કળીની સુવાસમાં સપડાયે છે
કુદી આધર પી પડી ધરા પર પ્રેમમાં પછડાયે છે
બોલે બુલબુલ બપૈયા
૧ કમળ સહોદર મોર કળાધર
કહે કોયલીયા
કુહુ કુહુ કુહુ દેવી૦

'વિદ્યુત વિલાસી "

૧ કમળ સહોદર—અહીં સહોદર એટલે બધાજ કમળ પંકમાંથી ઉત્પન્ન થએલા હોવાથી દરેકને એકબીજા સાથે સહોદરનો સંબંધ છે એમ કહેવાય છે તેથી કરીને તેનો એટલે કમળ સહોદર નો અર્થ આપ્યો કમળવૃંદ લઈશું

## पुस्तक परिचय.

(આરોગ્યની વાર્તાઓ, ભાગ ૧લો. લેખક—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય
દેસાઈ, અમદાવાદ.)*

ગયા અંકમાંજ આપણી નાતમાંથી થયેલી બે સાહિત્ય સેવાની નોંધ લેવાયા પછી આ અંકમાં પણ તેવીજ સેવાની નોંધ લેવાનો અવસર પ્રાપ્ત થાય છે તે આનંદની વાત છે. જાણીતા સ્વદેશ સેવક આપણા જ્ઞાતિબંધુ ડૉ. હરિપ્રસાદે આરોગ્યની વાર્તાઓનું આ નાનકડું પુસ્તક લખીને એક ઉપયોગી વિષય તરફ જાહેર પ્રજાનું ધ્યાન દોર્યું છે. આ પુસ્તકમાં નાની નાની દસ વાર્તાઓ લખી છે. દરેક વાર્તામાં આરોગ્યની એક એક બાબત લેવામાં આવી છે, અને ચાલું સ્થિતિ સંબંધી કાંઈક ટીકા કરીને તે સંબંધમાં શું કરવું જોઈએ તે વાર્તાના પ્રસંગમાંજ દર્શાવેલું છે. આ પુસ્તકમાં દાતણ, સ્નાન, ભોજન, કસરત, આંખની સંભાળ, ઘરની સ્વચ્છતા તથા મનની વિશુદ્ધિ, એટલા વિષયો લેવાયા છે. બધી વાર્તાઓ ઘણીજ રમુજથી લખવામાં આવી છે, અને બાળકોને ખાસ 'રસ પડે' તેમ આલેખાયલી છે. આવી જાતની વાર્તાઓની ખોટ આપણી ભાષામાં ઘણીજ છે, અને તે સફળતાથી કાંઈક અંશે પૂરી પાડવા માટે અમે ડૉ. હરિપ્રસાદને ધન્યવાદ આપીયે છીયે

આરોગ્યની બાબતોનો સમાવેશ હિંદુ ધર્મની રૂઢીયોમાં કરવામાં આવેલો જોવામાં આવે છે. પરંતુ બુદ્ધિવાદનો પવન દેશમાં ફેલાયા પછી, તેમજ આ રૂઢીયો ધર્મના અંગ તરિકે કબલાયાથી તેનો મૂળ મુદ્દો ભુલાવામાં પડ્યાથી, તે બરોબર પળાતી નથી એટલુંજ નહિ પણ કેટલીએક રૂઢીયો એ તો નુકસાનકારક સ્વરૂપ પણ ધારણ કર્યું છે. આ વાર્તાઓમાંજ એક ઠેકાણે અબોટીયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમાં ભાડભૂજાના લુગડાં જેવું ગંદુ અબોટીયુ હોય તો પણ પવિત્ર લેખાય છે, એવું સુચન મશ્કરીમાં કરેલું છે. તેમજ સ્નાન કરવું એટલે લોટો પાણી ઢોળવું એવી પણ રૂઢી થઈ ગયેલી જોવામાં આવે છે. આ રીતે આપણી આરોગ્ય સંબંધી ધાર્મિક

* કીમત ચાર આના: મેળવાનું ઠેકાણું ભોગીલાલ કેશવલાલ પટવા, સારંગપુર, તળીયાની પોળ, અમદાવાદ.

રૂઢીઓના મૂળ સુદ્દા ભુલી જવાયા છે પરંતુ આ વિષય ઘણોજ અગત્યનો છે, અને તે ભૂલી જવો પરવડે તેમ નથી તેથી તે વિષયના જુદા જુદા અંગ ઉપર સીધીજ શીખામણ આપીને તે સબંધી ચોક્કસ જ્ઞાનનો પ્રસાર કરવો જોઈયે તેનો પ્રસાર નિબધો કે વાર્તાદ્વારા થઈ શકે છે વાર્તાઓ રસથી વચાતી હોવાથી તે દ્વારા આ જ્ઞાનનો પ્રસાર વધારે થવો સભવ રહે છે અને તેટલા માટેજ ડૉ. હરિપ્રસાદે વાર્તાનુ સ્વરૂપ પસદ કરેલુ છે

આ વાર્તાઓમા એક વાત ખાસ ધ્યાન એચે છે શારીરિક આરોગ્ય માનસિક વિશુદ્ધિ વિના સપૂર્ણ નથી એ તત્વ સ્વીકારીને, 'ઉંઘતા પહેલા શું કરવુ' તે વાત આ સગ્રહમા દાખલ કરેલી છે, અને ઉંઘતા પહેલા દિવસનો કાર્યક્રમ તપાસી જઈને આત્મપરીક્ષા કરવા માટે નિત્ય નોંધ-ડાયરી રાખવા ભલામણ કરેલી છે આ વિષય તરફ વાચકોનુ ધ્યાન દોરવા અમે ખાસ રજા લઈયે છીયે

આવા ઉપયોગી વિષયનુ જ્ઞાન ફેલાવાનો પ્રયત્ન કરવા માટે અમે ડૉ. હરિપ્રસાદને ફરી અભિનદન આપીને ભલામણ કરીયે છીયે કે બીજા ભાગનું પૂઠુ બાળકોના ઉપયોગ માટે વધારે મજબૂત રાખવુ જોઈયે વળી પુસ્તક બાળકના હાથમા જવાનુ હોવાથી ભાષા તેમજ વ્યાકરણમા ખાસ સાવચેતી રહેવી જોઈયે આ વાર્તાઓ નાતના દરેક બાળકના હાથમા મૂકાશે એમ આશા છે

"K"

---

## "भग्न हृदय."

### વસતતિલકા

માતા ! મા ! મરી ગુરજ આ ફરીને
અસ્તાચળે શ્રમિત પાન્થ સમો વિરામે
આકાશમા વિવિધ રગજ રમ્ય નાચે
નીચે રૂડા ઉદધિના પ્રતિબિબ ભાસે

આ પૂર્વમાં શશિ ઉગે, ઉદધિ ઉછાળે,
ને મન્દ મન્દ પવને મન શાન્ત થાયે;
એવે સમે, તટ પરે સ્થિર કો યુવાન,
બેઠો હતો નિરખતો થઈ એક તાન
એવે સમે, યુવતિકો મદમાં ઉભા'તી,
ત્યાં આગળે, શશિમુખી, યુવકે નિહાળી;
સૌંદર્યની, યુવતિ તે, પ્રતિમા દિસે છે,
જોનારને, ક્ષણુ મહીં, વશ તે કરે છે.

મન્દાક્રાન્તા.

વિદ્યુલ્લેખા, ગગનપરથી, ઉતરી ભૂ વિભાગે,
કે શું રંભા, પૃથિવિ ઉપરે, સ્વર્ગથી આવી આજે;
કે શું એ છે, જીવન-પ્રતિમા, કાઇ સૌંદર્યતાની,
નાના, એનો, યુવતિ રમણી, મન્દ હાસે સુહાતિ.

હરિણી.

યુવતિ નિરખી, યુવાને તો, ઉઠે ઝબકી અને,
યુવતિ નિરખે આશ્ચર્યથી, ભૂલી સહુ જાય છે;
યુવતિ મદમાં ત્યાંથી ચાલી, જુવે નહિં સર્વ તે,
યુવક તદપિ, સ્નેહે તેને, થઈ સ્થિર આ જુવે.

માલિની.

ગઈ, ગઈ, ગઈ, ચાલી, વિજળીની ત્વરાથી,
યુવક હૃદય સાથે, લેઈ, જોતી કળાથી;
યુવક નયન એકે, સ્તબ્ધતાથી નિહાળે,
ક્ષણભર પછી તેની, આંખમાં આંસુ આવે.

સિખરિણી.

"ગઈ ચાલી તે તો, હૃદય મુજ સાથે લઈ ગઈ,
હવે હાં શું થાશે ? ધિરજ મન કાંઈ ન વળતી;
ઉંચી તે છે વ્હાલી, જીવન મુજ ભારેજ હલકું,
હવે કેની રીતે, પ્રીય હૃદય જોની બની રહું ?

પ્રિયા શું તે દેશો, નિજ હૃદય મુને પ્રીત ધરી ?
મ્હને શું તે આપશો, હૃદય રમણી, સ્નેહજ ધરી ?
ભલે તે ના ચાહે, મુજ હૃદય તેમાંજ ઠરશે,
ભલે તે ના ચાહે, મુજ હૃદય બીજે ન ચળશે

પ્રિયા છે તે મ્હારી, યદપિ મુજને તે નવ ચહે,
પ્રિયા છે તે મ્હારી યદપિ મુજને તે ન પરંતુ
છબી તે વ્હાલીની, મુજ હૃદયમાંથી વિનસશે,
છબી તે વ્હાલીની મુજ હૃદયમાંથી ન ખસશે"

### દ્રુતવિલમ્બિત

સુણક તે મૃદુ આ વચનો નહિ,
પ્રણય ભંગ થતા, સરકી પડે,
હૃદય દુઃખથી ઉભરાય છે,
નયનમાં ઝટ અશ્રુ જણાય છે ૧૦

### વસન્તતિલકા.

આકાશમાં પૂર્ણ પ્રકાશ મહીં શશિ છે,
અભ્રાદિથી, જગ તુષાર ઉચે ઉરે છે,
સુંદર તે, હૃદય દુઃખ વિરામવાને
વ્હાલી તણું, હૃદયમાં સ્થિર ધ્યાન ધારે ૧૧

"મધુકર"



# આપણી નાતમાં દાખલ કરી શકાય તેવા કેટલાક યોગ્ય અને સ્હેલા સુધારાઓ.

આપણી નાતને માટે અન્ય જ્ઞાતિઓ જે ઉંચો અભિપ્રાય ધરાવે છે તે માટે આપણે કંઈક સંતોષ માનીશું પરંતુ તેવા અભિપ્રાયોને આપણે કેટલે દરજ્જે લાયક છીએ, તેનો કંઈક દિર્ઘદ્રષ્ટિથી વિચાર કરીશું તો આપણને જણાશે કે તેથી ફક્ત મીથ્યાભિમાનમાં તણાવા શિવાય આપણે વિશેષ કાંઈ કરી શકતા નથી! આપણી નાતમાં કેળવણી વધે છે એમ એકવાર સ્વીકારીએ તો પણ આપણે સમાજ સુધારણામાં કેટલા આગળ વધ્યા છીએ? કોઈ પણ જ્ઞાતીબંધુ નિખાલસ હૃદયે એ પ્રશ્ન વિચારશે તો જણાશે કે આપણી નાતે સંસારિક વિષયમાં જરાએ પ્રગતિ કરી નથી. બલકે કેટલાક પ્રશ્નોમાં તો નાત એટલી બધી અધોગતિએ પહોંચી છે કે તેવા પ્રશ્નોના સુધારા થવાને કેટલીક મુદત લાગશે તે પણ કલ્પી શકાતું નથી! ભણેલી ગણેલી નાત છતી આંખે કુવામાં પડે અને અન્ય જ્ઞાતીઓમાં પોતાને સુધરેલી કહેવડાવે પરંતુ ભીતરની સ્થીતી સંબંધી વિચાર કરી લેશ માત્ર પણ સુધારાને સ્થાન ના આપે; એથી વિશેષ શોક જનક શું હોઈ શકે? અનેક સુધારાઓને સ્થાન હોવા છતાં આપણે ઘણાજ બેદરકાર કહો કે નિસ્પૃહી થતા જઈએ છીએ એ એક નાતની પડતીનું પ્રથમ પગથીયું છે. જે નાતના બૅરિસ્ટરો, સોલીસીટરો, વકીલો, મેજીસ્ટ્રેટો, સબ જડજો, ડૉકટરો, શિક્ષકો ઈત્યાદી ઉંચા દરજ્જા ધરાવે છે તેજ નાત સંસાર સુધારાના અનેક પ્રશ્નોનો ઉકેલ ન કરી શકે એ કેટલું બધું શોચનીય છે!

આ સર્વોસ ઉપર જેટલું વિવેચન થાય તેટલું ઓછું છે પરંતુ આજે જે વિષયની આપણે ચર્ચા કરવાની છે તે વિષયનું રહસ્ય ઉપર કરેલું મંથાળ વાંચકવૃંદને સ્હેલાઈથી સમજી શકાશે. "આપણી નાતમાં દાખલ કરી શકાય તેવા કેટલાક યોગ્ય અને સ્હેલા સુધારાઓ" કયાં કયાં છે તે ઉપર જ્ઞાતીબંધુઓનું ધ્યાન ખેંચવાની જરૂર છે. આશા છે કે આવા ન્હાના સુધારાઓ જો નાતમાં દાખલ થશે તો તે પણ નાતને ઘણી શોભા આપશે.

(૧). શુભ પ્રસંગના સાજનમાં અશુભ રંગનો પહેરવેશ:—જમાનાને અનુસરી આપણા યુવકોમાં કાળા, ડગલા અને કાળી ટોપી પહેરવાનો

થાવ પ્રચલીત છે. એ કોટ અને ટોપીની પ્રત્યે અભાવ રાખવાની સૂચના નથી પરંતુ સામાન્ય રીતે લગ્નના કે એવા બીજા શુભ કાર્યોના વરઘોડામાં પણ આપણો યુવક વર્ગ કાળા રંગના ડગલા અને ટોપીઓ પહેરીને જાય છે, એ રૂઢી ત્યજવા યોગ્ય છે કાળો રંગજ આપણી સમાજમા શોક પ્રસંગનો ગણાયો છે એ રંગથી સાજનની શોભામાં વધારો થવાને બદલે તો જાણે સામેથી ટાપુઓનુ સરઘસ આવતુ હોય એવો ભાસ થાય છે. શુભ પ્રસંગના વરઘોડાઓમા આપણો યુવક વર્ગ કાળા કોટ અને ટોપી નહીં પહેરવાની પ્રતિજ્ઞા લે તો તે એક ન્હાનો પણ યોગ્ય અને સ્હેલો સુધારો આપણે કરી શકયાનો આનંદ થશે આપણા યુવાનોને પ્રભુ સદ્બુદ્ધિ પ્રેરો !

**(૨) નાતના જમણોમાં અશાંતીનો ઉપદ્રવ**—આપણી સુધરેલી નાતના જમણવરામા અશાંતીનો જે ઉપદ્રવ જણાય છે તે આપણી નાતને ઘણુ શરમાવનારૂ છે બીજી કેળવાયલી નાતોના જમણવરાની સાથે આપણી નાતના જમણવરા સરખાવીએ ત્યારે બીજી કેળવાયલી નાતો જેવી શાંતિથી ભોજન લે છે તેવુ કદી આપણી નાતમા જોવામાં આવતુ નથી કકળાણ એટલુ બધુ થાય છે કે દુરથી તો નાત જમવા બેઠી હશે કે કાંઈ મારા મારી થતી હશે તે અજાણ્યા માણસથી સમજી શકાતું નથી, પંગત પડે ત્યારથી બાળકો એટલી તો બુમો અને ગોંધો પાડે છે કે બીજી નાતવાળાઓ આપણી નાતની ઠેકડી કરે છે ! શું શાંતિથી આપણે જ્ઞાતીભોજન ન લઈ શકીએ ? આ સબંધમા એવી સૂચના છે કે મોટી ઉમરનાં યુવકોએ પોતાના ગામની નાતના પ્રમાણમા તૈયાર થઈ સ્વયંસેવકોની ટુકડી ઉભી કરવી અને તે મંડળે નાતના કોઈ પણ બંધુને ત્યા જમણવરો હોય ત્યા હાજર રહી તમામ વસ્તુઓ વિનયપૂર્વક શાંતિ જાળવીને નાતના બંધુઓને પીરસાય અને નાતના ન્હાના બાળકોને કાબુમા રાખી કકળાણ ના થાય તેવી રીતે કામ લેવાની શરૂઆત કરવી વૈદ્યકીય નિયમે જોતા પણ ભોજન પ્રસંગ જે શાંતિથી આહાર કરવાની જરૂર છે તે નિયમે પણ આ સુધારો ખાસ આવશ્યક છે આપણે કદાચ પાંચસો માણસો ભોજન લેવા બેઠા થયા હોઈએ છતા એક પૈસો પણ કોઈનો પડે તેનો અવાજ જ્યારે સંભળાય એવા ધોરણે આપણા જ્ઞાતી ભોજનો થાય ત્યારેજ આપણી નાતને શોભા ભર્યુ જણાય દરેક માબાપે પોતાના બાળકોને નાતના જમણોમા શાંતિ જાળવવાનો બોધ આપવો અને સ્વયંસેવકોએ

મંડળના રૂપમાં નાતની સેવા કરવાનું કાર્ય ઉપાડી લેવું, એ બંને અતિ જરૂરના સુધારા છે.

**(૩) માંદાની માવજત અને સ્ત્રીઓની અજ્ઞાનતા**—આપણી નાતમાં કોઈ પુરૂષ અગર સ્ત્રી બીમાર હોય છે ત્યારે લગભગ નાતના ઘણાં સ્ત્રી પુરૂષો તેની ખબર અંતર લેવા જાય છે. આ રીવાજ ઘણો પ્રશંસનિય છે. એથી બીમાર માણસના કુટુંબને કેટલીક રાહત અને આશ્વાસન મળે છે. અને અમુક પ્રસંગે વીશેષ માણસની મદદની જરૂર હોય છે તો તે પણ આ રીવાજથી પુરી પડે છે, પરંતુ આપણો સ્ત્રી, વર્ગ હજુ ઘણો અજ્ઞાન જણાય છે. સ્વાભાવિક રીતે તેમને એવી ખાસીયત પડી ગઈ છે કે તેઓ બીમાર મનુષ્યનો બીછાના આગળજ તરેહવાર વાતો ચલાવે છે સાધારણ રીતે એવા પ્રસંગોએ દર્દીને જે શાંતિની જરૂર હોય છે તેનો ખ્યાલ આપણા આ સ્ત્રી વર્ગને ભાગ્યેજ હોય છે અને તેથી અન્ય જ્ઞાતિના કેળવાયેલા ગૃહસ્થો વખતે કોઈને ત્યાં સંબંધને ખાતર તેની ખબર લેવા આવે છે તેઓ આ સ્ત્રી વર્ગના અજ્ઞાનને જોઈને હસે છે. ખાસ કરીને આ સ્ત્રી વર્ગ દર્દીના બીછાના આગળજ પોતાના કોઈ સગાં સંબંધીને તેવુંજ દર્દ અસાધ્ય થયું હોય છે. અને કદાચ તે સંબંધી દુનિયાનો સંબંધ છુટો કરી ગયું હોય છે તોપણ તેનું દ્રષ્ટાંત આપે છે અને પોતાનો અનુભવ કહે છે. આવું જો એકાદ સ્ત્રી તરફથી કહેવામાં આવતું હોય તો તો ઠીક, પરંતુ જુદી જુદી સ્ત્રીઓ તરફથી ઘણા પ્રસંગોએ જુદા જુદા અનુભવો કહેવાય છે અને તેથી બીમાર મનુષ્યને કાચાં હૃદયનું હોય છે તો તેનો ઉપર તેની ઘણી ગંભીર અસર થાય છે. માટે આપણા સ્ત્રી વર્ગે આ તેમની રૂઢી ત્યજવા યોગ્ય છે. જો તેઓ બીમાર મનુષ્ય પ્રતિ સહાનુભુતી ધરાવતા હોય તો આપણી તેમને ખાસ વિનંતિ છે કે તેઓએ ખબર લેવા ખુશીથી જવું પરંતુ ત્યાં આગળ લેશ માત્ર પણ શબ્દોચ્ચાર કરવો નહીં. દર્દીને કેવળ શાંતિ મળે તો તેનું અર્ધું દરદ ઓછું થાય છે. પરંતુ સ્ત્રી વર્ગ તરફથી તેના બીછાના નજદીક જે વાતચીતો કરવામાં આવે છે તે તો દર્દીની ઉલટી તબીયતને હાની પહોંચાડે છે. આ સુચના આપણો સ્ત્રી વર્ગ સ્વીકારશે અને દરેક સ્ત્રી ઉપર પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા કરશે તો એ પણ એક ન્હાનો પણ યોગ્ય સુધારો ગણી શકાશે.

**(૪) હોળીના તોફાનો અને આખાપોની બેદરકારી**—આપણી સુધરેલી નાતના બાળકો હોળીને પ્રસંગે જે તોફાન કરે છે તે બાબત નાતનો

કોઈ પણ માબાપ ભાગ્યેજ અજ્ઞાન હશે છતાં માબાપો એટલાં બધાં બેદરકાર રહે છે કે જે આપણી નાતને માટે ખાસ શરમાવનારૂં છે. બીભત્સ બોલવું, લોકોના બારી બારણાં બાળવા, અને જતા આવતાં લોકોને કેવળ હેરાનજ કરવાં એ હોળીના પર્વનો હેતુ હોય એમ બાળકો સમજે છે કે શું ? જો તેમ હોય તો એમને સમજાવવાને માટે શું કોઈ કાર્યસાધક ઈલાજ નથી ? આ અનિષ્ટ રીવાજને આપણી નાતના દરેક સ્ત્રી પુરૂષોએ સત્વર તિલાંજલી અપાવવા પ્રયાસ આદરવા જોઈએ છીએ. આગલો જમાનો વહી ગયો છે અને હવે દરેક નાત પોતાની પ્રગતી કરે જાય છે ત્યારે આપણે તો નિષ્કાળજીથી બધુ જોયા કરીયે છીએ !!!

(અપૂર્ણ)

ભરૂચી.

——:o:——

## " आश्वासन."

મંદાક્રાંતા.

છે નહીં જ્યારે સાર જગતમાં, શીદ ચીંતા ધરે તું ?
ક્ષણીક ત્હારો દેહ છે તો, દુઃખ શાને ધરે તું ?
દુઃખ, સુખ, છે શું ? આખરે તો, નાશ સહુ છે થવાનું
આવ્યું તેવું અલ્પ સમયે, ચાલ્યું સહુ છે જવાનું
સર્વ થયું બ્રહ્માંડ સઘળું નાશ થવાને માટે
ભજવીને સ્વભાગ આખર, સહુ જશે નીજ વાટે
સહુને માટે આં જગતમાં છે લખ્યું સહેવાનું
સહેવું, જોવું, સહુ જીવોને અંત સુધી રહેવાનું
તો શા માટે અશ્રુ સારે, શીદ થાયે દુઃખી તું ?
આ દુનીયામાં દુઃખી છે ના, માની થાને સુખી તું
બાપુ ! ત્હારા ઉષ્ણ નીશ્વાસે હૃદય આ ચીરાયે
બાપુ ! ત્હારા ઉષ્ણ બીન્દુ મુજથી કયમ સહેવાયે ?
ગયલાં પાછળ અશ્રુ સારે, હૃદય તુજ ખાલી કરવા.
બાપુ ! આવું રૂદન કરવું તજને તો ધીરેના;
અશ્રુ સારે કદી ન મળશે, ગયેલું તે કદાપી
તો શાને તું અશ્રુ સારી રૂદન ખાલી કરે છે ?

## વરના ભાવમાં ભયંકર વધારો.

મહેરબાન બ્ર. ક્ષ. ત્રિમાસિકના એડિટર સાહેબ,

નીચેનું લખાણ બ્ર. ક્ષ. ત્રિમાસિકમાં છાપી આભારી કરશોજી.

હાલમાં આપણી જ્ઞાતિમાં વરવિક્રયનો દુષ્ટ રિવાજ ઘર ઘાલી બેઠો છે, તેનું મુળ આપણી જ્ઞાતિના કેળવાયલા અને નેતામાં ખપતા પુરૂષોજ છે. તેઓ જ્યારે બીજા માણસો લગ્ન વખતે પૈસા લે છે ત્યારે ભાષણ કરવા તૈયાર થઈ જાય છે, પરંતુ જ્યારે પોતાને ત્યાં એવો પ્રસંગ આવે છે ત્યારે બીજાઓ કરતાં બમણા કે ત્રણ ગણા પૈસા લે છે, આવી રીતે આ રિવાજ વધતોજ જાય છે, અને દિવસે દિવસે વરના ભાવમાં મોટો વધારો થયા કરે છે. દાખલા તરીકે ત્રિમાસિકના ગઈ સાલના અંકમાં વરના ભાવ છપાએલા તે વખતે એક ગ્રેજ્યુએટની કિંમત ૧૫૦૦થી ૨૦૦૦ સુધી થતી હતી, જ્યારે હાલમાં એક ગ્રેજ્યુએટની કિંમત રૂ. ૩૫૦૦ અંકાય છે.*

જ્ઞાતિબંધુ.

—:o:—

## જ્ઞાતિના ખબર અંતર.

—:o:—

### નિમણુંકો, ફેરબદલીઓ વગેરે.

—સર ચીમનલાલ હરિલાલ સેતલવાડને બીજાં બે વર્ષ માટે મુંબઈની યુનીવરસીટીના વાઈસ ચાન્સેલર નિમવામાં આવ્યા છે.

—રા. બા. ચુનીલાલ હરિલાલ સેતલવાડની નીમણુંક અમદાવાદ ખાતે થયલાં હુલ્લડ અને તોફાનની તપાસ કરનારા ખાસ કમીશનમાં થઈ છે.

—પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને ડૅક્કન કૉલેજના પ્રો. બેઈન રીટાયર થતાં હીસ્ટરી અને ઈકોનોમીના પ્રોફેસર તરીકે નીમણુંક થઈ છે.

---

* તા. ક.—આશા છે કે ત્રિમાસિકનો વર દલાલ જુદા જુદા વરોના ઉછલા ચાલુ ભાવો પાછા લખી મોકલી આશા ભર્યા કુંવારા યુવકોના મન લોભાવશે.

—નામદાર સરકાર તરફથી જુના અતિહાસિક દફતર તપાસી રીપોર્ટ કરવા સારૂ એક કમીશન નિમવામા આવ્યુ છે જેમા રા બ નવ તરાય ક ના બરાય ઠા ત્રની નીમણુક થઈ છે

—રા મંજુલાલ હીરાલાલ દેસાઈ બી એ ની બદલી નડીઆદથી મુંબઈ હાઈ સ્કુલમા થઈ છે

—રા વકુંઠલાલ મગનલાલ દિવાનજીની નીમણુક ભરૂચ મ્યુનિસીપાલીટીમા કેશીઅર તરીકે થઈ છે

—રા કૃષ્ણલાલ જીવનલાલ ગણપતિની નીમણુક જુનાગઢ સ્ટેટ રેલ્વેના ઓડીટર તરીકે થઈ છે

—રા પરૂષોતમરાય સુનચંદ દેસાઈ એમ એ બી એસ સી(રણોગા)ને રીસર્ચ જુનાગઢ રાજ્ય તરફથી માસિક રૂ ૧૫૦)ની સ્કોલરશીપ ત્રણ વર્ષ સુધી ઇંગ્લાંડ જઈ આઈ સી એસ નો અભ્યાસ કરવા સારૂ આપવામા આવી છે

—રા કાન્તિલાલ મોતીલાલ ઠાકોરની મુંબઈની મેસર્સ મોરારજી ગોકળદાસની કંપની સ્ટીમ નેવીગેશન કંપનીની ઓફીસમા રૂ ૬૦)ના પગારથી નીમણુક થઈ છે

—રા જયંતિલાલ માધવલાલ ઠાકોરને રૂ ૧૦)નુ પ્રમોશન મળ્યુ છે

—રા ચંપકલાલ શ્રીપતરાય ઠાકોરની બદલી ડીસાથી મહુવા (કાઠીઆવાડ) મોડલ સ્કુલમા રૂ ૧૦૦)ના પગારથી થઈ છે

—રા ધીરજલાલ કેશવલાલ એન્જીનીયર લાહોર શેવારામ મીલના મેનેજર નીમાયા છે

—રા પ્રાણલાલ નરભેરામ ઠાકોર (અમદાવાદ માનમા) નો પગાર વધી રૂ ૧૨૫) થયો છે

—રા ઠાકોરલાલ ઓછવલાલ ઝેટલી ભરૂચ કલેકટરના ક્લાર્કની બદલી મુંબઈ ઇન્ડસ્ટ્રીઅલ ઇન્સ્પેક્ટર તરીકે રૂ ૧૫૦)ના પગારથી થઈ છે

—ભરૂચના સરકારી વકીલ રજા ઉપર જતા રા મણીલાલ કુબેરારામ દેસાઈની નીમણુક કરવામા આવી છે

—સુરતના સીટી પોલીસ ઇન્સ્પેક્ટર રા મોતીલાલ ધીરજરામ ઠાકોરને ખાસ ડયુટી ઉપર વીરમગામ નીમવામા આવ્યા છે

## जाहेर जीवन

સર ચીમનલાલ હરિલાલ સેતલવાડ મુંબઈ યુનીવરસીટીના ફેલોઝ તરફથી મુંબઈની મ્યુનિસિપાલિટીના સભાસદ ચુંટાયા છે

અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભાસદો તરીકે રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઈ, રા. ભગવંતરાય માનગ તથા રા. બળવંતરાય પરમોદરાય ઠાકોર ચુંટાયા છે તેમાં રા. કૃષ્ણલાલ જનરલ વાર્ડની રસાકસી ભરેલી ચુંટણીમાં પ્રથમ નંબર આવ્યા છે

—રૉલેટ બીલ નામે ઓળખાતા કાયદાઓ સામે વાંધા દર્શાવવા મળેલી અમદાવાદની એક જાહેર સભામાં રા. જીવનલાલ વ્રજરાયને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું

—રૉલેટ બીલ સબંધમાં રા. હરિલાલ [illegible]રાય શાહપુર તથા નરોડામાં ભાષણો આપ્યાં હતાં

—અમદાવાદમાં સ્વ. ગોખલેની જયંતિ નિમિત્તે જાહેર ઉત્સવ કરવામાં આવ્યો હતો તે વખતે પ્રમુખસ્થાન રા. ચંદુલાલ મણીલાલને આપવામાં આવ્યું હતું, તથા મુખ્ય ભાષણ રા. કેસરીપ્રસાદ મણીલાલે કર્યું હતું

—વડનગરની વિદ્યોત્તેજક સમાજના આમંત્રણથી ડૉ. હરિપ્રસાદ વ્રજરાય તથા રા. કેશવપ્રસાદ દેસાઈ વડનગર ગયા હતા અને ડૉ. હરિપ્રસાદે 'પ્રાચીન ગુજરાતની ખીલવણી' ઉપર જાહેર ભાષણ આપ્યું હતું તથા રા. કેશવપ્રસાદે સ્ત્રી શિક્ષણના વધારાની જરૂરીઆત ઉપર ભાષણ કર્યું હતું

—રૉલેટ બીલ નામે ઓળખાતા [illegible] કાયદાઓ સામે વિરોધ દર્શાવવા માટે મહાત્મા ગાંધીએ સત્યાગ્રહની [illegible] આરંભી છે તેમાં આપણી જ્ઞાતિના નીચેના ગૃહસ્થોએ સહીઓ કરી છે

| | | |
|---|---|---|
| જીવનલાલ વ્રજરાય | રા. | વૈકુંઠરાય માધવલાલ દેસાઈ |
| કૃષ્ણલાલ નરસિંહલાલ | ,, | વૈકુંઠરાય અંબાલાલ દેસાઈ |
| ઠાકોરલાલ ભુલાખીદાસ | | કૃષ્ણરાવ અંબાલાલ દેસાઈ |
| ડૉ. બળવંતરાય કાનુગા, | | વૈકુંઠલાલ ઉત્તમરામ |
| ચંદુલાલ મણીલાલ | ,, | રાજેન્દ્ર નરસિંહલાલ |
| કેશરીપ્રસાદ મણીલાલ | | ભગવંતરાય અમુલખરાય |
| મણીભદ્ર નીલકંઠરાય | ,, | બળવંતરાય શ્રીપતરાય |
| બાબારાવ જીવણલાલ દેસાઈ | ,, | મધુસુદન મણીલાલ દેસાઈ |

—અમદાવાદ બ્રહ્મપુરી સબંધી કેસ ચાલતા તેની માલકી તથા વહિવટ પુરોહિતોનો છે એમ કોર્ટ તરફથી ચુકાદો આપવામા આવ્યો છે

—ડૉ. હરિપ્રસાદે ગોધરા મ્યુનીસિપાલિટીના ઈલેક્શન વખતે મત આપનારના કર્તવ્ય વિષે ભાષણ આપ્યુ હતુ

—ના. પટેલના વર્ણાન્તર લગ્નના ખરડાને ટેકો આપવા અમદાવાદમા સભા મળી હતી તેની આમંત્રણપત્રિકામા રા. પ્રભુલાલ નરસિંહલાલ, રા. જીવનલાલ વ્રજરાય, રા. શીવપ્રસાદ અજીતરાય, ડૉ. કાનુગા, રા. રતીલાલ વાખીયા, રા. કેશવપ્રસાદ દેસાઈ વગેરેની સહીઓ હતી, તથા સભામા રા. શિવપ્રસાદ દેસાઈએ મુખ્ય ઠરાવના ટેકામા ભાષણ કર્યુ હતુ

—અમદાવાદ હોમરૂલ લીગના જનરલ સેક્રેટરી તરીકે રા. જીવનલાલ વ્રજરાય ચુટાયા છે અને બીજા સેક્રેટરીઓમા રા. કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોર તથા રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ ચુટાયા છે.

—ભરૂચમા ગુજરાત કાઠીયાવાડ થીઓસોફીકલ ફેડરેશન ગયા માસમા સ. રા. બા. મોતીલાલ ચુનીલાલ દેસાઈના પ્રમુખપણા નીચે મળ્યુ હતુ બીજા દિવસનુ પ્રમુખસ્થાન રા. બા. અબાલાલ ઉત્તમરામ મહેતાજીને આપવામા આવ્યુ હતુ. સદરહુ પ્રસંગે રા. સાકરલાલ ડાહ્યાભાઈ અને રા. શ્રીપતરાય હુકમતરાયે ભાષણો આપ્યા હતા

—રોલેટ બીલના કાયદા સામે વિરોધ દર્શાવવા ભરૂચમા એક જાહેર સભા રા. બા. અબાલાલ ઉત્તમરામ મહેતાજીના પ્રમુખપણા નીચે મળી હતી

—પુના ડેક્કન એજ્યુકેશન સોસાયટીના વાર્ષિક સમારંભના મેળાવડા પ્રસંગે સર ચીમનલાલ સેતલવડને અધ્યક્ષ સ્થાન આપવામા આવ્યુ હતુ

—નામદાર પટેલના વર્ણાન્તર લગ્નના ખરડાના ટેકામા મુબઈમા ટાઉન હૉલમા મળેલી હિંદુઓની સભાનુ પ્રમુખપદ સર ચીમનલાલ સેતલવડને આપવામા આવ્યુ હતુ

—રોલેટ બીલ અને સત્યાગ્રહ સંબંધી અમદાવાદમા મીસીસ નાઈડુએ ભાષણ કર્યુ ત્યારે પ્રમુખપદ રા. જીવનલાલ વ્રજરાય દેસાઈને આપવામા આવ્યુ હતુ

—સ્વામી શ્રદ્ધાનંદે વનિતા વિશ્રામની મુલાકાત લીધી ત્યારે ગં. સ્વ. પદ્માવતિ તથા રા. કેશવપ્રસાદે, અને શ્રીમતી નાઈડુએ મુલાકાત લીધી ત્યારે ગં. સ્વ સુલોચના બેન તથા રા. કેશવપ્રસાદે તેમનો ઉપકાર માન્યો હતો.

—વનિતા વિશ્રામે ભગિની વિદ્યોત્તેજક સમાજના મીસ હંસા મનુભાઈ બી એ. ના પ્રમુખપણા નીચે ઉજવાયલા વાર્ષિક સભારંભ વખતે મીસ જયવતી વજરાયે રિપોર્ટ વાંચ્યો હતો તથા મીસ નિર્મળ ગીરધરલાલે ઉપકારનો ઠરાવ રજુ કર્યો હતો.

—મુંબઈ વનિતા વિશ્રામના વાર્ષિક સમારંભમાં સર ચીમનલાલ સેતલવડ પ્રમુખપદે હતા અને લેડી સેતલવડે ઈનામો વહેંચી આપ્યા હતા.

—:૦:—

## परीक्षाना परीणाम.

**ઈન્ટરસાયન્સઃ—**

મુકુન્દરાય બળવંતરાય ઠાકોર ... ... ... ... ... ભરૂચ
જગતપ્રસાદ નરભેરામ ઠાકોર... ... ... ... ... ... અમદાવાદ
રાજેન્દ્ર નગીનલાલ દેસાઈ ... ... ... ... ... ,,

**બીવીયસઃ—**

બ્હેન કુસુમગૌરી સેતલવડ (સેકન્ડ કલાસ) ... ... ... મુંબઈ
સુરેન્દ્ર વૈકુંઠરાય દેસાઈ (સેકન્ડ કલાસ) ... ... ... ... ,,
કૃષ્ણલાલ મોતીલાલ ઠાકોર ... ... ... ... ... ભરૂચ
તનમનલાલ બલવંતરાય ઠાકોર ... ... ... ... ... ,,
હર્ષદરાય સાકરલાલ ઠાકોર ... ... ... ... ... વડોદરા
બ્હેન જયવતિ વજરાય દેશાઈ ... ... ... ... અમદાવાદ
ગુણવંતરાય ધીરજલાલ દેશાઈ ... ... ... ... ... ,,
ઈશ્વરલાલ શંકરલાલ ઠાકોર ... ... ... ... ... ... ,,
સત્યેન્દ્રલાલ ચીમનલાલ ઠાકોર ... ... ... ... ... ,,
રમણીકરાય કલ્યાણરાય ઠાકોર ... ... ... ... ... ,,
વિષ્ણુપ્રસાદ ત્રીકમલાલ લાખીયા ... ... ... ... ,,
હીરાલાલ જીવનલાલ છત્રપતિ... ... ... ... ... જુનાગઢ
રમણીકલાલ ભદ્દરાય જેટલી (પુરોહીત)... ... ... ... ભરૂચ

—:૦:—

## ધી ગુજરાત બ્રહ્મક્ષત્રિય કોઓપરેટીવ સોસાયટી–ભરૂચનો ત્રૈમાસિક રીપોર્ટ.

| ભરાયલા શેરોની સંખ્યા | ત પેટે આવેલા માલના રૂપીઆ દર શેરે રૂ ૧૦ લેખે | ડીપોઝીટની આપેલી રકમ | લોન કેટલાને આપી | લોન તરીકે આપા યલી રકમ | સભાસદની સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧૩૨ | ૧૩૨૦ | ૨૫૭૫ | ૮ સભાસદને | ૩૩૦૦ | ૭૮ |

સહી A U Malji,
ચેરમેન

પ્રવેશ ફીની રકમ રૂ ૧૮૦
તા ૩૧ મી માર્ચ સને ૧૯૧૮

### લગ્ન.

| | | ઉ વ | | | ઉ વ | |
|---|---|---|---|---|---|---|
| ચંદ્રકાન્ત ધીરજલાલ ઠાકોર | (સુરત) | ૨૨ | ના લગ્ન | ઇન્દુમતિ શ્રીપતરાય ઠાકોર | ૨૦ | (સુરત) |
| ધીરજલાલ ચુનીલાલ સેતલવાડ | (અમદાવાદ) | ૨૨ | | વિમળાગૌરી અંબાલાલ લાખીયા | ૧૭ | (અમદાવાદ) |
| વૈકુંઠલાલ ભગવાનલાલ | , | ૩૪ | | કાન્તાગૌરી સુરજરામ | ૧૪ | (આમોદ) |
| પ્રીતમરાય વ્રજરાય | | ૨૮ | | નિર્મળગૌરી ગિરધરલાલ | ૧૮ | (અમદાવાદ) |
| નરહરીલાલ કલ્યાણરાય | (આમોદ) | ૨૫ | | જયવતિ વ્રજરાય | ૨૦ | ,, |
| નગીનલાલ નરભેરામ | | ૨૫ | , | પદ્માવતિ જમીયતરામ | ૨૦ | , |
| હરીલાલ ચંદુલાલ દેસાઈ | (જુનાગઢ) | ૨૪ | , | લલિતા કુલશંકર | ૧૫ | (જુનાગઢ) |

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. ઇંતેન્દ્રમણી મન્તિલાલ ભટ્ટ | ને | પુત્રી | ભરૂચ |
| ,, વિમળાગૌરી ઠાકોરલાલ | ,, | ,, | ,, |
| ,, વિરમતી મણીલાલ ઠાકોર | ,, | પુત્ર | ,, |
| ,, પુષ્પાવતિ કૃષ્ણલાલ હરિનાથ | ,, | ,, | ,, |
| ,, અંશુમતિ જયંતિલાલ ઠાકોર | ,, | ,, | અમદાવાદ |
| ,, મુક્તા કાંતિલાલ દેસાઈ | ,, | | ,, |
| ,, ધનલક્ષ્મી છોગાલાલ સેતલવાડ | ,, | ,, | ,, |
| ,, વનીતા ધીરજલાલ છત્રપતિ | ,, | પુત્રી | ,, |
| ,, ધનવિદ્યા નટવરલાલ દેસાઈ | ,, | ,, | ,, |
| ,, ધર્મગૌરી જીવનલાલ હરરાય | ,, | ,, | મોમ્બાસા |

## मरण.

| | ઉ વ | રોગ | સ્થળ |
|---|---|---|---|
| ગં સ્વ તારાબ્હેન | ૮૨ | ઘડપણ | સુરત |
| ચંદુલાલ કલ્યાણરાય | ૭૪ | ,, | ,, |
| માધવલાલ ચતુર્ભુજદાસ ઠાકોર | ૫૬ | મેલેરીયા | ભરૂચ |
| હીરાલાલ પ્રાણલાલ દેસાઈ | ૪૧ | કેન્સર | ,, |
| કૃષ્ણલાલ હરિનાથનો બાલક પુત્ર | | | ,, |
| ગં સ્વ હીરાગૌરી | ૫૭ | | અમદાવાદ |
| જયંતિલાલ નરભેરામનો બાલક પુત્ર | | | ,, |
| ભુપતરાય બળવતરાયની પુત્રી | | | ,, |
| કૃષ્ણલાલ સાકરલાલ દેસાઈ | ૩૧ | ઈન્ફલ્યુએન્ઝા | ઉમરેઠ |
| ડૉ. ત્રીભોવનદાસ કેશવલાલનો પુત્ર | ૭ | | જુનાગઢ |

## ब्रह्मक्षत्रिय त्रिमासिक मंडळ

—— ० ——

પ્રમુખ—રા મણીલાલ અજીતરાય ઠાકોર બી એ
સભ્યો—રા વૈકુંઠલાલ શ્રીરતરાય ઠાકોર બી એ
રા કાંતિલાલ ભોગીલાલ દેસાઈ
રા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ બી એ એલએલ બી, મંત્રી
રા જીવનલાલ માધવલાલ ઠાકોર, પ્રકાશક

સૂચના—ત્રિમાસિક સબંધી સર્વ પત્રવ્યવહાર

પ્રકાશક—"બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, ગાયવાડી, ગીરગામ, મુંબઇ" ને સરનામે કરવો

—— ० ——

જ્ઞાતિની કોઈપણ નિરાધાર સ્ત્રી યા પુરૂષ અથવા કોઇ પણ વિધવા બાઈને પોતા માટે અથવા પોતાના સંતાનની કેળવણી વગેરે માટે કંઇ પણ મદદ જોઇતી હોય તો આ પત્રની ઑફીસમાં A 'અ" ને સરનામે લખવું

☞ પત્રવ્યવહાર તદ્દન ખાનગી રહેશે

અ C/O
બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક ઑફીસ,
ગાયવાડી ગીરગામ મુંબઇ

—— ० ——

## ઉત્તમ કવિતા માટે ઇનામ

૧૯૧૮ના જુનાઈથી ૧૯૧૯ના એપ્રીલ સુધીના ચાર અંકોમાં પ્રસિદ્ધ થયેલી કવિતાઓની હરિફાઈના ઈનામ આવતા અંકમાં જાહેર કરવામાં આવશે.

—— ० ——

# એક નવીન જાતનું ઘી

## તેના આશ્ચર્યકારક ગુણો

હિમાલય તરફના પ્રદેશના જંગલોમા થતા મોહક ' વૃક્ષને મળતી જાતના ઝાડના બીયામ થી એક પ્રકારનુ ઘી તૈયાર કરવામા આવે છે અને એ ઘીમા આશ્ચર્યકારક ગુણો રહેલા હોવા છતા તેની શોધખોળ કરીને અત્યાર સુધીમા તેનો લાભ જનસમુહને કોઇપણ શોધકે આપેલો નથી એ ઘી દરાજ તથા ખરજવા ઉપર માલીસ કરવાથી ચોવીસ કલાકમા ફાયદો કરે છે અને નવાઇ ભર્યુ તો એ છે કે તેથી કપડા બીલકુલ ખરાબ થતા નથી માથાના દુખાવા ઉપર માલીસ કરવાથી તાત્કાલીક આરામ થાય છે અને બીજા બામોનો ઉપયોગ કરવાની જરૂર રહેતી નથી શરીરના કોઇપણ ભાગ ઉપરની વેદના કળતર કે સાધાઓના દુખાવા ઉપર માલીસ કરવાથી તે વિજળીના વેગે આરામ કરે છે મોઢા ઉપરના ખીલ કરોળીઆ અને ચામડી ઉપરના ઘાવ ઉપર માલીસ કરવાથી ઘણીજ ઝડપે તે દુર થાય છે નકામા કેશ કાઢી નાખ્યા પછીથી તે ઠેકાણે આ ઘી માલીસ કરવાથી ઘણી લાંબી મુદત સુધી કેસ ઉગતાજ નથી ખસ ચેગ ગડગુંમડ, ફોડલીઓ અને ચાદા ઉપર મસળવાથી ઘણીજ ઝડપે આરામ થાય છે લગભગ એક હજાર માણસો ઉપર અજમાવ્યા પછીથી આશ્ચર્યકારક ગુણો ધરાવનાર ઘી જાહેરને લાભ આપવાને પબ્લીક કરવામા આવેલુ હોવાથી તેનો દરેકે અવસ્ય લાભ લેવો જોઇએ જાણીતાઓ "સુકન એ નામથી તેને ઓળખે છે અને તેની એક કુપીની કીંમત ફકત રૂ ૧-૮-૦ છે તે મુબઇમા જાહેર ભુલેશ્વર ખ્તે પાંજરાપોળ કંપાઉંડમા સિંહનાદી ડીપોમાં મળે છે આ મનારટ હિન્દુસ્થાનમા કોઇપણ વેપારીને ત્યા વેચવા મુકેલી ન હોવાથી સિંહનાદી ડીપોમાજ પત્ર લખીને મંગાવી લેવી

---

# જાહેર ખબર.

---

અમો ચાંદો તથા "સર્ટીફીકેટ"ની ભીકાગ્મો કરી ગ્રાહકોને લાલચમાં નાખવા માંગતા નથી પણ ઉત્તમ પ્રકારનો માલ આપી ગ્રાહકોને રાજી રાખવા એજ અમારી કું૦ નો મુદ્રાલેખ છે, નાતાલ વાસ્તે ભેટ આપવા લાયક તરેહવાર જાતના "ફેન્સી-બૉક્સો" તથા "ટીનો" મોટા જથામાં મળશે તથા ૨ગ પર્વ વાસ્તે વીણી-સાફ કરેલો "મેવો" તથા "મસાલો" તથા "ઊંચી હીંગ" વગેરે મળી શકશે.

બહારગામના ઑર્ડરો ઉપર ખુસ્ત ધ્યાન આપવામાં આવશે.

તરેહવાર સુકા મેવાના પાયોનીયર વેપારી

## ઠા૦ દેવચંદ વાગજી એન્ડ કું૦

ઠે૦—જુમા મસીદ સામે, મુંબઈ.

---